સ્થળનું અલગ પુસ્તક થાય; એટલે બધી વિગતો તો નહિ, પરંતુ મુખ્ય બાબતો અહીં સમાવી છે. કેટલાંક સ્થળોનાં વર્ણનોમાં પૌરાણિક અને ઐતિહાસિક ઘટનાઓ સાથે એમનો આધુનિક મહિમા ઉમેરવાનો યત્ન પણ કર્યો છે. એ સ્થળોનાં કેટલાંક ચિત્રો પણ રજૂ કર્યાં છે. અમને આશા છે કે, આ ગ્રંથનું વાચન લોકોને રુચશે. એ વાચનથી પોતાના દેશનું અને ધર્મનું ગૌરવ એ વધારે સમજશે, અને એ વિષે વિશેષ જાણવાની જિજ્ઞાસા જાગ્રત થશે

'ભારતીય વિદ્યાભવન'–મુંબઈ તરફથી અંગ્રેજીમાં ચાર ભાગમાં આ 'અમર ભારત' શ્રેણી પ્રસિદ્ધ થયેલી છે અને તેની ત્રણ આવૃત્તિઓ બહાર પડી છે.

આ સંસ્થાને આ બધા ભાગો ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની સંમતિ ભારતીય વિદ્યાભવન (મુંબઈ) તરફથી મળી છે તેમજ આમાં આપેલાં ચિત્રોના બ્લોકો વાપરવા આપ્યા છે તે માટે તેના પ્રમુખ અને સેક્રેટરીનો આભાર માનીએ છીએ.

આ પહેલા ભાગમાં ૩૬ તીર્થસ્થળો આપ્યાં છે. એ સિવાયનું બાકીનું લખાણ સંસ્થા તરફથી હવે પછી પ્રસિદ્ધ થશે.

શાળાઓ, પુસ્તકાલયો, પ્રવાસશોખીનો, ધર્મપ્રેમી સજ્જનો અને સ્વાભિમાની નાગરિકોને ઉપયોગી નીવડે એવા આ પુસ્તકમાં ભારતનાં પવિત્ર સ્થળોની, તેમના ઐતિહાસિક–પૌરાણિક સંદર્ભો અને આડકથાઓ સહિતની અમૂલ્ય માહિતી આપવામાં આવી છે.

ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારનું પ્રવાસ–જ્ઞાન–સ્થળ–પરિચયનું સાહિત્ય નહીં જેવું છે; એટલે આ પ્રકાશન નાના–મોટા સહુને ઉપયોગી ને રસપ્રદ થઈ પડશે એવી આશા છે.

વલ્લભવિદ્યાનગર, તા. ૨૯-૧૧-'૬૬ — 'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
એચ. એમ. પટેલ (પ્રમુખ)

# પ્રસ્તાવના

શ્રીમદ્ ભાગવત( ૧–૧૯–૮ )માં કહ્યું છે:

तत्रोपजग्मुर्भुवनं पुनाना महानुभावा मुनयः सशिष्याः।
प्रायेण तीर्थाभिगमापदेशैः स्वयं हि तीर्थानि पुनन्ति सन्तः॥

'એક સ્થળેથી બીજે સ્થળે વિચરતા ઊંચી કોટિના સંતોએ આ પૃથ્વીને પાવન કરી છે. (જ્યાં પરીક્ષિત રાજા પ્રાયોપવેશન કરી રહ્યા હતા, તે ગંગા નદીને કાંઠે) મુનિઓ શિષ્યો સહિત પધાર્યા. તીર્થયાત્રાનું નિમિત્ત રાખીને સંતો આવે છે, પરંતુ એ યાત્રા કરીને તીર્થને જ પાવન કરી જાય છે.'

ભાગવત( ૧–૧૩–૧૦ )માં વળી એમ પણ કહ્યું છે કે, 'તમસરખા ભાગવત-પુરુષ એ તીર્થસ્વરૂપો જ છે. ખરું જોતાં એમના હૃદયમાં ગદાધારી વિષ્ણુભગવાનનો વાસ હોવાથી એ લોકો તીર્થમાં પધારે છે ત્યારે તીર્થ પણ પાવન થાય છે.'

भवद्विधा भागवतास्तीर्थीभूताः स्वयं विभो।
तीर्थीकुर्वन्ति तीर्थानि स्वान्तःस्थेन गदाभृता॥

આથી સ્કંદપુરાણ( ૧–૨–૧૩–૧૦ )માં સ્પષ્ટતા કરી છે કે જે સ્થળે સંતોનો નિવાસ હોય અને જે સ્થળો સાથે સંતોનો સંબંધ થયો હોય તે સ્થળોએ જવું તેનું નામ યાત્રા છે. પુરુષયાત્રા મુખ્ય છે. પૃથ્વી પરનાં ભૌગોલિક સ્થળોએ પહોંચવું તે ગૌણ છે.

मुख्या पुरुषयात्रा हि तीर्थयात्रानुषङ्गतः।

'મનુષ્ય શરીરનાં અંગ–ઉપાંગમાં અમુક વધારે પવિત્ર છે એમ પૃથ્વીનાં અમુક સ્થળો વધારે પવિત્ર છે એનું કારણ છે. કોઈ સ્થળની નજીક સરિતાનાં નિર્મળ જળ વહે છે, કોઈ સ્થળે સંતપુરુષોનો નિવાસ થયો હોય છે કે એમનો પ્રસંગ પડ્યો હોય છે,

અને કોઈ સ્થાન અનુપમ જગ્યાએ આવ્યું હોય છે.' આમ મહા-ભારતના અનુશાસનપર્વ (૧૦૮-૧૬ થી ૧૮)માં કહ્યું છે. એ જ ગ્રંથના વનપર્વ (૮૨, ૧૩ થી ૧૭)માં કહ્યું છે કે 'યજ્ઞોના વિધિમાં ઘણું ધન-ખર્ચ કરવું પડે છે, એ કામ રાજા કે ધનિક લોકોનું છે. જેમની પાસે ધન નથી, સાધન નથી, પત્ની નથી કે પુરોહિત નથી, એમનું એ ગજું નથી; પરંતુ તીર્થયાત્રા તો સૌ કોઈ કરી શકે છે. ગરીબમાં ગરીબ માણસ પણ યાત્રા કરી શકે છે. આથી ઉત્તમ યજ્ઞ કરતાં પણ તીર્થયાત્રાનું પુણ્ય અધિક છે.'

વાયુપુરાણ (૭૭-૧૨૭)માં જણાવ્યું છે કે 'પાંચ પ્રકારના મનુષ્યોને તીર્થયાત્રાનું ફળ પ્રાપ્ત થતું નથી. જે અશ્રદ્ધાળુ હોય, જે પાપી હોય, જે શંકાશીલ હોય, જે નાસ્તિક હોય અને જે ખોટી તર્ક-ચર્ચા કર્યા કરતા હોય, એમને માટે કોઈ તીર્થ જ નથી.'

શ્રી નારાયણ ભટ્ટે રચેલા 'ત્રિસ્થલીસેતુ'ના ગ્રંથમાં શંખ-સ્મૃતિનો શ્લોક ટાંક્યો છે:

सर्वेषां सर्वतीर्थानि पापघ्नानि सदा नृणाम् ।
परस्परानपेक्षाणि कथितानि मनीषिभिः ॥

'એકમેકની સહાયની અપેક્ષા વિના સર્વ તીર્થોમાં પોતાની એટલી શક્તિ છે કે, માનવીનાં પાપ માત્ર સદા દૂર કરી શકે છે.'

સર્વ ઝરણાં, પર્વતો અને સરિતાઓ પવિત્ર છે; પરંતુ ગંગા નદી વિશેષે કરીને પવિત્ર છે. અમુક તીર્થના પવિત્ર જળમાં સ્નાન કરવાથી, અમુક તીર્થમાં પિતૃઓનું તર્પણ કરવાથી અને અમુક તીર્થનું તો નામસ્મરણ કરવાથી જ પાપનો નાશ થાય છે અને પુણ્ય મેળવી સુખની પ્રાપ્તિ થાય છે. નિયમ એવો છે કે તીર્થક્ષેત્ર જવું, ત્યાં જઈને ત્રણ દિવસ ઉપવાસ કરવા અને ત્યાં સુવર્ણ અને ગાયોનું દાન કરવું. જે કોઈ એમ નથી કરતા તે દરિદ્રી રહે છે. અમુક તીર્થસ્થળો દુર્ગમ હોવાથી ત્યાં યાત્રાએ જવું મુશ્કેલ છે. આથી એ

સ્થળોનું ધ્યાન ધરીને મનની વાટે પણ ત્યાં પહોંચવું જોઈએ, ત્યાંની માનસિક યાત્રા કરવી જોઈએ.

તીર્થ વિષે ગરુડપુરાણમાં કહ્યું છે:

रजस्तमोविरहितैस्तपसा धूतकल्मषैः ।
यदध्यासितमर्हद्भिस्तद्धि तीर्थं प्रचक्षते ॥

'તપ કરીને જેમણે પોતાનાં પાપ ધોઈ નાખ્યાં છે, જેમનાં મોહમાયા નાશ પામ્યાં છે અને જે સંત-પુરુષો પૂજવા યોગ્ય બન્યા છે, એમનાં નિવાસસ્થાનો અને તેમના સમાગમમાં આવેલાં સ્થળો તે તીર્થસ્થળો છે.'

તીર્થોના બે પ્રકાર ગણાવ્યા છે: કાં તો પ્રભાસ કે પ્રયાગના જેવું સ્વયંભૂ ક્ષેત્ર હોય અને કાં તો ડાકોરના જેવું મંદિરની રચનાથી નિર્મિત ક્ષેત્ર હોય. તીર્થોના બીજા વિભાગો પણ કર્યા છે: કોઈ તીર્થ દૈવી હોય ને કોઈ આસુરી હોય, કોઈ આર્ષ હોય ને કોઈ માનુષી હોય, કોઈ સ્વર્ગમાં હોય, કોઈ પૃથ્વીના પટ ઉપર હોય ને કોઈ ક્ષેત્ર-પાતાળમાં હોય. મહાભારતમાં નૈમિષારણ્યને ભૌમતીર્થ કહ્યું છે, પુષ્કરને અંતરિક્ષતીર્થ માન્યું છે અને કુરુક્ષેત્રને ત્રણે લોકનું ત્રિલોકતીર્થ ગણ્યું છે. જ્યાં સંત-પુરુષનો નિવાસ થયો હોય કે એમનો સમાગમ થયો હોય તે સ્થળ પવિત્ર બની જાય છે; પરંતુ એટલું પૂરતું નથી. દરેક યાત્રીની માનસિક અવસ્થા ભક્તિમય હોવી જરૂરી છે. માનસિક વિશુદ્ધિ વિના એકલી બાહ્ય શુદ્ધિ કર્યાથી કામ સરતું નથી. આથી કાશીખંડમાં સ્પષ્ટતા કરી છે કે:

निगृहीतेन्द्रियग्रामो यत्रैव वसते नरः ।
तस्य तत्र कुरुक्षेत्रं नैमिषं पुष्करं तथा ॥

'જેણે પોતાની ઇંદ્રિયો અને પ્રકૃતિ વશમાં રાખ્યાં છે, તેનું નિવાસસ્થાન કુરુક્ષેત્ર, નૈમિષારણ્ય અને પુષ્કર જેવું વિખ્યાત તીર્થ બની જાય છે.'

'સરિતામાં ડૂબકી મારવી એથી કાંઈ સ્નાન થઈ જતું નથી, જે કોઈ ઇંદ્રિય-નિગ્રહરૂપી દમ વડે સ્નાન કરે છે અને શ્રદ્ધા વડે મનની અશુદ્ધિ ધોઈ શકે છે, તેનું જ સ્નાન બરોબર ગણાય છે.'

स स्नातो यो दमस्नातः श्रद्धाशुद्धमनोमलः ।

જે અશુદ્ધ છે, દ્રોહી છે, કપટી છે, દંભી છે, ક્રૂર છે, લોભી ને કામી છે, તે સર્વ તીર્થોમા સ્નાન કરે તોપણ મનથી મેલો અને પાપી જ રહેવાનો કોઈ દાન કરે, યજ્ઞ કરે, તપ કરે, શુદ્ધ આચાર રાખે, જ્ઞાન મેળવે અને તીર્થયાત્રાઓ કરે, પરંતુ એનુ મન અને એની મુરાદો મેલી રાખે તો કશુ નહિ વળે. જે માનસતીર્થમાં સ્નાન-ધ્યાન-ચિંતનનાં જળ વડે પુનિત થયેલા જળમા સ્નાન કરે અને જેનાં મોહમાયાના કીચડ ધોવાઈ ગયા હોય, તે જ પરમ ગતિને પામે છે. માત્ર શરીરના મેલ કાઢવાથી કોઈ વિશુદ્ધ થઈ શકતો નથી, એ તો મનના મેલ ધોવાથી જ પવિત્ર મનવાળા થવાય છે. કાશીખંડમા કહ્યું છે કે જળમા ઉત્પન્ન થયેલા મત્સ્ય વગેરે હજારો જીવો જળમા રહે છે ને જળમા મરે છે, તીર્થના જળમા જ જીવે-મરે છે. પરંતુ માનસિક વિશુદ્ધિ માટે એમનો પુરુષાર્થ નથી તેથી તીર્થનું પુણ્ય એમને કયાથી મળે?

जायन्ते च म्रियन्ते च जलेष्वेव जलौकसः ।
न च गच्छन्ति ते स्वर्गमविशुद्धमनोमलाः ॥

હિંદુ પ્રજાના ચાર આશ્રમ-બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યાસ-એ ચારેય આશ્રમીઓને તીર્થયાત્રા કરવાનું કહ્યુ છે. એમ ચારે વર્ણના લોકોને પણ તીર્થયાત્રા કરવાનો આદેશ છે. ગૃહસ્થે એની પત્નીની સાથે તીર્થયાત્રા કરવી એમ કહ્યુ છે; અને એ પોતાને ઘેર અગ્નિની પૂજા કરી અગ્નિહોત્રી બન્યો હોય તો એણે યાત્રામા પોતાની સાથે અગ્નિને લઈ જવાનું કહ્યુ છે કહ્યું છે કે મનુઓ, વસુઓ, રુદ્રો, આદિત્યો, મરુતો અને અન્ય દેવો તથા નાગ, યક્ષ કે રાક્ષસો અને

ઋષિમુનિઓ એ સર્વ તીર્થો દ્વારા સિદ્ધિ પામ્યા છે.

ભાગવતપુરાણમાં જણાવ્યું છે કે ભારતની પ્રાચીન ભ
પહેલાં નાભિવર્ષ કહેતા હતા. સ્વયંભુવ મનુના પુત્ર પ્રિયવ્રત. એમ
જ્યેષ્ઠ પુત્ર અગ્નિધ્ર સમસ્ત જંબુદ્વીપના રાજા થયા. અગ્નિધ્રને સાત પુ
હતા. એથી એમણે રાજ્યના સાત ખંડ (અથવા વર્ષ) પાડ્યા. એ
પહેલો ખંડ નાભિખંડ કે નાભિવર્ષ કહેવાયો; કેમ કે એ એમ
જ્યેષ્ઠ પુત્ર નાભિને મળ્યો. પાછળથી એ ભરતવર્ષ કહેવાયો.

આ નાભિને દેવ સરખો પુત્ર મેળવવાની ઇચ્છા થઈ. અ
(અજન્મા) હોવા છતાં ભગવાન પોતે ઋષભદેવરૂપે નાભિને
જન્મ્યા હતા. એમણે પરમહંસના ધર્મનો ઉપદેશ કર્યો એના પ્ર
નાભિવર્ષ દેશ તે અજનાભિવર્ષ તરીકે ઓળખાયો. આ ઋ
દેવના જ્યેષ્ઠ પુત્ર ભરતના નામે પ્રસિદ્ધ થયા. એ ઘણા મહાન ર
હતા તેમ જ મહાયોગી પણ હતા. જ્યારે એ વાનપ્રસ્થ થયા
વનમાં જઈ તપ કરવા લાગ્યા ત્યારે એક હરણના બચ્ચાં
એમણે હેત કર્યું; એને બચાવ્યું, પાળ્યું ને પોષ્યું. એમાંથી આસ
થઈ અને મરણ સમયે હરણમાં જીવ પ્રવેશ્યો તેથી બીજે જન્મે
પોતે હરણ થઈને અવતર્યા. ત્રીજા જન્મમાં એ જ ભરતજી જડ
મુનિના રૂપમાં ઘણી ખ્યાતિ પામ્યા. આ ભરત(રાજા અને મુનિ
ની ખ્યાતિ એટલી બધી વધી ગઈ કે નાભિવર્ષ તથા અજનાભિ
તરીકે ઓળખાતા દેશનું નામ ભારતવર્ષ પડ્યું. એ નામ શાથી પ
તે વિષે બીજી કથા પણ છે. કહે છે કે દુષ્યંતને શકુંતલાથી થ
પુત્રનું નામ ભરત હતું, તે એ રાજાના નામ ઉપરથી દેશ ભરત
કહેવાયો. બ્રહ્માંડપુરાણની માન્યતા એવી છે કે આ દેશ ભારત ત
ઓળખાયો તે પહેલાં એને હિમાહ્વ વર્ષ કહેતા. લિંગપુરાણમાં
હિમવતવર્ષ કહ્યો છે. 'ઇન્ડિયા'નું નામ સિંધુ નદી ઉપરથી પડ્યું

કૂર્મના રૂપમાં અવતાર ધરીને પ્રગટ થયેલા ભગવાન જના
તે જ આ પવિત્ર ભરતભૂમિ છે એમ મનાય છે. ભારતને કર્મ

કહી છે. આપણા પવિત્ર ધર્મગ્રંથોમાં જણાવ્યું છે કે જે કોઈ ભારત દેશનાં તીર્થોની પરિક્રમા કરશે તેણે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કર્યા બરોબર ગણાશે અને એથી ઘણું પુણ્ય મળશે. પાંડવોએ દ્યૂતમાં રાજ્ય ખોયું હતું. તે પાછું મેળવવા અને પાપમુક્ત થવા એમણે એક લાંબી તીર્થયાત્રા કરી હતી. તે કાળના પ્રસિદ્ધ ઋષિમુનિઓની સાથે બાર વર્ષ લગી આ પુનિત ભારત દેશમાં ફર્યા હતા અને એને અંતે સિદ્ધિને પામ્યા હતા શ્રીકૃષ્ણના મોટાભાઈ બળરામ એક વાર નૈમિષારણ્યમાં ગયા હતા. તે સમયે સૂત રોમહર્ષણ પુરાણોની કથા કરતા હતા. કથા બંધ રાખીને એ બળરામનું સ્વાગત કરવા ઊભા થયા નહિ, એટલે ગુસ્સે થઈને બળરામે એમનો વધ કર્યો. રોમહર્ષણ સૂત હતા પરંતુ પુરાણકથા કહેવાની ગાદી ઉપર બેઠા હતા. એમની હત્યાથી બળરામને બ્રહ્મહત્યા કર્યા બરોબર પાપ લાગ્યું હતું. અજાણતાં કરેલી બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થવા માટે શાસ્ત્રોમાં જણાવ્યું છે કે બાર માસ લગી ધાર્મિક વ્રત રાખીને ભારતવર્ષમા ફરવું, માર્ગમાં આવતાં પવિત્ર તીર્થોનાં દર્શન કરવાં અને પવિત્ર સ્રોતમાં સ્નાન કરવું. ભાગવત( ૧૦-૭૮-૪૦ )માં કહ્યું છે :

तत्रश्च भारतं वर्षं परीत्य सुसमाहितः ।
चरित्वा द्वादश मासांस्तीर्थस्नायी विशुद्ध्यसे ॥

પરશુરામે સહસ્રાર્જુન નામના રાજાનો વધ કર્યો હતો. એમનાથી રાજહત્યા થઈ હતી, એટલે એમના પિતા જમદગ્નિએ પ્રાયશ્ચિત્ત કરવાનું કહ્યું. એમાં બાર માસ લગી ભારતવર્ષના તીર્થોની યાત્રા કરવા જણાવ્યું; પરંતુ બ્રહ્મહત્યા કે રાજહત્યા માટે પ્રાયશ્ચિત્ત કરવા પડે ત્યારે જ તીર્થયાત્રા કરવી એવો નિયમ નથી. મહાભારતના યુદ્ધમા વિજય મેળવ્યા પછી રાજા યુધિષ્ઠિરને ઘણો શોક ઊપજ્યો હતો. એમના દિલમાં દોષ લાગ્યો હતો અને મનની શાંતિ મળતી નહોતી. એનો ઉપાયમાં એમને તીર્થયાત્રા કરવાનું જણાવ્યું હતું. બીજા કારણો હોય કે ના હોય; પરંતુ ઈશ્વરની કૃપાનો પ્રસાદ પામવા અને

પુણ્ય મેળવવા ખાતર ભારતવર્ષની પરિક્રમા કરવી એવો આદેશ છે. વિદુરને કોઈ પ્રાયશ્ચિત્તની જરૂર નહોતી. એમને કોઈ સિદ્ધિની કામના પણ નહોતી, એમ છતાં એમણે આખા ભારત દેશની યાત્રા કરી હતી.

गां पर्यटन् मेध्यविविक्तवृत्तिः सदाऽऽप्लुतोऽधःशयनोऽवधूतः।
अलक्षितः स्वैरवधूतवेषो व्रतानि चेरे हरितोषणानि ॥
इत्थं व्रजन्भारतमेव वर्षं कालेन यावद् गतवान् प्रभासम् ॥

(ભાગવત, ૩-૧-૧૯ અને ૨૦)

ભૂતકાળમા ઘણા ઋષિમુનિઓએ, આચાર્યોએ, યોગીજનોએ અને ગુરુઓએ સમગ્ર ભારત દેશનું પરિક્રમણ કર્યું છે. આજે પણ એ પરંપરા ચાલુ છે. આફ્રિકામાંથી પાછા ફર્યા પછી મહાત્મા ગાંધીજીએ પણ દેશનું પરિક્રમણ કર્યું હતું.

ભારત વર્ષના પ્રદેશોનાં જુદાં જુદાં નામ હતાં. મનુસ્મૃતિ-(૨-૧૭)માં જણાવ્યું છે કે, 'સરસ્વતી અને દશદ્વતી નામની બે પવિત્ર નદીઓના પ્રદેશનું દેવોએ નિર્માણ કર્યું છે અને એને બ્રહ્માવર્ત કહે છે. એમાં આગળ (૨-૧૯) જણાવ્યું છે કે, 'બ્રહ્માવર્તની લગોલગ બ્રહ્મર્ષિ દેશ છે, એમાં કુરુક્ષેત્ર, મત્સ્ય, પાંચાલ અને શૂરસેન છે.' આગળ (૨-૨૧) જણાવ્યું છે કે ઉત્તર-દક્ષિણે હિમાલય અને વિંધ્યના પર્વતો અને કુરુક્ષેત્રની પૂર્વમાં તથા પ્રયાગની પશ્ચિમનો પ્રદેશ મધ્ય મંડળ કહેવાય છે.' 'પૂર્વી સાગર અને પશ્ચિમી સાગર વચ્ચેનો અને હિમાલય તથા વિંધ્યની વચ્ચેના પ્રદેશને આર્યાવર્ત કહે છે.' (મનુ: ૨. ૨૨) 'જ્યાં કૃષ્ણ મૃગ વિચરે છે તે દેશ યજ્ઞીય એટલે પવિત્ર કહ્યો છે.' (મનુ: ૨. ૨૩) કેટલીક જગ્યાએ આર્યાવર્તની સીમાઓ જણાવ્યા વિના એનો નિર્દેશ કર્યો છે. પૃથ્વીના એક ભૂમિભાગ તરીકે જંબુદ્વીપ જણાવ્યો છે અને તે જ ભારત દેશ છે એમ દર્શાવ્યું છે; પરંતુ ભારતવર્ષ એ નામ રાજકીય અને સાંસ્કૃતિક એકમ સૂચવે છે. એના સાર્વભૌમ રાજા એક જ હતા અને આમનુ

हिमाल्यात् છેક હિમાલયથી તે કન્યાકુમારી સુધી સાસ્કૃતિક ભાવનાઓ સમાન હતી

**कल्पायुषां स्थानजयात् पुनर्भवात् क्षणायुषां भारतभूजयो वरम्।
क्षणेन मर्त्येन कृतं मनस्विनः सन्यस्य संयान्त्यभयं पदं हरेः॥**

**यद्यत्र न. स्वर्गसुखावशेषितं स्विष्टस्य सूक्तस्य कृतस्य शोभनम्।
तेनाजनाभे स्मृतिमज्जन्म नः स्याद् वर्षे हरिर्यद् भजतां श तनोति॥**

ભાગવત( ૫-૧૯-૨૩ અને ૨૮ )મા ભારતની પ્રશ સા કરતાં જણાવ્યુ છે કે 'સ્વર્ગમા કલ્પ સુધીનુ આયુષ્ય ભોગવવાનુ' મળે તેના કરતા ભારતમા ટૂંકા આયુષ્યનો જન્મ લેવો સારો, કેમ કે ભારતમા જન્મ પામેલો મનુષ્ય બીજી પ્રવૃત્તિઓનો ત્યાગ કરીને થોડો સમય પણ ઈશ્વરને ભજે અને ઈશ્વરનુ અભયપદ પામવાની પ્રબળ ઇચ્છા કરે તો તે પામી શકે છે એથી ભગવાનને પ્રાર્થના કરવી કે ગતજન્મોમા યજ્ઞ, સુકૃત ને મધુર વાણી કર્યાનુ પુણ્ય હજી બચ્યુ' હોય તો આવતો જન્મ આ પ્રાચીન ભારતવર્ષમા મળો એ રીતે ભગવાનને શરણે જઈ ને, એમની કૃપાનો પ્રસાદ પામીને, એમને સદા ભજી શકીએ '

તીર્થની યાત્રાએ નીકળવુ હોય ત્યારે બનતા લગી ચાલતા જવાનો આદેશ છે. આની પદયાત્રાના અનેક લાભ છે વાહનોમા મુસાફરી કરવાથી અમુક સ્થળો છોડી દેવાની જરૂર પડે છે, જ્યારે પગે ચાલીને જતા નિરાતે જવાય છે અને ઘણો લાભ થાય છે એક ઠેકાણે કહ્યુ છે કે 'તીર્થયાત્રા જો પગે ચાલીને કરવામા આવે તો એ જ મોટુ તપ છે, વાહનમા બેસીને યાત્રા કરવાથી અર્ધુ પુણ્ય ગુમાવી દેવાય છે. માર્ગમા છત્રી કે જોડાનો ઉપયોગ કરે તોપણ પુણ્ય ઓછુ થાય છે યાત્રામા ધંધા-રોજગારનુ' કામ કરે, તો પોણા ભાગનુ પુણ્ય જતુ' રહે છે, અને દાન ગ્રહણ કરે તો એનુ' બધુ' જ પુણ્ય પરવારી જાય છે.' કોઈની તબિયત સારી ન હોય છતાં

તીર્થાટને નીકળે ત્યારે વાહનનો ઉપયોગ કરવો પડે તોપણ એનું પુણ્ય ઓછું થતું નથી.

કોઈ નદીને કે જળાશયને કાંઠે કે સમુદ્રને કિનારે પવિત્ર સ્થળ હોય તે તીર્થ ને બીજે સ્થળે હોય તે ક્ષેત્ર. હિંદુઓમાં પવિત્ર ધામ ઘણું કરીને કુદરતના કોઈ રળિયામણાં સ્થળે હોવાનાં; કાં તો એ સ્થળ પહાડની ટોચ ઉપર હશે, કાં તો નદી કે સરોવરની સમીપમાં હશે, કાં તો નદીનાં મૂળ આગળ હશે ને કાં તો વનના એકાંતમાં હશે. આથી ધ્યાન, ચિંતન અને તપ કરવામાં સુગમતા મળે છે.

જુદાં જુદાં પુરાણોમાં શિવ, વિષ્ણુ, શક્તિ અને બીજાં દેવદેવીઓનાં તીર્થસ્થળોની યાદીઓ જણાવી છે. ભાગવતપુરાણ(૫-૧૯)માં નીચે મુજબના પવિત્ર પહાડો અને નદીઓ વિષે જણાવ્યું છે:

**પહાડો:** મલય, મંગલપ્રસ્થ, મૈનાક, ત્રિકૂટ, ઋષભ, કૂટક, કોલ્લક, સહ્ય, દેવગિરિ, ઋષ્યમૂક, શ્રીશૈલ, વેંકટ, મહેન્દ્ર, વારિધર, વિંધ્ય, શુક્તિમાન, રુક્ષગિરિ, પારિયાત્ર, દ્રોણ, ચિત્રકૂટ, ગોવર્ધન, રૈવતક-ગિરનાર, કકુભ, નીલ, ગોકામુખ, ઇંદ્રકીલ અને કામગિરિ.

**નદીઓ:** ચંદ્રવસા, તામ્રપર્ણી, અવતોદા, કૃતમાલા, વૈહાયસી, કાવેરી, વેણી, પયસ્વિની, શર્કરાવર્તા, તુંગભદ્રા, કૃષ્ણા, વેણ્યા, ભીમરથી, ગોદાવરી, નિર્વિંધ્યા, પયોષ્ણી, તાપી, રેવા, સુરસા, નર્મદા, ચર્મણ્વતી, સિંધુ, મહાનદી, વેદસ્મૃતિ, ઋષિકુલ્યા, ત્રિસામા, કૌશિકી, ગંગા, યમુના, સરસ્વતી, દશદ્વતી, ગોમતી, સરયૂ, રોધસ્વતી, સપ્તવતી, સુષોમા, શતદ્રુ, ચંદ્રભાગા, મરુદ્વૃધા, વિતસ્તા, આસિક્ની અને વિશ્વા-આ બધી મોટી નદીઓ છે અને સિંધુ તેમ જ શોણ વગેરે એ નદ છે. કેટલીક જગ્યાએ સાત નદ ગણાવ્યા છે.

આ નદીઓનાં જળની પવિત્રતા વિષે જણાવ્યું છે. કહે છે કે સરસ્વતી નદીના જળમાં ત્રણ દિવસ સ્નાન કરે તો પાવન થાય છે, યમુના નદીમાં સાત દિવસે પાવન થાય છે, ગંગામાં એક વાર સ્નાન કરે

કે તરત જ પાવન કરે છે નર્મદાનું દર્શન માત્ર પાવનકારી છે અને તાપી વિષે કહે છે કે, એનુ સ્મરણ માત્ર પણ પાવનકારી છે

આ નદીઓ સમુદ્રમા મળે છે તે વિષે પણ જણાવ્યુ છે જ્યારે સૂર્ય કર્ક અને સિહ રાશિમા હોય એટલે કે ચોમાસાના બે મહિના આ નદીઓ રજસ્વલા થાય છે, અર્થાત્ એમના જળ ડહોળા બને છે આ સ્થિતિ હોય ત્યારે સ્નાન-તર્પણના વિધિ સામાન્ય રીતે થતા નથી, પરતુ જ્યારે દાનનો વિધિ કરવામા આવતો હોય, ઉપકર્મનો ધાર્મિક વિધિ થતો હોય, આહુતિ અપાતી હોય, સબધીનુ મૃત્યુ થયા પછી સ્નાન કરવાનુ હોય અથવા સૂર્ય કે ચદ્રના ગ્રહણનો યોગ હોય ત્યારે એવો નિષેધ રાખ્યો નથી, વળી ગુરુ અને શુક્ર જ્યારે અસ્ત હોય એટલે કે સૂર્યની દીપ્તાશા મુતિમા હોય, ત્યારે તીર્થોમા સ્નાન કે શ્રાદ્ધ કરવામા આવતા નથી પરતુ ગોદાવરી નદીમા, ગયામા, શ્રીશૈલ પર્વત ઉપર અને સૂર્ય કે ચદ્રગ્રહણનો યોગ હોય ત્યારે આવો નિષેધ નડતો નથી વાયુપુરાણમા જણાવ્યુ છે કે, ગયામા શ્રાદ્ધનુ પિડદાન ગમે તે સમયે વિધિપૂર્વક થઈ શકે છે, પછી ભલે ને અધિક માસ હોય, પોતાનો જન્મ દિવસ હોય, અથવા ગુરુ-શુક્રનો અસ્ત હોય કે ગુરુ સિહ રાશિમા હોય

તીર્થયાત્રાએ નીકળવાની ઇચ્છા ધરાવતા હોય તેમને માટે કાશી ખડમા નીચે મુજબની વિધિ જણાવી છે પ્રસ્થાન કરતા પહેલા પોતાના નિવાસસ્થાને ઉપવાસ રાખવો, ભક્તિપૂર્વક શ્રીગણેશનુ પૂજન કરવુ અને પિતૃઓની પ્રાર્થના કરવી, બ્રાહ્મણો તથા સત-પુરુષોને નમસ્કાર કરવા, ઉપવાસ પૂરો કરીને પારણા કરવા ને પ્રસાદ લેવો મનમા કોઈ વ્રતનો સકલ્પ કરવો અને એનુ દૃઢતાથી પાલન કરવુ અને પ્રસન્ન ચિત્તે નીકળવું તીર્થયાત્રા પૂરી કરીને પાછા આવ્યા પછી શ્રાદ્ધ વગેરે ક્રિયાઓ પૂરી કરવી પહેલે દિવસે ઉપવાસ કર્યા બાદ બીજે દિવસે ગણેશનુ પૂજન કરવુ. યાત્રિકને શોભે એવા સાદા વસ્ત્રો પરિધાન કરવા, ગામ છોડતા પહેલાં

ગામની પ્રદક્ષિણા કરવી અને કોઈ પ્રકારનાં દાન સ્વીકારવાં નહિ

નિયમ એવો છે કે તીર્થસ્થાનમાં જઈને યાત્રીએ ક્ષૌર કરાવવું અને ઉપવાસ રાખવો; પરંતુ કુરુક્ષેત્ર, વિશાલા વિરજા અને ગયાનાં ક્ષેત્રોમાં આ નિયમ લાગતો નથી. સૌભાગ્યવતી સ્ત્રીઓએ મુંડન કરાવવાનું નથી; માત્ર બે આંગળ જેટલા વાળ કાપી આપે એ મુંડન થયું ગણાય છે. તીર્થમાં કરેલાં શ્રાદ્ધને ઘૃત-શ્રાદ્ધ કહે છે, કેમ કે એમાં ઘીની આહુતિ મુખ્ય હોય છે.

યાત્રામાં અમુક યમ-નિયમ ખાસ પાળવા જોઈએ. તીર્થોનું પૂર્ણ ફળ મળે એ સારુ હસ્ત, પાદ, મનને વશમાં રાખવાં. જે તીર્થની યાત્રા કરવાની હોય, તેના માહાત્મ્યને સારી રીતે જાણી લેવું. કાં તો ઉપવાસ રાખવો અથવા એકટાણું રાખવું અને ચારિત્ર્યની સારી રીતે રક્ષા કરવી. 'મન અપવિત્ર હશે, તો તીર્થમાં જઈને સો વાર નાહવાથી પણ પવિત્ર થઈ શકાવાનું નથી. મદિરા ભરવાથી જેમ પાત્ર અપવિત્ર બની જાય છે, તેમ મેલા વિચારોથી આ દેહ અપવિત્ર રહે છે.' 'ગંગા જેવા તીર્થમાં મત્સ્ય વગેરે અસંખ્ય જળચર જીવો રહે છે અને મંદિરોમાં પક્ષીઓ વાસ કરે છે; પરંતુ ભક્તિભાવ નથી હોતો એટલે એનું ફળ મળતું નથી, એટલે તીર્થમાં જવું તો ભાવથી જવું.'

તીર્થમાં જનારા યાત્રીને ભાતભાતના લોકોનો સમાગમ થવાનો. તીર્થમાં સ્પર્શાસ્પર્શનો કશો બાધ નડતો નથી. કહ્યું છે કે 'તીર્થોમાં, લગ્નોમાં, પ્રવાસમાં, યુદ્ધોમાં, યજ્ઞોમાં, ઉત્સવોમાં અને આગ જેવા ઉપદ્રવોમાં આભડછેટ પાળવાની જરૂર નથી.

અમુક તીર્થની યાત્રાએ જતાં જતાં માર્ગમાં બીજું તીર્થ આવે તો એનો ત્યાગ કરવો નહિ; અને એ સ્થાનમાં પણ સ્નાન કે શ્રાદ્ધ વગેરે ક્રિયાઓ અવશ્ય કરવી. કોઈ તીર્થની અણધારી યાત્રા કરનારાને દોઢું પુણ્ય મળે છે. તીર્થ ભણી જનારને પણ પુણ્ય મળે

છે. કહે છે કે ઉપવાસ વગેરે વિધિ કરીને યાત્રાએ નીકળનારાનો કદાચિત્ માર્ગમાં દેહ છૂટી જાય તોપણ મૃત્યુ બાદ એ ઋષિલોકમાં પહોંચે છે. કોઈને યાત્રામાં વાહન રાખવું પડે અને જોડા પહેરવા પડે તોપણ એણે અમુક અંતર ખુલ્લા પગે ચાલીને જવું અને દૂરથી તીર્થસ્થાન અને મંદિરનાં દર્શન થાય એટલે સાષ્ટાંગ નમસ્કાર કરવા. એ પછી માથા ઉપરથી ટોપી કે પાઘડી જે હોય તે ઉતારીને ખુલ્લે માથે ચાલવું. તીર્થમાં સ્નાન કરતાં પહેલાં પ્રણવમંત્ર બોલીને જળનો સ્પર્શ કરવો અને તે પછી બીજા મંત્રોચ્ચાર સાથે વિધિપૂર્વક સ્નાન કરવું અને વસ્ત્રો ધોવાં. એ પછી ક્ષૌર કરાવી ફરી સ્નાન કરવું ને પિતૃઓનું શ્રાદ્ધ કરવું. આત્મશુદ્ધિ અર્થે ઉપવાસ કરવો.

પ્રયાગમાં ક્ષૌરનો અને કાશીમાં મરણનો ઘણો મહિમા છે. ૭ પ્રસંગોએ ક્ષૌર કરવાનું જણાવ્યું છે: ગંગા કે કોણાર્ક (સૂર્યમંદિર)ની યાત્રાએ જવાનું હોય, માતા કે પિતાની સંવત્સરી હોય, અગ્નિ રાખે ત્યારે અને યજ્ઞ કરવાનો હોય ત્યારે. તીર્થમાં ક્ષૌર કરાવ્યાથી સઘળાં પાપ ભસ્મ થાય છે, પરંતુ સૌભાગ્યવતી સ્ત્રીઓ માત્ર બે આંગળ જેટલા વાળ કાપે એમ ઠરાવ્યું છે.

સ્નાન, જપ, હોમ, શ્રાદ્ધ અને દાન એ જો તીર્થમાં કર્યાં હોય, તો સાત પેઢીઓનો ઉદ્ધાર થાય છે. સ્નાન દિવસે કરવું, રાતે નહિ; પરંતુ નૈમિત્તિક સ્નાન હોય એટલે કે ગ્રહણ, લગ્ન, સંક્રાન્તિ, યાત્રા, પ્રસવ પછીનું સ્નાન કે કોઈ વિઘ્ન નડયું હોવાથી કરેલું સ્નાન ગમે તે સમયે કરી શકાય છે.

તીર્થમાં સ્નાન કરે તે જેમ પોતાને અર્થે કરે તેમ માતા, પિતા, ભ્રાતા, મિત્ર અને ગુરુને માટે પણ કરી શકે. જેને જેને સંભારીને સ્નાન કરે તેને અષ્ટમાંશ જેટલું પુણ્ય મળે. પૈઠીનસિ મુનિએ કહ્યું છે કે જેમના પુણ્ય નિમિત્તે સ્નાન કરવું હોય તેમની એક દર્ભાકૃતિ બનાવીને જળમાં બોળવી. એમ કર્યાથી એ સંબંધી

કે મિત્ર પ્રત્યક્ષ હાજર ન હોય તોપણ એ સ્નાનનું પુણ્ય પામે છે.

સ્નાન કરતી વેળા કઈ દિશા ભણી મોં રાખવું તે વિષે પણ શાસ્ત્રોમાં જણાવ્યું છે. જે દિશામાં પ્રવાહ વહેતો હોય એ દિશા ભણી મુખ રાખવું. આ નિયમ તીર્થ વિષે છે ક્ષેત્ર માટે એવો નિયમ છે કે સૂર્યની દિશામાં મુખ રાખવું. સ્નાન કરી રહ્યા પછી પિતૃઓનું તર્પણ કરવું.

બ્રહ્મપુરાણમાં વિંધ્ય પર્વતની દક્ષિણે આવેલી ગોદાવરી, ભીમરથી, તુંગભદ્રા, વેણિકા, તાપી અને પયોષ્ણી નદીઓ વિષે જણાવ્યું છે. વિંધ્યની ઉત્તરે આવેલી ભાગીરથી, નર્મદા, યમુના, સરસ્વતી, વિશોકા અને વિહસ્તા નદીઓને મોટી નદીઓ કહી છે. આ બાર મહાનદીઓ ગણાય છે અને એમને નારી જાતિ આપી છે; બીજા સાત નદ છે અને તેમને નરજાતિ આપી છેઃ શોણ, સિંધુ, હિરણ્ય, કોક, લૌહિત્ય, ઘર્ઘર અને શતદ્રુ.

પદ્મ અને મત્સ્યપુરાણમાં કહ્યું છે કે નીચે જણાવેલાં તીર્થ-સ્થળોએ શ્રાદ્ધ કરવાથી ઉત્તમ ફળ મળે છેઃ ગયા, પ્રયાગ, અમર-કંટક, વરાહપર્વત, ગંગા નદી, વારાણસી, ગંગાદ્વાર, પ્રભાસ, બિલ્વક, નીલપર્વત, કુરુક્ષેત્ર, કુબ્જામ્ર, ભૃગુતુંગ, હિમાલય પર્વત, કેદાર, ફલ્ગુ નદી, નૈમિષારણ્ય, સરસ્વતી નદી, પુષ્કર, નર્મદા નદી, કુશાવર્ત, શ્રીશૈલ પર્વત, ભદ્રકર્ણક, વેત્રવતી નદી, ગોદાવરી નદી વગેરે. વિષ્ણુધર્મસૂત્રમાં પણ શ્રાદ્ધતીર્થોની લાંબી યાદી આપી છે. સામાન્ય રીતે પોતાને જ ઘેર શ્રાદ્ધ કરવામાં આવે છે, બીજાને ત્યાં નહિ; પરંતુ તીર્થોનાં સ્થળ અમુક જણાની માલિકીનાં નથી હોતાં એટલે આ નિષેધ તીર્થને નથી લાગતો. 'અરણ્યો, પર્વતો, નદીઓ, પવિત્ર તીર્થસ્થળો, મંદિરો, પવિત્ર સરોવરો વગેરે સાર્વ-જનિક ગણાય છે.'

જ્યારે તીર્થસ્થાનમાં શ્રાદ્ધની ક્રિયા કરવાની હોય ત્યારે અર્ઘ્ય

આપવાનો નથી હોતો અને આવાહન કરવાનું પણ નથી હોતું એ સ્થાનોમાં કોઈ નિષિદ્ધ કાળ જેવો બાધ પણ નથી હોતો જ્યારે અગ્નિ ના હોય, જ્યારે કોઈ તીર્થમાં ક્રિયા કરવાની હોય, જ્યારે પ્રવાસમાં હોઈએ, જ્યારે પુત્રજન્મ થયો હોય, જ્યારે સ્ત્રી રજસ્વલા હોય જ્યારે સૂર્યદેવ રાશિ બદલતા હોય અથવા કોઈ વિપદા આવી હોય ત્યારે રાંધ્યા વગરના અન્નથી પણ શ્રાદ્ધની ક્રિયા થઈ શકે છે

તીર્થમાં દાન સ્વીકારવા માટે સાફ મનાઈ છે 'મરણ સામે આવીને ઊભુ રહે તોપણ તીર્થમાં દાન ગ્રહણ ન કરવું અને જે દાન ગ્રહણ કરે તો તીર્થયાત્રાનું સઘળું પુણ્ય નાશ પામે છે' વળી કહ્યું છે કે ગંગા, ગયા, કુરુક્ષેત્ર અને અમરકંટક આગળ જે દાન કરે છે તેનાં દુઃખદારિદ્ર્ય દૂર થઈ જાય છે વળી કહ્યું છે કે જન્મ-મરણની અશુદ્ધિઓ (સૂતક અને મૃત-આશૌચ) ગાયની ગમાણ કે તીર્થને લાગતા નથી, એમ મોટા પર્વ હોય ત્યારે અથવા ગ્રહણનો યોગ હોય ત્યારે પણ લાગતા નથી

અંતમાં નીચેના શ્લોકોનું ધ્યાન રાખવા જેવું છે

न काष्ठे विद्यते देवो न शिलायां कदाचन ।
भावे हि विद्यते देवस्तस्माद् भाव समाश्रयेत् ॥
न देव पर्वताग्रेषु न देव शिवसद्मनि ।
देवश्चिदानन्दमयो हृदि भावेन दृश्यते ॥

'દેવ નથી કાષ્ઠમાં કે નથી પથ્થરમાં; ભક્તનો ભાવ હોય ત્યાં દેવ છે. આથી મનમાં ભાવ લાવવા જોઈએ દેવ નથી પર્વતની ટોચે કે નથી શિવાલયમાં. એ પોતે ચિદાનંદરૂપ છે અને ભાવ હોય હોય ત્યારે હૃદયમાં એમનો અનુભવ થાય છે'

—જયંતકૃષ્ણ હ. દવે

# અનુક્રમ

# ૧ : કાશી

'જેમ શરીરમાં કેટલાક અવયવો બીજા કરતાં વધુ શુદ્ધ છે તેમ પૃથ્વી પરનાં કેટલાંક સ્થાનો બીજાં કરતાં વધુ પવિત્ર છે. કેટલાંક સ્થાનોની પવિત્રતા તેમના સ્થળને આભારી છે, જ્યારે કેટલાંક તેમનાં ચમકતાં નીરને લીધે અને વળી કેટલાંક સાધુ–મહાત્માઓના વાસને લીધે પવિત્ર બન્યાં હોય છે.' —ભીષ્મ

('મહાભારત'–અનુશાસનપર્વ, અધ્યાય ૬૮, શ્લોક ૧૭,૧૮)

काशतेऽत्र यतो ज्योतिस्तदनाख्येयमीश्वरः ।
अतो नामापरं चास्तु काशीति प्रथितं विभो ॥

('ત્રિસ્થલીસેતુ'માંનુ સ્કંદપુરાણનું અવતરણ)

**કાશી** ભગવાન શંકરના નિત્યવાસને માટે પસંદ કરેલી રાજધાની છે. કાશી 'અવિમુક્તક,' 'વારાણસી' અને 'મહાસ્મશાન' એ નામોથી પણ જાણીતું છે. પરમ તેજ ત્યાં પ્રકાશતું હોવાને લીધે અથવા પરમધામે જવાનો માર્ગ ત્યાંથી પ્રકાશિત થતો હોવાને લીધે તે 'કાશી' કહેવાય છે. ( काश्–પ્રકાશવું. ) પાપમુક્ત હોવાને લીધે કે ભગવાનથી કદાપિ ન ત્યજાવાને લીધે તે 'અવિમુક્તક' કહેવાય છે.

આ પવિત્ર ધામ 'વરણા' અને 'અસી' એ બે નદીઓની વચમાં આવેલું હોવાથી 'વારાણસી' કહેવાય છે. આ સ્થળ ભગવાનને અતિ આનંદ આપતું હોવાને લીધે 'આનંદકાનન' તરીકે પણ જાણીતું છે. 'મહાસ્મશાન' તરીકે ઓળખાતા આ સ્થળે, મૃતદેહ જેમ અંતિમ વિલય પામે છે, તેમ પાંચ મહાભૂત પણ અહીં ચિરવાસ કરે છે. જાબાલોપનિષદમાં વર્ણવ્યું છે કે બે આંખોની વચ્ચે

નાકના અગ્રભાગે 'અવિમુક્ત'રૂપી (તારક)બ્રહ્મનું ધ્યાન કરવું. તેમાં વારાણસી શબ્દનો અર્થ 'વારણ'–અયોગ્યતા-નિરોધક અને 'નાશી'–પાપનાશક એવો કરેલો છે.

'અવિમુક્તક'–વિશ્વનાથના મંદિરના શિખરના મધ્ય ભાગથી બસો ધનુષની ઊંચાઈએ વર્તુલાકારે રહેલો પ્રદેશ હોવાનું અને અહીંની યાત્રાથી મુક્તિ અવશ્ય મળે છે એવું પુરાણોમાં વર્ણન છે.

અનાદિ કાળથી કાશી પુણ્યનગરી ગણાય છે. અહીં ડગલે ડગલે પવિત્ર સ્થળો છે; તેમ જ એવું કોઈ પણ સ્થળ નથી કે જ્યાં શિવલિંગ ન હોય. અહીં માતા ગંગા થોડીક ઉત્તર તરફ વળે છે, જેને લીધે આ સ્થળની પવિત્રતામાં વધારો થાય છે.

સ્કંદપુરાણના કાશીખંડમાં પંદર હજાર શ્લોકોમાં કાશીની કીર્તિગાથા વર્ણવેલી છે. તે ઉપરાંત બીજાં પુરાણો, બ્રાહ્મણગ્રંથો, ઉપનિષદો અને રામાયણ–મહાભારતમાં વારંવાર તેનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રાચીનતા, પરંપરા અને વિદ્યાના ક્ષેત્રરૂપે તે ભારતવર્ષનું હૃદય છે. કાળ જાણે અહીં થંભી ગયો છે. માનવજાતિના ઇતિહાસમાં વધુમાં વધુ સમય વિદ્યાપીઠોના ધામરૂપે જીવંત રહેલી આ નગરી છે. વિદ્યાના ક્ષેત્રે સાંપડેલા વિજયને અહીં જ પૂર્ણતા મળે છે. પરંપરાપ્રાપ્ત વિદ્યાઓ અને સંસ્કૃત શિક્ષણની બાબતમાં આજે પણ કાશીએ એની ખ્યાતિને સાચવી રાખી છે.

કાશીમાં મુખ્ય દેવતા ભગવાન વિશ્વનાથ છે. ભગવાન કાશીવિશ્વેશ્વરનું પ્રાચીનતમ જ્યોતિર્લિંગ રામાયણ, મહાભારત અને પુરાણકાલીન સંસ્કૃતિના આરંભ સમયમાં પણ મોજૂદ હોવાનું મનાય છે. પ્રસિદ્ધ બાર જ્યોતિર્લિંગો-

માંનું તે એક છે. એક પછી એક આવતા આક્રમણકારોએ વિશ્વનાથના મંદિરનો ધ્વંસ કર્યો હતો અને દરેક વખતે ઘણું કરીને તે જ સ્થળે હિંદુઓએ એને તરત પુનઃપ્રતિષ્ઠિત કર્યું હતું. બીજાં અનેક મંદિરોની જેમ દરેક વખતે તે ધર્માંધતાના ઝનૂનનું ભોગ બન્યું હતું. એના ઇતિહાસમાં તે અનેક વખત બન્યું અને તૂટ્યું. છેવટે સિકંદર લોદીએ ૧૪૯૪માં કાશી જીત્યું ત્યારે તેનો પૂર્ણ ધ્વંસ કર્યો અને તેનો પુનરુદ્ધાર તે જ કે બીજે સ્થળે કરવાની મનાઈ કરી.

તે પછી સિત્તેર વર્ષ સુધી કાશી જીવનમરણના ખેલ ખેલી રહ્યું હતું. હિંદુ સામંતો અને પંડિતોએ મંદિરના પુનરુદ્ધાર સામેના રાજકીય પ્રતિબંધને દૂર કરવા અથાગ પ્રયત્ન કર્યા જે નિષ્ફળ ગયા હતા.

આ સિત્તેર વરસ સુધી કાશી પોતાના પ્રધાન દેવતાના મંદિર વગર રહી. અપૂર્વ દુષ્કાળ અને મહારોગોથી જનતાની દશા બેહાલ અને દયાજનક બની. દુકાળના સમયે મુસ્લિમોયે વિદ્વાન અને શાણા નારાયણ ભટ્ટ પંડિતની પાસે દૈવી મદદ માટે ગયા હોવાનું કહેવાય છે. નારાયણ ભટ્ટ વિદ્વાન જ નહિ, પણ ભારે તપસ્વી હતા. તેમણે તે વખતના મુસલમાન રાજાને જણાવ્યું કે: 'દુષ્કાળ અને મહામારીઓનું કારણ ભગવાન વિશ્વનાથના મંદિરના પુનરુદ્ધારનો પ્રતિબંધ છે, માટે તરત જ તે પ્રતિબંધ હટવો જોઈએ.'

દુષ્કાળની વ્યાપક અસરથી ભયભીત થયેલા બાદશાહે પ્રતિબંધ તો ઉઠાવ્યો પણ સાથે શરત કરી કે નિશ્ચિત સમયમાં નારાયણ ભટ્ટે વરસાદ આણવો જોઈશે. નારાયણ ભટ્ટે તે શરત સ્વીકારી અને ગંભીરપણે અનુષ્ઠાન કર્યું

જેને લીધે વિસ્તૃત ભૂમિમાં પુષ્કળ વરસાદ થયો. આ રીતે સન ૧૫૯૯ કે તેની આસપાસમાં વિશ્વનાથ મંદિરનો પુનરુદ્ધાર થયો. પણ દુર્ભાગ્યે ૧૬૬૯ મા ઔરંગઝેબે તેને ફરી દૂષિત કર્યું. તે પછી હાલનું મંદિર રાણી અહલ્યાબાઈએ ૧૭૮૩ માં બંધાવ્યુ હતું.

ભગવાનનું ચરણોદક અસાધ્ય રોગોને મટાડે છે અને શ્રદ્ધાળુ ભક્તોના માનસિક સંતાપો દૂર કરે છે એમ મનાય છે. મંદિરની નજીક જ્ઞાનવાપી (જ્ઞાનનો કૂવો) છે જ્યાં વિધર્મીઓએ મંદિર દૂષિત કર્યું ત્યારે ભગવાન પ્રવેશ્યા હોવાનું મનાય છે. યાત્રિકો મણિકર્ણિકાથી આરંભી પચાસ માઈલની કાશીની પ્રદક્ષિણા કરે છે, જેને 'પંચકોશી' કહે છે. વિશ્વનાથના મંદિર ઉપરાંત કાશીમાં બીજાં પાંચ પ્રસિદ્ધ સ્થળો છે. પ્રથમ ગંગા અને અસીનું સંગમસ્થળ છે, જેને 'લોલાર્ક' પણ કહે છે; કારણ કે, ત્યાં પ્રસિદ્ધ સૂર્યમંદિર આવેલું છે અને બીજું વરણા અને ગંગાનું સંગમસ્થળ કે જ્યાં 'કેશવ'નું મંદિર છે.

ત્રીજું સ્થળ 'પંચગંગાઘાટ' છે, જ્યાં બિંદુમાધવનું મંદિર આવેલું છે. કહેવાય છે કે કિરણા, ધૂતપાપા, ગંગા, યમુના અને સરસ્વતી–એ પાંચ નદીઓ અહીં મળે છે. ચોથું મહત્ત્વનું સ્થળ 'દશાશ્વમેધ ઘાટ' છે. 'દશાશ્વમેધ' એવું નામ આ ઘાટને આપવાનું કારણ એ છે કે પહેલાંના વખતમાં 'ભારશિવ' તરીકે ઓળખાતા રાજાઓ અહીં અશ્વમેધ યજ્ઞ કરતા અને દસ અશ્વમેધો કર્યા પછી આ ઘાટે સ્નાન કરતા. એક જાણીતો શ્લોક કહે છે કે–

एको हि कृष्णस्य कृतः प्रणामो दशाश्वमेधावभृथेन तुल्यः।
दशाश्वमेधी पुनरेति जन्म कृष्णप्रणामी न पुनर्भवाय ॥

'દસ અશ્વમેધ યજ્ઞો કર્યા પછી કરાતા સ્નાનના જેટલી યોગ્યતા ભગવાન કૃષ્ણને એકવાર નમસ્કાર કરવાથી મળે છે. ફરક એટલો છે કે યજ્ઞો પછી સ્નાન કરનારને સ્વર્ગ તો મળે છે, પણ ફરી પુણ્ય પૂરું થયે તે મૃત્યુલોકમાં આવે છે, જ્યારે શ્રીકૃષ્ણને નમસ્કાર કરનારને પુનર્જન્મ હોતો નથી.'

અંતિમ ( પાંચમું ) છતાં મહત્ત્વમાં કોઈથી ન ઊતરતું સ્થળ 'મણિકર્ણિકા ઘાટ' છે. ભગવાન વિષ્ણુએ ચક્રથી એક ખાડો ખોદ્યો હતો. જ્યારે તેઓ તપ કરતા હતા ત્યારે તેમના પરસેવાથી તે ખાડો ભરાયો. ભગવાન શિવે અહોભાવથી માથું ધુણાવ્યું, જેથી તેમના કાનનું મણિજડ્યું કુંડલ તૂટીને એ ખાડામાં પડ્યું. તેથી તે ખાડાનું નામ 'મણિકર્ણિક' પડ્યું. ( એ જ સ્થળે બંધાયેલો ઘાટ પણ તે જ નામથી ઓળખાય છે. ) આ સ્થળે જે માણસ મરે છે તેના કાનમાં ભગવાન શંકર તારકમંત્ર ભણે છે જેથી તેની બધી ઇચ્છાઓ પૂરી થાય છે.

એક દંતકથા છે કે એક વખત મહર્ષિ વ્યાસને બહુ ભૂખ લાગેલી. સમગ્ર કાશીમાંથી તેમને ભૂખ ટાળવા કાંઈ જ ન મળ્યું તેથી ક્રોધે ભરાઈ 'ત્રણ પેઢીઓ પછી અહીં વિદ્યા, ધન અને સૌહાર્દ નાશ પામશે' એવી જાતનો શાપ આપવા તેમણે વિચાર્યું, પણ કાશી ઉપર દયાવાન ભગવાન શંકરે ગૃહસ્થનું સ્વરૂપ લઈ વ્યાસને સુંદર ભોજન આપી શાપ આપતાં રોક્યા.

સોળમા સૈકામાં પણ નારાયણ ભટ્ટે ઘોષિત કરેલું કે, ભગવાન વિશ્વનાથના મંદિરમાં અસ્પૃશ્યતાનો પ્રશ્ન જ નથી; કારણું કે ત્યાં કલિકાળમાં ભગવાન શિવ સ્વયં અસ્પૃશ્ય પદાર્થના સ્પર્શથી થયેલા દોષને નિવારે છે. દયામય શિવ

માનવજાતના કલ્યાણ માટે દરરોજ વહેલી સવારે મણિ-કર્ણિકાના ઘાટ ઉપર સ્નાન કરે છે.

ब्राह्मे मुहूर्ते मणिकर्णिकायां स्नात्वा समाराधयति स्वमेव।
अस्पृश्यसंस्पर्शविशोधनाय कलौ नराणां कृपया हिताय॥

('ત્રિસ્થલીસેતુ'માં સનત્કુમારસંહિતાનું અવતરણ)

કહેવામાં આવે છે કે વિદ્વાન હો કે અવિદ્વાન, બ્રાહ્મણ હો કે ચાંડાલ, પણ મણિકર્ણિકા ઘાટ ઉપર સ્નાન કરવાથી દરેકની સમાનરૂપે મુક્તિ થાય છે.

માણસો વૃદ્ધાવસ્થા અહીં ગાળવાને ઝંખે છે. કાશીનું મરણ જન્મમરણના ફેરામાંથી છોડાવે છે.

પહેલાં અને હજી પણ કરોડો માણસ ભગવાન વિશ્વનાથનાં દર્શનને જીવનનું મહાધ્યેય સમજે છે. દૂર અને નજીકના પ્રદેશોથી તે અહીં આવતા રહ્યા છે અને હજી આવે છે. ભગવાન વિશ્વેશ્વર–દુનિયાના સ્વામી–જમાનાઓ થયાં દૃઢપણે કાશીમાં વસે છે અને સમગ્ર ભારત તેમની ભક્તિ કરે છે.

'દિવોદાસ' રાજાએ કાશી વસાવ્યાનું મનાય છે. શત્રુજિત રાજાના પુત્ર શતાનીકે કાશીના રાજાના અશ્વમેધને વાસ્તે છોડેલા ઘોડાને પકડ્યો હતો. કાશીના રાજા અજિતશત્રુને બાલાકિ ગાર્ગ્યે બ્રહ્મવિદ્યા શીખવવાનું વચન આપ્યું હતું. પતંજલિના વ્યાકરણ મહાભાષ્યમાં ગંગા-કિનારે કાશી હોવાનો ઉલ્લેખ છે. બૌદ્ધ ધર્મનાં પુસ્તકો પણ કાશીને વિદ્યાના મહાધામ તરીકે ઓળખાવે છે. ભગવાન બુદ્ધે સૌથી પહેલો ઉપદેશ કાશીના સીમાડે 'સારનાથ'ના સ્થળે કર્યો હતો ને ત્યાંથી ધર્મચક્ર ગતિમાન કર્યું હતું. ઉપર જણાવ્યા પ્રમાણે જેમ કાશીનાં

વારાણસી, અવિમુક્તક, આનંદકાનન અને મહાસ્મશાન એ નામો પ્રસિદ્ધ હતાં, તેમ (બૌદ્ધોના) 'યુવંજય જાતક'-માં જણાવ્યા પ્રમાણે સુરંધના, સુદર્શના, બ્રહ્મવર્ધના, પુષ્પાવતી અને રમ્યા એ નામો પણ પ્રચલિત હતાં. 'કાશી' એ પ્રદેશવાચી નામ હતું અને તેની રાજધાની 'વારાણસી' કહેવાતી. બુદ્ધના સમયમાં કાશી કોશલ રાજ્યનો ભાગ હતો. ચીની યાત્રી હુ-એન-ત્સંગે સાતમા સૈકામાં કાશીની મુલાકાત લીધી હતી. તે લખે છે: 'કાશીની રાજધાનીમાં વીસ દેવમંદિરો છે, જેનાં શિખરો અને ખંડો પથ્થર તથા લાકડાનાં છે. વનરાજિઓ મંદિરોને છાયા આપે છે અને નિર્મળ વહેણાં એમની પ્રદક્ષિણા કરે છે. કાંસાનું બનેલું રાજા મહેશ્વરનું બાવલું આશરે સો ફૂટ ઊંચું છે, એનો દેખાવ એવો ગંભીર ને ભવ્ય છે કે જાણે તે જીવંત હોય એમ લાગે છે.'

પંચગંગા ઘાટ પર અગાઉ શિવનું એક મોટું મંદિર હતું, જેને ઔરંગઝેબે ભાંગ્યું હતું. હેવલ લખે છે કે, આ જ મંદિરનું વર્ણન કરતાં હુ-એન-ત્સંગે લખ્યું હતું કે તે કુશળતાથી કોતરેલા પથ્થર અને કીમતી અણિયારા લાકડાથી બનાવાયું હતું; એમાં સો ફૂટ ઊંચી ગંભીર અને ગૌરવપૂર્ણ, પ્રેક્ષકના ચિત્તમાં અહોભાવ જગાડતી અને જીવંત દીસતી શંકરની મૂર્તિ હતી. ત્યાં પંચગંગા ઘાટની પાંચ સોપાનશ્રેણીઓ હિમાલયની ઊંચાઈએથી વહેતી પાંચ પવિત્ર નદીઓનો ખ્યાલ આપે એ ઉચિત છે.

કાશીનાં અનેક પવિત્ર સ્થાનોમાં પદ્મપુરાણ વિશ્વનાથ, બિંદુમાધવ, મણિકર્ણિકા અને જ્ઞાનવાપીનો; ઉલ્લેખ કરે છે જ્યારે શિવપુરાણ તિલભંડેશ્વર મહાદેવ અને દશાશ્વમેધેશ્વરનો

ઉલ્લેખ કરે છે. અયોધ્યાના રાજા હરિશ્ચંદ્રની સત્યનિષ્ઠાની વિશ્વામિત્રે કસોટી કરતાં રાજાએ ચંડાલને ત્યાં ચાકરી કરી ઋણ ચૂકવ્યુ હતું એ ઘટનાસ્થળ તરીકે મણિકર્ણિકા ઘાટનો નિર્દેશ થયો છે. પ્રાચીન શક્તિપીઠોમાંની એક વારાણસીમાં હતી. સતી–પાર્વતીનુ પૂર્વજન્મનુ નામ–ના અંગોમાંનો ડાબો હાથ કાશીમાં જઈ પડ્યો હતો. કેટલાક અન્નપૂર્ણાને અને બીજા વિશાલાક્ષીને કાશીમાંની શક્તિપીઠ તરીકે ઓળખાવે છે.

કાશીનિવાસને ખૂબ પુણ્યકારક માનવામાં આવ્યો છે. કાશી અને તક્ષશિલાની પ્રાચીન હિંદુ વિદ્યાપીઠો ખૂબ જાણીતી હતી. એમ કહેવામાં આવ્યુ છે કે, માણસે જિંદગીનો પાછલો ભાગ કાશીમાં વિતાવવો જોઈએ. કેટલાક માણસો 'ક્ષેત્રસંન્યાસ' કરે છે એટલે ભગવાન વિશ્વેશ્વરથી પાંચ યોજનથી દૂર કદી ન જવાનુ વ્રત લે છે.

करिष्ये क्षेत्रसंन्यासमिति सञ्चिन्तयेद् बुधः ।
पञ्चक्रोशाद् बहिः क्षेत्रान्न गच्छाम्यन्तिकापले ॥

(તીર્થપ્રકાશ, પૃ ૧૬૫)

વિશ્વેશ્વર એ કાશીના સ્વામી છે, ભૈરવ કોટવાલ અને ઢુંઢીરાજ શાસક છે. અન્નપૂર્ણાદેવીનુ મંદિર અક્ષયવટની પશ્ચિમે વિશ્વેશ્વરની નજીકમાં આવેલુ છે. નજીકનીજ ગલીમા ઢુંઢીરાજ ગણપતિનુ મંદિર છે. આજે જ્યા ઔરંગઝેબે બંધાવેલી જ્ઞાનવાપી પાસેની મસ્જિદ છે, ત્યાં વિશ્વેશ્વરનુ પ્રાચીન મંદિર હતું. વરણાસંગમ ઘાટની પાસે આદિકેશવનુ મંદિર છે. કાશીના રાજઘાટ રેલવે સ્ટેશનની પાસે જાણીતો રાજઘાટ આવેલો છે. એ જ જગ્યાએ કાશીનો મહાન કોટ આવેલો હતો, જેને મહંમદ ગિઝનીએ તોડી નાખ્યો હતો. બિંદુમાધવનુ મંદિર પંચગંગા ઘાટ પર

અને લક્ષ્મણબાલા અથવા વેંકટેશનું મંદિર લક્ષ્મણબાલા ઘાટ પર આવેલું છે. ઔરંગઝેબે બાંધેલી મસ્જિદની પાસે નાની ગલીમાં 'કાશીકરવત'ને નામે ઓળખાતી જગ્યા છે, જ્યાં અગાઉ ભાવિક લોકો ધર્મબુદ્ધિએ આત્મહત્યા કરતા હતા. ભૈરવનાથ ગલીમાં જાણીતું કાલભૈરવનું મંદિર છે.

કાશી હિંદુઓનાં અત્યંત પવિત્ર ત્રણ તીર્થક્ષેત્રોમાંનું એક છે. પ્રયાગ અને ગયા એ બીજાં બે છે. એ ત્રણેને ભેળાં ઓળખાવવા એ ત્રણે માટે 'ત્રિસ્થલી' શબ્દનો પ્રયોગ કરાય છે. નારાયણ ભટ્ટ રચિત "ત્રિસ્થલીસેતુ"માં તેમનું વિગતવાર વર્ણન છે.

પદ્મપુરાણ કહે છે કે ભગવાન વિશ્વેશ્વરનાં દર્શન કરતાં તેમની પ્રતિમાનું આ પ્રમાણે ધ્યાન કરવું:

अकलङ्कशरत्पूर्णशशाङ्कायुतसप्रभः ।
सोमसूर्याग्निनयनो दशबाहुः शशाङ्कभृत् ।
गौरीपरीरब्धतनुर्नानायुधसमुज्ज्वलः ।

(તીર્થપ્રકાશમાંનું પદ્મપુરાણનું ઉદ્ધરણ)

'ભગવાન વિશ્વનાથ શરદઋતુના દસ હજાર ચંદ્રોનું તેજ ધરાવે છે. એમને સૂર્ય, ચંદ્ર અને અગ્નિરૂપી ત્રણ આંખો છે; દસ હાથ છે; દ્વિતીયાના ચંદ્રનું વક્ર આભૂષણ છે; ગૌરી એમને ભેટેલાં છે અને અનેક દૈવી આયુધોથી ચમકી રહ્યો છે.'

કાશીખંડમાં જણાવ્યું છે કે:

त्रैलोक्यनगरे चात्र काशी राजगृहं मम ।

ભગવાન શંકર કહે છે કે:–'ત્રણે ભુવનોરૂપી મારા ગરમાં કાશી એ મારું રાજભવન છે.'

*

## ૨ : રામેશ્વર

'યજ્ઞયાગાદિ કરવા એ પરમ કષ્ટસાધ્ય અને ખર્ચાળ કર્મપથ છે. રાજાઓ, ધનપતિઓ અને સાધનસંપન્ન વ્યક્તિઓ જ એને સુલભ બનાવી શકે. ધન, સાધનો, પત્ની અને પુરોહિત વગર એ શક્ય નથી બનતા. જ્યારે તીર્થયાત્રા તો અમીર–ગરીબ બધાં જ કરી શકે છે. આ કારણે તીર્થયાત્રાનો મહિમા મહાન યજ્ઞો કરતાં પણ વિશેષ છે.'

—મહાભારત

**શ્રી રામેશ્વરનાં** મંદિરમાં ગવાતા તામિલ ભક્તિ-કાવ્યમાં આવું પદ છે :

'કનકમૃગનું રૂપ ધરીને પોતાને છેતરવા આવનાર રાક્ષસને વૈદેહી ઓળખી ન શક્યાં અને તેના છળકપટથી ભોળવાઈ ગયાં; પણ અંતે તો તેમાંથી સારું જ પરિણામ નીપજ્યું; કારણ કે એ પ્રકરણની ફલશ્રુતિરૂપે ભગવાન શ્રી રામેશ્વરની પ્રતિષ્ઠા અહીં ચિરકાળ માટે થઈ.'

મદ્રાસ રાજ્યના રામનદ જિલ્લામાં, જ્યાં બંગાળાનો ઉપસાગર અરબી સમુદ્રને મળે છે એ મન્નારના અખાતમાં, ભારતને દક્ષિણ છેડે રામેશ્વરનો દ્વીપ આવેલો છે. એકત્રીસ માઈલ લાંબો અને સાત માઈલ પહોળો આ દ્વીપ પુરાણોમાં 'ગંધમાદન' પર્વતને નામે વર્ણવાયો છે. ભારતના પવિત્રતમ તીર્થસ્થાનોમાંનું આ એક છે. શ્રી રામચંદ્રે, ભગવાન શંકરના બાર પ્રમુખ જ્યોતિર્લિંગોમાંના એકની અહીં પ્રતિષ્ઠા કરી એ કારણે એ 'રામેશ્વર' નામે ઓળખાયું. ખૂબ પ્રાચીન કાળથી આ મંદિર પવિત્ર ગણાય છે અને દરેક સંપ્રદાયના લોકો તેની ભક્તિભાવથી અને શ્રદ્ધાથી

મંદિરના સીમાબંધો અને થાંભલાઓની વિપુલતા અને ભવ્યતા અપ્રતિમ છે. મંદિરની ખ્યાતિમાં તેનો ગણનાપાત્ર ફાળો છે. સીમાબંધો ૪૦૦ ફૂટ લાંબા અને ૧૭ થી ૨૧ ફૂટ પહોળા છે અને તેની ઊંચાઈ જમીનથી છત સુધી ૩૦ ફૂટની છે. પ્રત્યેક સ્તંભની કારીગરી અનોખી છે અને કહેવાય છે કે ચિદંબરમના પાર્વતી પટાંગણના સ્તંભો કરતાં પણ આ સ્તંભો વધુ કલામય અને આકર્ષક છે. વિશાળ પ્રાકારો (ગભારાઓ) અને ઉત્તુંગ ગોપુરો દ્રવીડ શૈલીની વિશિષ્ટતાઓ અને મર્યાદાઓનાં દર્શન કરાવે છે.

આવા ભવ્ય અને અદ્ભુત સ્થાનોનું નિર્માણ કરનાર શિલ્પીઓની શ્રદ્ધા અને તેમના ભક્તિભાવનું નીચેના તામિલ તેવાર ઉંજલ ભક્તિકાવ્યમાં યોગ્ય નિરૂપણ થયું છે:

'ભગવાનના વિરાટ હીંડોળાના અવલંબન માટે મંદાર અને સુંદરગિરિ પર્વતો જેવા બે થાંભલાઓ છે. મહામેરુ અને પોનમલઈ જેવા વિશાળ પાટડાઓ છે. શેષનાગનો દોર છે. જ્ઞાનરૂપી પાટિયું છે. સાક્ષાત્ વિષ્ણુ અને બ્રહ્મા એ દોર પકડી ભગવાનને હિંચોળે છે. વિદ્વાન બ્રાહ્મણો વેદમંત્રોનો પાઠ કરે છે અને જગજ્જનની પાર્વતી પ્રભુની બાજુમાં બિરાજ્યાં છે.

આવા ભગવાનના હીંડોળાને આપણે પણ ભક્તિભાવે અને પરમ શ્રદ્ધાથી ઝુલાવીને પાવન થઈએ.'

*

## ૩ : કુરુક્ષેત્ર

'શ્રદ્ધા વગરના, પાપી, શંકાશીલ મનવાળા, નાસ્તિક અને મિથ્યા તર્કમાં રાચનારા—આ પાંચ પ્રકારના માણસોને તીર્થયાત્રાથી કોઈ લાભ થતો નથી.' —વાયુપુરાણ

**એકબીજા** સાથે યુદ્ધ કરવા માટે, જ્યાં પાંડવો અને કૌરવોની સેનાઓ એકઠી થઈ હતી—એવા ધર્મક્ષેત્રરૂપી કુરુક્ષેત્રના વર્ણનથી ગીતાજીની શરૂઆત થાય છે. ધર્મક્ષેત્ર એટલે પુણ્યભૂમિ. આ એ ભૂમિ છે, જ્યાં ભગવાન શ્રીકૃષ્ણે માનવજાતિના વીર અને યોગ્ય પ્રતિનિધિ જેવા અર્જુનને ભગવદ્ગીતાનો ઉપદેશ કરી, એ દ્વારા ચિરકાલીન સાહિત્યનું વિશ્વને પ્રદાન કર્યું. જ્ઞાન, ભક્તિ અને ઈશ્વરાર્પણ બુદ્ધિથી અનાસક્ત અને સમત્વયુક્ત મન રાખી પોતાનું કર્તવ્ય કરી યુદ્ધ કરવાનો ભગવાને અર્જુનને આદેશ કર્યો.

દિલ્હી–અંબાલા રેલવે માર્ગ પર, અંબાલાથી પચીસ માઈલ પૂર્વે કુરુક્ષેત્ર આવેલું છે. થાણેશ્વરનું નગર કુરુક્ષેત્રથી એક માઈલ દૂર છે. પાણીપત દિલ્હીથી પચીસ માઈલને અંતરે કરનાલ જિલ્લાનું એક તાલુકા–મથક છે. આ પવિત્ર સ્થાનનો ઇતિહાસ અત્યંત પુરાણો છે. ઋગ્વેદમાં 'કુરુ-શ્રવણ' નામના રાજાનો ઉલ્લેખ છે. બ્રાહ્મણગ્રંથોના કાળમાં એક પુણ્યભૂમિ તરીકે કુરુક્ષેત્રનું બહુ મોટું માહાત્મ્ય હતું. એ કાળમાં આ સ્થળ વૈદિક સંસ્કૃતિનું કેંદ્રસ્થાન ગણાતું. દેવતાઓ અહીં મોટા મોટા યજ્ઞો કરતા અને કુરુક્ષેત્ર યજ્ઞોની વેદી તરીકે વિખ્યાત હતું. 'તૈત્તિરીય બ્રાહ્મણ' અનુસાર કુરુક્ષેત્રની દક્ષિણે ખાંડવ, ઉત્તરે તુર્ઘ્ન અને પાછળ પરીણાહ આવેલાં હતાં.

ઋગ્વેદમાં સ્થળે સ્થળે જે ઉલ્લેખો છે તે અનુસાર એમ અનુમાન થાય છે કે, સરસ્વતી એ કાળમાં મહા નદી હતી. સમુદ્રને મળતી આ નદીને સંબોધીને અનેક સ્તુતિગાનો રચાયાં છે; પરંતુ બ્રાહ્મણકાળમાં આ નદી રેતમાં વિલીન થઈ ગઈ હતી. મહાભારતમાં પણ સરસ્વતી કુરુક્ષેત્રની પાસે રેતીમાં કેવી રીતે લુપ્ત થઈ તેનું વર્ણન છે અને સ્થાનનો 'વિનશન' તરીકે નિર્દેશ છે. ભૂકંપને કારણે આમ બન્યું હશે એવો વિદ્વાનોનો મત છે. હાલમાં આ વિસ્તારમાં એક નદી છે, જે પૂરના સમયે સારી પેઠે વિસ્તરે છે અને બીજા વહેણને મળે છે, અને અહીં તે 'ઘગ્ઘર' નામે ઓળખાય છે. હિમાલયની બાહ્ય પર્વતમાળા 'શિવાલિક'માં સરસ્વતીનું ઉદ્ભવસ્થાન છે. આના મૂળ સ્રોતને 'પ્લક્ષપ્રસ્રવણ'–પ્લક્ષવૃક્ષમાંથી નીકળતું–કહેવામાં આવે છે. આ સ્થળથી કુરુક્ષેત્રના 'વિનશન' સુધીના પ્રદેશને સારસ્વત સત્ર માટેની પવિત્ર ભૂમિ તરીકે ગણવામાં આવ્યો છે. સ્મૃતિકાર મનુ 'વિનશન'ને મધ્ય દેશની પૂર્વસીમા તરીકે ગણાવે છે.

સરસ્વતી તટનું મહત્ત્વ પ્રાચીન કાળથી અંકાતું આવ્યું છે ખાસ કરીને, જ્યાં એ કુરુક્ષેત્રમાં લુપ્ત થાય છે એ સ્થળનું યાત્રાસ્થાન તરીકે માહાત્મ્ય મહાભારતના સમયની પણ પહેલાંથી મનાતું આવ્યું છે. ઋગ્વેદમાં આ નદીને 'પતિતપાવની તથા ઉચ્ચ વિચારો અને સત્યયુક્ત મધુર ભાષણની પ્રેરણાદાયિની જનયિત્રી' તરીકે વર્ણવી છે. વિદ્યાની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતી માટે પણ આવી જ સ્તુતિ કરવામાં આવી છે.

વૈદિક સમયના અંત પહેલાં આર્યો યમુના અને

ગંગાના સપાટ પ્રદેશ પર ઊતરી આવ્યા હતા. સરસ્વતી અને ગંગાના પ્રવાહની વચ્ચેનો પ્રદેશ આર્યસંસ્કૃતિનું કેંદ્ર બની મધ્ય પ્રદેશ કહેવાયો. આ પ્રદેશમાં કુરુ અને પાંચાલ જાતિઓનો વાસ હતો. 'આસંદીવત્' એ કુરુઓની અને 'કાંપિલ્ય' એ પાંચાલોની રાજધાની હતી. સરસ્વતી અને દૃશદ્વતી વચ્ચેનો પ્રદેશ કુરુક્ષેત્ર કહેવાતો અને ત્યાં કુરુઓ વસતા. પાછળના વૈદિક સાહિત્યમાં કુરુવંશી બાહ્લીક, પ્રાતીપીય, પરીક્ષિત અને જનમેજય રાજાઓનાં નામોનો ઉલ્લેખ છે. પરીક્ષિતને 'વિશ્વજનીન' રાજા એટલે કે સમગ્ર વિશ્વના સ્વામી તરીકે વર્ણવ્યો છે. ધીરે ધીરે વેદકાળના આર્યો પૂર્વ અને દક્ષિણ તરફ વધવા લાગ્યા. તે પછી મિથિલા આર્યસંસ્કૃતિનું કેંદ્ર બન્યું. આ મિથિલા નગરીમાં મહાન તત્ત્વજ્ઞાની મુનિ યાજ્ઞવલ્ક્યને સન્માનનાર મહારાજા જનક રહેતા હતા.

પુરાણકથા છે કે જે જગ્યા સાત કોશ સુધી સંવરણના પુત્ર કુરુ રાજાએ સોનાના હળથી ખેડી હતી, તેને કુરુક્ષેત્ર નામ આપવામાં આવ્યું. કુરુએ ઉગ્ર તપ કર્યું અને ભૂમિને ખેડ્યા કરી, જેથી કરીને એ ભૂમિમાં દેહ છોડનારનો સ્વર્ગવાસ થાય. આવી માન્યતાવાળા તેના પ્રયાસોને ઇંદ્રે શરૂઆતમાં હસી કાઢ્યા, પણ પાછળથી એનું મહત્ત્વ સ્વીકાર્યું. પણ બીજા દેવોએ વગર યજ્ઞ કર્યે સ્વર્ગપ્રાપ્તિ વિષે શંકા દર્શાવી. છેવટે ઇંદ્ર અને કુરુ વચ્ચે એવું સમાધાન થયું કે કુરુક્ષેત્રમાં તપ કરતાં કે યુદ્ધ કરતાં જે મૃત્યુ પામે એને ઇંદ્રે સ્વર્ગમાં સ્થાન આપવું. આ સ્થળ એ રીતે યુદ્ધ અને તપની ભૂમિ બન્યું અને ત્યારથી કુરુક્ષેત્ર યુદ્ધભૂમિના પર્યાય અને ધર્મક્ષેત્રરૂપ મનાયું.

પાંડુના પુત્રો–પાંડવોએ, ધૃતરાષ્ટ્ર અને તેના પુત્રો–કૌરવો પાસે પોતાના પિતાના રાજ્યની વાજબી હકે માગણી કરી, ત્યારે તેમને કુરુ રાજ્યની દક્ષિણે આવેલું ખાંડવ વન આપવામાં આવ્યું. ત્યાં તેમણે આજના દિલ્હીની નજીક 'ઇંદ્રપ્રસ્થ' નામનું ભવ્ય નગર વસાવ્યું. કૌરવોએ કુરુ દેશમાં દિલ્હીની ઉત્તર–પૂર્વમાં આવેલા હસ્તિનાપુરને પોતાની રાજધાની તરીકે રાખ્યું. યુધિષ્ઠિર જુગાર રમ્યા અને હાર્યા; પરિણામે પાંડવોને વનવાસ ભોગવવો પડ્યો. ત્યારપછી તેર વરસે પાછા આવીને પાંડવોએ ફરી પોતાના રાજ્યની માગણી કરી. કૌરવોએ તેમની માગણી નકારી કાઢી અને પરિણામે કુરુક્ષેત્રના રણમેદાનમાં અઢાર દિવસ સુધી ભયાનક યુદ્ધ થયું. શ્રીકૃષ્ણે આ જ સ્થળે અર્જુનને ગીતાનો ઉપદેશ કરી, તેના મોહ અને નાસીપાસીને દૂર કરી, તેના મનનું સમાધાન કરી, ક્ષત્રિયના કર્તવ્ય–કર્મના પાલન માટે યુદ્ધ કરવાનો આદેશ કર્યો. પાંડવોને આ યુદ્ધમાં વિજય સાંપડ્યો, પણ બીજી રીતે જોતાં તેમણે આ યુદ્ધ દ્વારા ઘણું ગુમાવ્યું. આ યુદ્ધમાં અઢાર અક્ષૌહિણી (અક્ષૌહિણી એટલે ૨૧,૮૭૦ રથ, તેટલા હાથી, તેથી ત્રણગણા ઘોડા ને પાંચગણું પાયદળ–એવડી સેના) સેનાનો કચ્ચરઘાણ નીકળી ગયો. બંને પક્ષના અનેક મહારથીઓનો નાશ થયો અને પરિણામે યુધિષ્ઠિરને એ સત્ય સમજાયું કે તેઓ વાસ્તવમાં તો જીતીને પણ હાર્યા હતા!

ઈ. સ. પહેલાં ૧૧૯૩થી ૩૧૦૧ સુધીમાં મહાભારતનો જુદો જુદો સમય બતાવામાં આવે છે. ખગોળને લગતી (ગ્રહ–નક્ષત્રોની સ્થિતિ) પરિસ્થિતિના મહાભારતમાં પરસ્પર વિરોધી ઉલ્લેખો મળે છે–જેથી કાલનિર્ણય કરવામાં

તેની સહાય લઈ શકાય નહિ. કલિયુગની શરૂઆતમાં, ઈ. સ. પહેલાં ૩૧૦૧ વર્ષ ઉપર મહાભારતની લડાઈ થઈ હોવાની માન્યતા રૂઢિએ સ્વીકારી છે. વરાહમિહિરે પોતાના 'બૃહત્સંહિતા' નામના ગ્રંથમાં જણાવ્યું છે કે, યુધિષ્ઠિર સંવતનાં ૨૫૨૬ વર્ષ વીત્યા પછી શક સંવત્સરની શરૂઆત થઈ. જો આ વિધાન સ્વીકારીએ તો ઈ. સ. પહેલાં ૨૪૪૯ વર્ષ પર મહાભારતનું યુદ્ધ થયું હોવું જોઈએ.

મહાભારતના વનપર્વના ૮૩ મા અધ્યાયમાં, વિષાદ-યુક્ત યુધિષ્ઠિરને ઉદ્દેશીને કુરુક્ષેત્રને એક અતિ પવિત્ર સ્થળ તરીકે વર્ણવ્યું છે. તે વિધાન અનુસાર સરસ્વતીથી દક્ષિણમાં અને દૃશદ્વતીથી ઉત્તરમાં આવેલા વિસ્તારને કુરુક્ષેત્ર ગણવામાં આવે છે. તેમાં વસનાર સ્વર્ગમાં વાસ કરનાર જેટલા જ ભાગ્યશાળી ગણાતા. મનુએ તેને બ્રહ્મર્ષિદેશના વિભાગ તરીકે ગણાવ્યો છે. બ્રહ્મર્ષિદેશનું મહત્ત્વ બ્રહ્માવર્ત કરતાં થોડુંક જ ઓછું મનાય છે. બ્રહ્માની તે 'ઉત્તરવેદી' ગણાય છે. બ્રહ્માની પાંચ વેદીઓમાંની બીજી ચાર–પ્રયાગ, ગયાશિરસ, વિરાજ અને પુષ્કરમાં છે. એનાં 'રામહ્રદ' પરશુરામ સરોવર, તેમ જ 'સ્યમંતપંચક' એમ બીજાં બે નામ છે. અહીં પરશુરામના પિતા જમદગ્નિને ક્ષત્રિયોએ કેવી રીતે મારી નાખ્યા અને પિતાના મોતનું વેર લેવા આતુર અને ક્રોધાન્વિત પરશુરામે ક્ષત્રિયોનો નાશ કરી અહીં લોહીનાં પાંચ સરોવરો કેવી રીતે ભર્યાં હતાં એને લગતી અનેક દંતકથાઓ પ્રચલિત છે. પરશુરામે તપશ્ચર્યા કરી પિતૃઓને તૃપ્ત કર્યા અને તેમની પાસે અનેક માનવી-ઓનો ઘાત કરવા બદલ માફી માગી. પિતૃઓએ તેમને માફી આપી અને રક્તથી ભરેલાં પાંચ સરોવરોને જળથી

ભરેલાં સરોવરોમાં ફેરવી નાખ્યાં તેમ જ વરદાન આપ્યું કે, ‘જે કોઈ બ્રહ્મચર્યનું પાલન કરી, આ જળમાં સ્નાન કરી, ભગવાન પરશુરામને પૂજશે, તે ખૂબ ધનિક બનશે.’ આ સ્થળ ‘કુરુજાંગલ’ નામથી ઓળખાય છે.

કુરુક્ષેત્રની આસપાસ સાત પવિત્ર વન હોવાનો પુરાણોમાં ઉલ્લેખ છે: ૧. કામ્યકવન, ૨. અદિતિવન, ૩. વ્યાસવન, ૪. ફલકીવન, ૫. સૂર્યવન, ૬. મધુવન અને ૭. સીતાવન.

કુરુક્ષેત્રને ‘સન્નિહતિ’ તરીકે પણ ઓળખવામાં આવે છે; કારણ કે ‘અમાવાસ્યાને દિવસે બધાં તીર્થો અહીં એકત્ર થાય છે.’

વનપર્વના ૮૩ મા અધ્યાયના ૨૦૮ મા શ્લોકમાં કહ્યું છે કે ‘કુરુક્ષેત્ર, સ્યમંતપંચક અને બ્રહ્માની ઉત્તરવેદી એ નામોથી ઓળખાતું સ્થળ, તદ્રંતુક અને અરંતુકની વચમાં તેમ જ પરશુરામના હ્રદ અને મચક્રુક યક્ષના મંદિરની વચમાં આવેલું છે.’ એ સ્થળે ભગવાન શ્રીકૃષ્ણે બાર વરસ સુધી તપ કર્યાનું કહેવાય છે. પુરૂરવા રાજા પોતાની પ્રિયતમા ઉર્વશી સાથે વિરહ પહેલાં અહીં સંચર્યો હતો. સનત્કુમાર અને ધર્મરાજા પણ અહીં વસતા હતા. આ બધાં કારણોથી આ પવિત્ર સ્થળ શ્રાદ્ધ કરવા માટે યોગ્ય ગણાય છે.

કુરુક્ષેત્ર પ્રદેશમાં અને તેની આજુબાજુ સોથી અધિક ઉપતીર્થો હોવાનું જણાવાયું છે. મહાભારત કહે છે કે, ‘કુરુક્ષેત્રે જવાનો સંકલ્પ માત્ર કરવાથી તેમ જ કુરુક્ષેત્રથી વાયુ વડે ઉડાડેલી ધૂળના સ્પર્શથી પણ માણસ પાપમુક્ત બને છે.’

વરાહ અવતાર વખતે વરાહનું રૂપ લઈ ભગવાન વિષ્ણુ જ્યાં ઊભા હતા તે ‘વરાહતીર્થ’ પણ અહીં છે.

થોડે દૂર 'વ્યાસસ્થલી' છે, જ્યાં શુકદેવના વિરહ-દુઃખથી વ્યાસે મરવાનો નિર્ણય કરેલો; પણ દેવતાઓએ વચમાં પડી તેમને તેમ કરતાં વારીને તેમની જિંદગી બચાવી હતી.

તે ઉપરાંત અહીં 'સપ્તસારસ્વત' નામનું સ્થળ છે. મંકણુક નામના એક ઋષિ એ સ્થળે રહેતા હતા. દર્ભની ધારથી તેમનો હાથ ઘવાયો, પણ લોહીને બદલે તેમાંથી વનસ્પતિનો રસ ઝરવા માંડ્યો. આ આશ્ચર્યકારક અલૌકિક ઘટના જોઈ ઋષિ હર્ષઘેલા બની નાચવા લાગ્યા. વાત ફેલાતાં આજુબાજુ રહેલા સ્થાવર અને જંગમ પદાર્થો પણ હર્ષ સાથે નાચવા લાગ્યા. બ્રહ્મા વગેરે દેવોએ આશ્ચર્ય અને ભય સાથે એ દૃશ્ય જોયું અને ભગવાન શંકરને તે ભયંકર નૃત્ય બંધ કરાવવા વિનંતી કરી. 'શા માટે આ નૃત્ય કરો છો અને શાથી આટલા હર્ષઘેલા બન્યા છો?' એમ શિવે નીચે આવી પ્રશ્ન કર્યો. ઋષિએ કહ્યું કે, 'તમને મારા હાથથી નીકળતો વનસ્પતિનો રસ નથી દેખાતો? આ દૃશ્ય મને અલૌકિક આનંદ આપે છે.' શિવે ફરી પૂછ્યું: 'પણ એમાં આટલું ખુશી થવા જેવું શું છે? જુઓ! હું મારા હાથને નખથી વિદ્ધ કરું છું અને તેમાંથી હિમ જેવી સફેદ ભસ્મ નીકળશે.' ઋષિ મંકણુક દિઙ્મૂઢ થઈ ગયા, શરમાયા અને તેમણે નૃત્ય બંધ કર્યું. શિવજી પોતાના કામમાં સફળ થયા.

એ ઉપરાંત ત્યાં 'બ્રહ્મસર' છે, જ્યાં રહી કુરુએ તપશ્ચર્યા કરી હતી.

'ચક્રતીર્થ' નામનું સ્થળ પણ ત્યાં છે, જ્યાં ભીષ્મે હાથમાં ચક્ર લઈ પોતાની પર હુમલો કરવાની ભગવાન્

કૃષ્ણને ફરજ પાડી હતી.

મહાભારતના મહાયુદ્ધમાં મરેલા યોદ્ધાઓનાં શબોની જ્યાં દાહક્રિયા થયેલી તે 'અસ્થિપુર' નામનું સ્થળ કુરુક્ષેત્રમાં આવેલું છે.

તદુપરાંત પ્રસિદ્ધ 'પૃથૂદક' તીર્થ પણ ત્યાં આવેલું છે. કુરુક્ષેત્ર પવિત્ર હોવાનું કહેવાય છે, પણ તેથીયે સરસ્વતી નદી વધુ પવિત્ર છે અને તેથીયે વધુ પવિત્ર ત્યાંનાં તીર્થો છે; પણ સૌથી વધુ પવિત્ર તો 'પૃથૂદક' તીર્થ છે. તેને જ આજે કરનાલ ડિસ્ટ્રક્ટનું 'પેહોઆ' કહે છે.

તે સ્થળે 'તૈજસ' નામનું તીર્થ છે, જેમાં વરુણનું મંદિર છે. તેમાં બ્રહ્મા વગેરે દેવોએ દેવોના સેનાપતિ કાર્તિકેયની પ્રતિષ્ઠા કરી હતી.

સૂર્યગ્રહણ વખતે સન્નિહતિ તીર્થમાં સ્નાન તથા દાન કરનારને સો અશ્વમેધ કર્યાનું પુણ્ય મળે છે. આ તીર્થને ,રુદ્રહ્રદ' પણ કહેવામાં આવે છે.

તે પછીના ઇતિહાસમાં પણ કુરુક્ષેત્રના હૃદય સમું થાણેશ્વર યુદ્ધ વગેરે પ્રવૃત્તિઓનું ધામ હતું. ત્યાં સાતમા સૈકામાં માળવાના રાજાએ મૌખરીના રાજા અને અવંતીવર્માના પુત્ર ગ્રહવર્માને મારી નાખ્યો હતો. ગ્રહવર્મા થાણેશ્વરના પુષ્યભૂતિ વંશના પ્રભાકરવર્ધનની પુત્રી અને રાજ્યવર્ધનની બહેન રાજ્યશ્રી સાથે પરણ્યો હતો. ગ્રહવર્માના મરણ પછી તેની વિધવા પત્ની રાજ્યશ્રીને કનોજમાં કેદમાં પૂરવામાં આવી હતી. રાજ્યવર્ધને પોતાના બનેવીની હત્યાનું વેર વાળ્યું; પણ ગૌડ દેશના રાજાએ તેને છળકપટથી મારી નાખ્યો. રાજ્યવર્ધનના નાના ભાઈ હર્ષવર્ધનને ૬૦૬માં રાજા તરીકે જાહેર કરવામાં આવ્યો. હવે પોતાની સ્થિતિ

૬૯ કરી ૬૧૨માં રાજા તરીકેની પૂર્ણ ઉપાધિ મેળવી.

કવિ બાણે પોતાના આશ્રયદાતા હર્ષને 'હર્ષચરિત' નામના ગ્રંથમાં (આલેખી) અમર કર્યો છે. હર્ષની રાજધાની કનોજના દરબારમાં ચીનનો યાત્રી અને ધર્મશાસ્ત્રનો જ્ઞાતા હ્યુ-એન-ત્સંગ આવ્યો હતો. હર્ષના રાજ્યકાળ દરમિયાન વૈભવ અને પ્રભાવથી યુક્ત એવી બે મહાસભાઓ થઈ હતી: એક કનોજમાં અને બીજી પ્રયાગમાં. બીજી સભા બૌદ્ધ ધર્મના શુદ્ધ આદર્શોને દર્શાવવા મળી હતી, જેમાં હ્યુ-એન-ત્સંગ અને બીજા વિદેશી પ્રવાસીઓ, અનેક રાજાઓ, બ્રાહ્મણો તેમ જ બૌદ્ધ અને જૈનાચાર્યોએ હાજરી આપી હતી.

૧૦૧૪માં મહંમદ ગિઝનીએ થાણેશ્વરને કબજે કરી તેનાં મંદિરોનો ધ્વંસ કર્યો.

બાબરે ૧૫૨૬ના એપ્રિલની પહેલી તારીખે છિન્નભિન્ન થઈ ગયેલા અફઘાન રાજ્યના બાદશાહ ઇબ્રાહિમ લોદી ઉપર હુમલો કર્યો હતો અને ઐતિહાસિક પાણીપતની (૧લી) લડાઈ થઈ હતી.

તોપોની મદદથી તેમ જ પોતાની કુશળ સરદારી અને વ્યૂહરચનાથી બાબરનો વિજય થયો અને લોદી રણમેદાનમાં મર્યો. એ લડાઈએ ભારતમાં મોગલ રાજ્યનો પાયો નાખ્યો.

હેમુ આદિલશાહનો સમર્થ પ્રધાન અને સેનાપતિ હતો. તેણે મોગલોનો સામનો કર્યો. તેણે વિક્રમાદિત્યનું બિરુદ ધારણ કરી શરૂઆતમાં દિલ્હી અને આગ્રાનો કબજો કરવા ઉપરાંત બીજી પણ કેટલીક ફતેહો મેળવી; પરંતુ હેમુને યુદ્ધ કરતાં અચાનક આંખે તીર લાગ્યું, જેથી તે બેભાન બન્યો. તેની સેનામાં ભંગાણ પડ્યું, તેને

માઘ મહિનામાં કરેલું આ સ્નાન મારું કલ્યાણ કરો. હું ગોવિંદ, અચ્યુત અને માધવનું સ્મરણ કરું છું.' અલ્લાહાબાદ શહેરથી ત્રિવેણી દોઢેક માઈલ છે. સંગમ સ્થળે આવેલા એક નાના ટાપુ આગળ સ્નાન કરવામાં આવે છે. માઘસ્નાન માટે મકરમાં સૂર્ય જ્યારે પ્રવેશે તે દિવસ અને અમાવાસ્યાનો દિવસ એ બેને સર્વોત્તમ ગણવામાં આવ્યા છે.

પ્રયાગમાં દર બાર વર્ષે વૃષભનો ગુરુ થતાં પ્રસિદ્ધ કુંભનો મેળો ભરાય છે. આ ઉપરાંત ગુરુ સિંહ, વૃશ્ચિક અને કુંભનો થતાં અનુક્રમે નાસિક, ઉજ્જૈન અને હરદ્વારમાં કુંભનો મેળો ભરાય છે. કુંભને લગતી કથા છે કે, દેવોના ગુરુ બૃહસ્પતિ સમુદ્રમંથનથી નીકળેલા અમૃતનો ઘડો લઈને નાસવા લાગ્યા. અસુરોએ તેમનો પીછો પકડ્યો. ઉગ્ર ગતિએ દોડવામાં કુંભનું અમૃત છલકાયું અને ઉપરનાં ચાર સ્થળોએ ઢોળાયું. પ્રયાગમાં કુંભ સમયે માઘ માસના સ્નાનનું ઘણું મહત્ત્વ છે. દર વખતની જેમ ૧૯૫૪ ના માઘ માસમાં વૃષભનો ગુરુ થતાં પ્રયાગમાં કુંભ મેળો ભરાયો હતો. લાખો માણસોએ મકરસંક્રાંતિ, રથસપ્તમી, પૂનમ અને અમાવાસ્યાને દિવસે સંગમમાં સ્નાન કર્યું હતું. બધા સંપ્રદાયના સાધુઓ ત્યાં આવેલા અને ધર્મપરિષદ ભરાઈ હતી. નાગા બાવાઓ પણ હજારોની સંખ્યામાં હાજર હતા.

કહેવામાં આવ્યું છે કે (ધાર્મિક) માણસે પ્રયાગમાં હજામત કે મુંડન કરાવવું, ગયામાં પિતૃઓને પિંડદાન કરવું, કુરુક્ષેત્રમાં દાન કરવું અને કાશીમાં દેહત્યાગ કરવો. એમ

પણ ઉમેરવામાં આવ્યું છે કે, જેણે પ્રયાગમાં મુંડન કરાવ્યું હોય તેને બીજા ત્રણની પણ શી જરૂર છે? જોકે આ ઉમેરાયેલું વિધાન ફક્ત પ્રયાગની સ્તુતિરૂપે જ છે. પ્રયાગમાં પુરુષો અને વિધવાઓ મુંડન કરાવે છે. પુરુષો દાઢી અને મૂછ પણ ઉતારે છે. સધવાઓ પણ બે આંગળ જેટલા ભાગનો કેશકલાપ કપાવે છે. ઉતારેલા વાળ સંગમમાં પધરાવાય છે. ત્રિવેણીને વેણી પણ કહેવામાં આવે છે; કારણ કે અહીં વળાંક લેતી ગંગા સ્ત્રીની વેણી જેવી દેખાય છે.

અલ્લાહાબાદના કોટમાં અંધારી જગ્યાની વચમાં 'અક્ષયવટ' નામનું અમરવૃક્ષ આવેલું છે. જેની તેલ, સિંદૂર, તોરણો અને પુષ્પોથી પૂજા કરવામાં આવે છે. તેની નજીક શિવલિંગ છે. પૂજા અને પ્રદક્ષિણા કરી યાત્રીઓ તેને ભેટે છે. યાત્રીઓ ખાદ્ય પદાર્થોમાંથી કોઈ પણ એક ચીજ આજીવન ન ખાવાનું અહીં વ્રત લે છે.

ત્રિવેણી કે અક્ષયવટની જગ્યાએ ધર્માર્થ આત્મહત્યા કરવાની પરંપરા ચાલુ હતી. જોકે ધર્મશાસ્ત્રોમાં કોઈ પણ નિમિત્તે કરવામાં આવતી આત્મહત્યાનો નિષેધ છે. આત્મહત્યા અને અન્યના પ્રાણઘાતને સમાન ગણવામાં આવ્યાં છે. મનુએ આત્મઘાતીઓનું તર્પણ કરવાની પણ મનાઈ કરી છે. વેદમાં પણ આત્મહનૂ–આત્મઘાતીની નિંદા કરવામાં આવી છે; છતાંય અહીં આત્મહત્યાની એ પ્રથા ચાલુ હતી. તીર્થો પરના વિશ્વાસને લીધે, દુનિયા તરફના વિરાગથી, અશક્તિથી, નિષ્ફળતાથી અથવા યોગસાધનાથી પ્રાપ્ત કરેલા સંતોષના ખ્યાલથી તેમ જ પર્વતો, મહાનદીઓ

અને નિબિડ વનોની ભવ્યતાના ઘેનથી આમ બની રહ્યું હતું. વેદોમાં અને બીજા ગ્રંથોમાં કરેલા નિષેધને અવગણીને પણ આત્મહત્યાની પ્રથા ચાલુ હતી એમ મહાભારતના વનપર્વમાં યુધિષ્ઠિરને અપાયેલી સલાહ પરથી લાગે છે. જોકે સામાન્ય રીતે આત્મહત્યાને નિંદવામાં આવી છે; પરંતુ કેટલાક અપવાદો નિભાવી લેવાતા. વળી કોઈક સ્થળે તો આત્મહત્યા કરવા સલાહ પણ અપાતી. મહાપાતક કરનારને આત્મહત્યાના પ્રકારનું તપ કે પ્રાયશ્ચિત્ત કરવાનું જણાવાતું. ધર્મક્રિયાઓ કરવામાં અસમર્થ કે અસાધ્ય રોગથી પીડાતા પણ આત્મહત્યાનો આશ્રય લેતા. વૃદ્ધ અને વિકલાંગ, આશાવિહીન, દુનિયાની નશ્વરતા સમજી ચૂકેલા તેમ જ સતીઓએ આનો આશ્રય લીધો હતો. આત્મહત્યાના પણ અનેક પ્રકાર છે. ઊંચી ટેકરી પરથી પડવું, ગાયનાં છાણાંથી સળગાવેલા અગ્નિમાં પ્રવેશ કરવો, પાંડવોની જેમ હિમાલયમાં પગપાળે હિમાચ્છાદિત ઊંચાણ ચડતાં ચડતાં અનંત યાત્રા કરવી, ગંગામાં ઊંધે માથે પડવું, આમરણ ઉપવાસ કરવા, પ્રયાગમાં અક્ષય વૃક્ષ પરથી પડવું તેમ જ પોતાના અવયવોને કાપી પક્ષીઓને ખવડાવવા. આમાંનો છેલ્લો પ્રકાર હ્યુ–એન–ત્સંગે પણ નોંધ્યો છે. પ્રયાગની જેમ આત્મહત્યા કરવાની પ્રથા બીજાં તીર્થોમાં પણ ચાલુ હતી.

ઘણા વિદ્વાનો આ રીતની વિરુદ્ધ હતા. એવું સાફ વિધાન હતું કે, કુટુંબને લગતી જવાબદારીવાળા અને અન્ય ફરજો ધરાવનારાઓએ તેમાંથી છૂટવા મથવું ન જોઈએ. સગર્ભા સ્ત્રીને પણ આત્મહત્યા ન કરવાની સ્પષ્ટ આજ્ઞા

હતી. વળી કેટલાક બ્રાહ્મણોને માટે પણ તે કાર્ય વર્જ્ય ગણાતું. કેટલાકો માનતા કે તીર્થસ્થળે આત્મહત્યા કરવામાં આવે ત્યારે ભગવાન સ્વયં ૐનો તારક-મંત્ર તેના કર્ણમાં ઉચ્ચારે છે જેથી મરનારની મુક્તિ થાય છે, પણ ઘણાઓ જ્ઞાન વિના મુક્તિ ન મળે એમ દૃઢપણે માનતા. પહેલા મતનો ઉલ્લેખ કાલિદાસે રઘુવંશમાં કાવ્યમય શૈલીથી કર્યો છે. આત્મહત્યાનો ખાસ નિષેધ કલિવર્જ્ય કર્મોમાં સમાવેશ કરી કરવામાં આવ્યો છે. પહેલાં પ્રચલિત છતાં કલિયુગમાં જેનો ત્યાગ કરવાનું વિધાન હોય, તે કર્મોને કલિવર્જ્ય સમજવાં.

ગુપ્ત સામ્રાજ્યમાં પ્રયાગનો સમાવેશ થતો હતો. સમ્રાટ સમુદ્રગુપ્ત( ઈ. સ. ૩૨૦ થી ૩૮૦ )ની પ્રશસ્તિમાં હરિષેણ કવિએ લખેલો પ્રસિદ્ધ લેખ અલ્લાહાબાદના સ્તંભ ઉપર મળે છે. તે લેખ કવિના આશ્રયદાતાનું વિગતવાર અને તથ્ય જીવન આલેખવા ઉપરાંત તેની વિજયયાત્રાઓનો વૃત્તાંત પણ પૂરો પાડે છે. પ્રયાગ હર્ષના સામ્રાજ્યમાં પણ હતું. હર્ષના શાસનકાળમાં બે આંતરરાષ્ટ્રીય મહાસભાઓ કનોજ અને પ્રયાગમાં ભરાયેલી. અગિયારમી સદીમાં કલચૂરી રાજા ગાંગેયદેવે વિક્રમાદિત્યનું બિરુદ ધારણ કરી પ્રયાગ અને કાશીને પોતાના રક્ષણ નીચે આણ્યાં. ઈ. સ. ૧૧૯૪ માં પહેલી જ વાર એને મુસ્લિમ બાદશાહ શાહબુદ્દિન ઘોરીએ જીત્યું. ૧૪ મી સદીમાં પ્રસિદ્ધ સંત રામદાસનો જન્મ પ્રયાગમાં થયો હતો. તેમણે બધા વર્ગો, ધર્મો અને જાતિઓને ભક્તિનો ઉપદેશ કર્યો હતો. એમના જાણીતા બાર શિષ્યોમાં એક હજામ, એક મુસલ-

માન અને કેટલીક સ્ત્રીઓ હતાં. કબીર રામદાસના શિષ્ય હોવાનું કહેવાય છે. પ્રયાગને અકબરે ફરી બાંધ્યું હતું અને નવું રૂપ આપ્યું હતું. બે નદીઓના મિલન સ્થળે આવેલા કિલ્લાને તેણે ૧૫૮૩ માં બાંધ્યો હતો. ૧૫૮૪ માં પ્રયાગને 'અલ્લાહાબાદ' નામ આપ્યું હતું.

વૉરન હેસ્ટિંગ્સે ૧૭૭૦–૭૧માં મોગલ બાદશાહ પાસેથી કોરા અને અલ્લાહાબાદ, બાદશાહ મરાઠાઓનો આશ્રય મેળવે છે એમ જણાવી પડાવી લીધાં અને અવધના નવાબ પાસેથી ચાલીસ લાખ રૂપિયા રોકડા લઈ તેમ જ વાર્ષિક ખંડણી લેવાનું ઠરાવી તેને તે બન્ને આપ્યાં. લૉર્ડ વેલેસ્લીએ ૧૮૦૧ માં અવધને ખાસ કરાર દ્વારા પોતાના રક્ષણ નીચે લીધું અને ૧૮૫૬ ના ફેબ્રુઆરીની ૧૩ મી તારીખે 'પ્રજાના કલ્યાણ માટે' આઉટરામે તેને બ્રિટિશ પ્રદેશ સાથે જોડી દીધું. ૧૮૫૭ ના બળવા વખતે વ્યૂહરચનાની દૃષ્ટિએ મહત્ત્વનાં દિલ્હી અને અલ્લાહાબાદનો બળવાખોરોએ કબજો કર્યો હતો. ૧૮૫૮ ના નવેમ્બરની પહેલી તારીખે લૉર્ડ કૅનિંગે અલ્લાહાબાદમાં દરબાર ભરી રાણી વિક્ટોરિયાના બહુ જાણીતા ઢંઢેરાને વાંચી સંભળાવ્યો હતો જે દ્વારા ન્યાય, ક્ષમાશીલતા અને નિષ્પક્ષ શાસનનું વચન આપવામાં આવ્યું હતું.

એ પ્રયાગ જ આધુનિક મહાનગરી અલ્લાહાબાદ છે. ઉત્તર પ્રદેશની બીજા નંબરની આ રાજધાનીમાં સ્વરાજ-ભવન પણ આવેલું છે. ભવ્ય હિમાલયમાંથી નીકળેલી બે મહાનદીઓનાં કૃષ્ણ અને શ્વેતરંગી નીર અહીં મળે છે. કાલિદાસ આ રમ્ય દૃશ્યને વીસરી શક્યા નથી. રઘુ-

વંશના ૧૩ મા સર્ગમાં રામ લંકાથી પાછા ફરતાં રસ્તામાં સીતા આગળ આ દૃશ્યનું વર્ણન કરે છે કે 'નીલમણિઓ અને મોતીઓના મિશ્રણની જેમ, શ્વેત અને શ્યામ કમળોને ભેળવી બનાવેલી માળાની જેમ, સફેદ અને નીલ હંસોની હારમાળાઓ જેમ, ચંદન અને અગરુના સંયુક્ત ચિતરામણની જેમ, અંધકારની સાથે મળેલા ચંદ્ર–પ્રકાશની જેમ, આકાશના શરદઋતુના ધવલ મેઘો સાથે મળેલા શ્યામ ભાગોની જેમ અને કાળા સર્પોથી અને ધવલ ભસ્મથી યુક્ત એવા ભગવાન શંકરના દેહની જેમ ગંગા અને યમુનાનાં શ્વેત અને શ્યામ વર્ણનાં નીર મળે છે.'

કાલિદાસ ઉમેરે છેઃ

समुद्रपत्न्योर्जलसन्निपाते पूतात्मनामत्र किलाभिषेकात्।
तत्त्वावबोधेन विनापि भूयस्तनुत्यजां नास्ति शरीरबन्धः॥
[ રઘુવંશ : ૧૩–૫૮ ]

'સમુદ્રની પત્નીઓ એવી આ બે નદીઓના સંગમમાં સ્નાન કરીને પવિત્ર થયેલા જે માનવીઓ અહીં શરીર છોડે છે, તેમને ભલે તત્ત્વજ્ઞાન ન થયું હોય તે છતાં મુક્તિ મળે છે.'

*

## ૫ : ગયા

इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् । समूढ मूढमस्य पाँसुरे ॥
[ ઋગ્વેદ : ૧–૨૨–૧૭ ]

'વિષ્ણુએ આનું (વિશ્વનું) ત્રણ પગલાં ભરી પરિક્રમણ કર્યું; વિષ્ણુનાં (ત્રણ) પગલાંમાં સારું વિશ્વ સમાઈ ગયું છે.'

**ઋગ્વેદના** આ વાક્ય ઉપર યાસ્કે પોતાના નિરુક્તમાં ઈ. સ. પૂર્વે આઠસો વર્ષ પર ટીકા લખી હતી. યાસ્ક કહે છે કે, 'શાકપૂણિ નામના લેખકના મતે વિષ્ણુનાં ત્રણ પગલાં અનુક્રમે પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગમાં ભરાયાં હતાં; જ્યારે ઔર્ણવાભ નામના લેખકના મતે અનુક્રમે સમારોહણ, વિષ્ણુપદ અને ગયાશિરસ્ એ ત્રણ સ્થળે ભરાયાં હતાં.' આ ત્રણે સ્થળ ગયામાં આવ્યાં હોવાની માન્યતા સાચી લાગે છે.

એટલે જ કેટલાક માને છે કે, યાસ્ક અને એના પૂર્વગામી ઔર્ણવાભની પણ પહેલાં ગયા વિષ્ણુનાં ત્રણ પગલાંનું સ્થળ બન્યું હતું, અને તે રીતે તે વિષ્ણુતીર્થ તરીકે પ્રસિદ્ધ હતું. આથી બૌદ્ધ ધર્મ પહેલાં પણ ગયાનું મહત્ત્વ હતું એ સાબિત થાય છે. ગયાની આજુબાજુનો પ્રદેશ બૌદ્ધોને માટે પવિત્ર યાત્રાસ્થળ છે; કારણ કે ત્યાં ભગવાન બુદ્ધને બોધિવૃક્ષની નીચે જ્ઞાન પ્રાપ્ત થયું હતું.

હિંદુઓનાં સર્વશ્રેષ્ઠ ત્રણ યાત્રાસ્થળોને ત્રિસ્થલી કહેવામાં આવે છે. તે છે કાશી, પ્રયાગ અને ગયા. પ્રસિદ્ધ નારાયણ ભટ્ટનો 'ત્રિસ્થલીસેતુ' નામનો ગ્રંથ તે સ્થળોને વિગતવાર વર્ણવે છે.

ગયા કલકત્તાથી ૧૯૨ અને કાશીથી ૧૨૭ માઈલને અંતરે આવેલું છે. જૂનું ગયા અને હાલનું રેલવે સ્ટેશન બનેલું સાહિબગંજ એ બન્ને ગયાને નામે ઓળખાય છે.

મહાભારતના વનપર્વમાં કહ્યું છે કે, 'માણસે ઘણા પુત્રો મેળવવાની ઇચ્છા રાખવી જોઈએ; કારણ કે તેમાંનો એક તો ગયા જશે (પિતૃઓને પિંડદાન કરી મુક્ત કરશે) અથવા અશ્વમેધ યજ્ઞ કરશે કે નીલ વૃષભનો ઉત્સર્ગ કરશે એટલે એને છૂટો મૂકશે (જે પવિત્ર કાર્ય ગણાય છે).' ગયામાં ફલ્ગુ નદી, ગયાશિરસ્ અને અક્ષયવટ આવેલાં છે. અહીં પિતૃઓને શ્રાદ્ધમાં પિંડાદિ ભોજન અર્પણ કરવામાં આવે તો તેથી અક્ષય ફળ મળે છે.

ગયાનું માહાત્મ્ય મહાભારત, નારદપુરાણ, પદ્મપુરાણ, કૂર્મપુરાણ, વરાહપુરાણ અને ગરુડપુરાણમાં વર્ણવ્યું છે. વાયુપુરાણના છેવટના ૧૦૫ થી ૧૧૨ અધ્યાયોમાં ગયા સંબંધી સુવિસ્તૃત વર્ણન આવે છે. વાયુપુરાણ પ્રાચીન પુરાણોમાંનું એક છે (૩૦૦ થી ૬૦૦ ઈ. સ.) અને તેમાંનો ગયા-માહાત્મ્યનો ભાગ ૭૦૦ થી ૧૦૦૦ ઈ. સ. સુધીમાં પાછળથી ઉમેરાયો છે એમ વિદ્વાનોનો મત છે.

મુક્તિના ચાર માર્ગ હોવાનું મનાય છેઃ પ્રથમ માર્ગ બ્રહ્મજ્ઞાનનો, બીજો ગયાશ્રાદ્ધનો, ત્રીજો ગાયનું રક્ષણ કરતાં કરતાં દેહપાત કરી શકવાનો અને ચોથો કુરુક્ષેત્ર-વાસનો (ગરુડપુરાણ).

ગય નામના અસુર ઉપરથી એનું નામ ગયા પડયું છે. દંતકથા છે કે, ૧૨૫ યોજન લાંબો અને ૬૦ યોજન વિસ્તારનો એક અસુર વિષ્ણુભક્ત હતો. તે બળવાન હતો

અને સાથે સદાચારી પણ હતો. 'કોલાહલ' પર્વત પર તેણે ઉગ્ર તપ કર્યું, તેથી ચિંતિત બનેલા દેવો પ્રથમ શિવ પાસે અને પછી વિષ્ણુ પાસે ગયા. વિષ્ણુ ગય અસુર પાસે ગયા અને તેને વરદાન આપ્યું કે, તે એટલો પવિત્ર થશે કે તેને સ્પર્શ કરનારને વિષ્ણુલોક મળશે. પછી આને પરિણામે યમલોક ઊજ્જડ બનવા લાગ્યો અને યમ-રાજ કામ વગરના થયા. તે પછી (યમની પ્રાર્થનાથી) બ્રહ્મા ગયની પાસે ગયા અને યજ્ઞ માટે (સ્થળ તરીકે) તેના દેહની માગણી કરી. ગયે બ્રહ્માની માગણીનો સ્વીકાર કર્યો અને શ્વેતવરાહકલ્પમાં આ યજ્ઞ કરવામાં આવ્યો. બ્રહ્માએ યજ્ઞ કરવા જે ઋત્વિજોને સર્જ્યા હતા તેમણે ગયને ઉત્તર તરફ માથું અને દક્ષિણ તરફ પગ રાખી સુવાડ્યો. યજ્ઞની લાંબી ક્રિયાના અંતિમ ભાગમાં ગયનું માથું કંપવા લાગ્યું; બ્રહ્માએ યમને એક ખાસ ધર્મશિલાને તેના ઉપર મૂકવા જણાવ્યું; પરંતુ તેમ કરવા છતાં પણ ગયનો કંપ બંધ થયો નહિ. તે શિલા પર બધા દેવો ઊભા રહ્યા તોપણ કાંઈ વળ્યું નહી. ત્યાર પછી વિષ્ણુની મૂર્તિ ત્યાં મૂકી અને છેવટે વિષ્ણુ ગદાધારી રૂપે પ્રકટ થયા અને ગયના મસ્તક પર ઊભા રહ્યા, જેથી ગયનું મસ્તક સ્થિર બન્યું. ગયે ફરિયાદ કરી કે એ રીતે તેના ઉપર અત્યાચાર ન કરતાં વિષ્ણુએ આજ્ઞામાત્ર કરી હોત તોપણ તે સ્થિર થાત. ત્યાર પછી યાચના કરતાં તેને વરદાન આપવામાં આવ્યું કે, વિષ્ણુ સહિત બધા દેવોએ તે જ રીતે તેના મસ્તક પર ચિરકાળ માટે ઊભા રહેવું અને તે સ્થળનું નામ પણ ગયા પાડવું. જે જગ્યાએ બધા દેવો ઊભા છે તે પવિત્ર સ્થળને 'ગયશિરસ્'

(ગયનું માથું) કહેવામાં આવે છે. વિષ્ણુ ત્યાં ગદાધર-રૂપે હાથમાં ગદા લઈ ઊભા છે (એટલે) તેને 'વિષ્ણુપદ' (વિષ્ણુનું પગલું) પણ કહેવામાં આવે છે.

નીચે પ્રમાણે 'ધર્મશિલા'ને લગતી પૌરાણિક કથા છે. ધર્મને ધર્મવ્રતા નામની પવિત્ર દીકરી હતી. પોતાને અનુરૂપ વર ન મળતો હોવાથી તેણે તપ આદર્યું. એક વખતે બ્રહ્માના પુત્ર મરીચિએ ત્યાંથી પસાર થતાં તપનું કારણ પૂછ્યું. તેની પાસેથી કારણ જાણી મરીચિએ પોતે લગ્ન માટે તૈયારી બતાવી. તેણીએ પણ તેનો સ્વીકાર કર્યો અને ધર્મના આશીર્વાદ સાથે તેમણે લગ્ન કર્યું. તેમને ઘણા પુત્રો થયા.

એક વખતે મરીચિ બહુ થાકીને ઘેર આવ્યા અને પત્નીને પગ દબાવવા કહ્યું. પત્ની પગ દબાવી રહી હતી એટલામાં એ ઊંઘી ગયા. તે દરમિયાન મરીચિના પિતા ઘેર આવ્યા. તેમનો સત્કાર કરવા તેમની પુત્રવધૂ ઊભી થઈ. મરીચિ જાગ્યા અને તેમની પત્ની તેમનું સોંપેલું કામ કરતી ન હતી એ જોઈ ક્રોધે ભરાઈ તેઓ બોલ્યા: 'તું પાષાણ બન.' પત્ની પણ પતિના અકારણ અને અન્યાયી ક્રોધથી તપી ગઈ અને બોલી કે, 'મરીચિ પણ મહાદેવના શાપનો ભોગ બનશે.' જ્યારે આકરી તપસ્યાથી પણ શાપમુક્ત બની શકી નહિ, ત્યારે ધર્મશિલાએ દેવો પાસે માગ્યું કે 'તે એવો પથ્થર બની જાય કે જેના ઉપર પિંડદાન કરવાથી પૂર્વજોને મુક્તિ મળે.' દેવોએ હા ભણી. ત્યાર પછી તે પથ્થર બની. પથ્થરને ગયના મસ્તક ઉપર મૂકી તેના ઉપર દેવો ઊભા રહ્યા તેથી તે સ્થળનું નામ 'મુંડપ્રસ્થ' પડયું.

કરવાનું વધુ મહત્ત્વ છે. શ્રાદ્ધનો વિધિ એવો છે કે, પ્રથમ પિંડોને આસન આપવું. પછી પિતૃઓને પિંડ અર્પવા, તેના પર પાણી છાંટવું, બ્રાહ્મણને દક્ષિણા આપવી અને છેવટે ભોજનનો સંકલ્પ કરવો. ગયામાં પિતૃઓને નિમંત્રવાની જરૂર હોતી નથી; તેમ જ એકાંતની આવશ્યકતા ન હોવાથી તે માટે પડદા વગેરેની પણ જરૂર રહેતી નથી. ઉત્તમ પુણ્ય મેળવવા બ્રહ્મચર્ય પાળવું, એક ટંક જમવું, ભૂમિ પર સૂવું, સાચું બોલવું, પવિત્ર રહેવું અને પ્રાણીમાત્રનું ભલું ઇચ્છવું; એટલાં વાનાં જરૂરી છે. પ્રસિદ્ધ વૈતરણી નદી, ગયામાં પિતૃઓની મુક્તિ અર્થે ઊતરી હોવાનું મનાય છે.

ગયાની યાત્રાએ જતાં પહેલાં પોતાના ગામની પ્રદક્ષિણા કરી ત્યાં શ્રાદ્ધ કરવું. આને પોતાની સાથે ગયા આવવા પિતૃઓને તેમની મુક્તિ માટે આમંત્રણ આપવારૂપે ગણવામાં આવે છે.

વાયુપુરાણના ૧૧૦ મા અધ્યાયમાં ગયા યાત્રાનો વિધિ બતાવવામાં આવ્યો છે. પ્રથમ ફલ્ગુ નદીમાં ખાડો ખોદી ત્યાં પાણી ભરાતાં તે સ્થળે તર્પણ કરી પછી શ્રાદ્ધ કરવું. તે પછી બ્રહ્મકુંડમાં સ્નાન કરી પ્રેતપર્વત ઉપર પણ તે જ પ્રમાણે પ્રેતશિલા પર તર્પણ અને શ્રાદ્ધ કરવાં. અષ્ટકામાં, વૃદ્ધિશ્રાદ્ધમાં અને ગયામાં માતાનું શ્રાદ્ધ જુદું કરવું પડે છે; પરંતુ બીજાં તીર્થોમાં માતાપિતાનું શ્રાદ્ધ સાથે જ કરવાનું હોય છે. શ્રાદ્ધમાં જલ સાથે તલ આપવાનો વિધિ છે. તે વખતે બોલાતા મંત્રનો આશય નીચે પ્રમાણે છે:

'બધા દેવો, ઋષિઓ, પૂર્વજો અને બ્રહ્માથી લઈ

સ્તંબ પર્યંતની સૃષ્ટિ તમે સૌ આ તિલોદકથી તૃપ્ત થાઓ! મારા પિતૃપક્ષ અને માતૃપક્ષના અનાદિ કાળથી થતા આવેલા મારા પૂર્વજો, સપ્તખંડમાં કે બ્રહ્મલોકથી માંડીને જ્યાં જ્યાં તમે વસતા હો, ત્યાં ત્યાં તમે આ તિલોદકથી તૃપ્ત થાઓ!'

નજીકના બાર પૂર્વજોમાં પિતૃપક્ષના ત્રણ પુરુષો અને તેમની પત્નીઓ તથા માતૃપક્ષના ત્રણ પુરુષોનો સમાવેશ થાય છે. કેટલાક નવ પૂર્વજોનાં જ અને કેટલાક છ જ પૂર્વજોનાં નામ ઉચ્ચારવાનું પણ જણાવે છે.

પોતાના વંશના જે કોઈની અવગતિ થઈ હોય તે બધાને યાદ કરવા પિતરાઈઓ, (સામાન્ય) સંબંધીઓ, મિત્રો, દાંત ફૂટતાં પહેલાં મરેલાં, ગર્ભમાં જ અવસાન પામેલાં, અગ્નિ, વીજળી, હિંસ્રપશુ, વિષ અને જંગલમાં નાશ પામેલાં; પોતાનાં પાપકર્મોને લીધે નરકમાં પડેલાં, તેમ જ પશુયોનિ પામેલાં, જેમને પોતાના કે ગુરુના કુળમાંથી કોઈ પણ પિંડદાન મળે તેમ ન હોય તે સૌને પિંડદાન કરવું. પિતૃઓને નમસ્કાર કરી દેવોને શ્રાદ્ધવિધિના સાક્ષી બનવા જણાવવું.

વાયુપુરાણમાં શ્રાદ્ધ કરવા માટેનાં બીજાં ઉપતીર્થો પણ જણાવવામાં આવ્યાં છે. ગયાની પૂર્ણ યાત્રા કરતાં સાત દિવસ થાય. પાંત્રીસ ચોરસ માઈલના વિસ્તારમાં લગભગ ૪૫ ઉપતીર્થો આવેલાં છે.

મોટે ભાગે ગયામાં સાત કે ત્રણ તીર્થોની યાત્રા કરાય છે. ગયામાં પહોંચતાં જ બ્રાહ્મણોભિયો પોતાની સેવા આપવા તૈયાર મળે છે. ફલ્ગુ નદી, વિષ્ણુપદ અને

અક્ષયવટની યાત્રા સર્વથા આવશ્યક છે. તે પછી ગય-શિરસ્, ઉત્તરમાનસ, મતંગવાપી અને બીજાં સ્થળોનાં દર્શન કરાય છે.

પ્રાચીન ગયામાં પ્રસિદ્ધ 'વિષ્ણુપદ' આવેલું છે. ચાર ફૂટના વર્તુલમાં રૂપાથી જડેલા અષ્ટખૂણિયા પાત્રમાં, ૧૬×૬ ઈંચની વિષ્ણુપાદુકા પ્રતિષ્ઠિત છે. તે પાત્રમાં ભેટો ધરાવાય છે.

ગયાથી દક્ષિણે સાત માઈલ પર બુદ્ધગયા આવેલું છે. સિદ્ધાર્થે ઓગણત્રીસ વર્ષની ઉંમરે ઘર છોડ્યું અને છ વર્ષ સુધી સાધુના સ્વરૂપે ગયાની નજીક રાજગૃહ અને ઉરુવિલ્વમાં ભટક્યા કર્યું. ઉરુવિલ્વમાં તેમણે તપ કર્યું. નિરંજના (લીલાજન) નદીમાં સ્નાન કરી તેઓ બુદ્ધ-ગયામાં આવેલા પીપળાના વૃક્ષ નીચે બેઠા હતા. તેમને તે વૃક્ષ નીચે પાંત્રીસ વર્ષની વયે પૂર્ણજ્ઞાન પ્રાપ્ત થયું અને તેઓ બુદ્ધ, તથાગત તેમ જ શાક્યમુનિના નામે પ્રસિદ્ધ થયા. ત્યાંથી સારનાથ (કાશી પાસે) જઈ તેમણે ઉપદેશ આપવો શરૂ કર્યો. બુદ્ધ દર વર્ષે આઠ મહિના પરિભ્રમણ કરતા. પિસ્તાલીસ વર્ષ સુધી તે ક્રમ જારી રાખી ઈસવી સન પહેલાં ૪૮૩ વર્ષ ઉપર એંસી વર્ષની વયે તેઓ મહા-નિર્વાણ પામ્યા.

'બોધિવૃક્ષ' દુનિયામાં સૌથી પુરાણું અને પૂજ્ય વૃક્ષ છે; તેનો ઈતિહાસ અનેક ઘટનાઓથી ભરપૂર છે. બૌદ્ધપરંપરા પ્રમાણે તિષ્યરક્ષિતે તેનો નાશ કર્યો હતો, પણ અશોકે ફરી તેનું સંવર્ધન કર્યું હતું. સાધુ ઉપગુપ્તે અશોકને બૌદ્ધોની પવિત્ર ભૂમિમાં આવેલાં અનેક સ્થળોએ

ફેરવ્યો હતો, જેમાં ગયાના બોધિવૃક્ષનો પણ સમાવેશ થાય છે.

બૌદ્ધોનાં તે બધાં પવિત્ર સ્થાનોને અશોકે ઉદાર સખાવતો આપી હતી અને ત્યાં ત્યાં સ્મારકો ઊભાં કર્યાં હતાં. હુ–એન–ત્સંગ જણાવે છે કે, સાતમી સદીમાં બંગાળના રાજા શશાંકે બોધિવૃક્ષને ઉખેડી નાખ્યું હતું, પણ ફરીથી મગધના રાજા પૂર્ણવર્માએ તેનું સંવર્ધન કર્યું હતું. તેની એક શાખા અશોકના વખતમાં સિલોનમાં પણ વાવવામાં આવી હતી.

વાયુપુરાણ જણાવે છે કે, ગયા તીર્થમાં પ્રેતશિલાથી મહાબોધિ સુધીના ત્રીસ માઈલના વિસ્તારનો સમાવેશ થાય છે; અર્થાત્ હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગયામાં બૌદ્ધોનાં પવિત્ર સ્થળોનો પણ સમાવેશ થાય છે.

બુદ્ધગયામાં બુદ્ધનું પ્રસિદ્ધ પુરાણું મંદિર અને બોધિવૃક્ષ આવેલાં છે. જેના ઉપર બુદ્ધ બેસતા તે વજ્રાસન અથવા સિંહાસન બોધિવૃક્ષની નીચે આવેલું છે. તે સિંહાસન દુનિયાના કેન્દ્રમાં એટલે મધ્ય ભાગમાં આવેલું હોવાનું જણાવાય છે. તે પ્રદેશમાંથી બૌદ્ધોના કેટલાક અવશેષો મળી આવ્યા છે. નેપાલ, બર્મા, ચીન, જાપાન, સિલોન વગેરે દુનિયાભરના પ્રદેશોમાંથી બૌદ્ધો આ પવિત્ર સ્થળે આવે છે.

શ્રી મેઘવર્ન નામના (ઈ. સ. ૩૫૨–૩૭૦) સિલોનના બૌદ્ધ રાજાએ ગયામાં જ્યાં અશોકે વિહાર બાંધ્યો હતો તે સ્થળે, પોતાને વિહાર બાંધવા દેવા રજા આપવા સમ્રાટ સમુદ્રગુપ્ત ઉપર સંદેશો મોકલ્યો હતો. સમુદ્રગુપ્તે તેમ કરવા રજા આપી હતી. તે વિહારની સાતમી સદીમાં

હુ-એન-ત્સંગે મુલાકાત લીધી હતી. તે સ્થળને તેણે મહાયાન સંપ્રદાયની સ્થવિર શાખાના એક હજાર શ્રમણોને આશ્રય પૂરો પાડતા ભવ્ય વિહાર તરીકે વર્ણવ્યો છે.

હિંદુઓના પૂજનીય દૈવતમાં બુદ્ધના અવશેષોનો પણ સમાવેશ થાય છે. ખુદ બુદ્ધને વિષ્ણુના અવતાર માનવામાં આવે છે. વાયુપુરાણમાં નિર્દેશ છે કે—'મહાન બોધિવૃક્ષ પૂજનીય છે. ઓ દૈવી બોધિવૃક્ષ! હું તમે નમસ્કાર કરું છું. તું બ્રહ્મા, વિષ્ણુ અને શિવનું સ્વરૂપ છે. તું પ્રકાશ આપનાર અને પૂર્વજોને તારનાર છે. તારાં દર્શન અને સ્પર્શથી શ્રદ્ધાળુઓ અનંત આનંદ પામે છે.'

બોધિવૃક્ષની નજીક એક આમ્રવૃક્ષ છે, જેનું પૂજન થાય છે. એના સંબંધમાં આજકાલ એક પ્રસિદ્ધ ઉક્તિ છે કે, આંબાના ઝાડને પાણી રેડવાના એક જ કાર્યથી બે હેતુ સરે છે: એક તો આંબાને પાણી પવાય છે અને બીજું પિતૃઓ તૃપ્ત થાય છે. 'आम्रारच सिक्ताः पितरश्च तृप्ताः।'

કહેવાય છે કે, જ્યારે વિશાલ નામના રાજાએ પિંડદાન કર્યું ત્યારે તેને લેવા એકી સાથે કાળો, ધોળો અને લાલ એમ તેના પૂર્વજોએ ત્રણ હાથ લાંબા કર્યા. ધોળા હાથવાળા તેના પિતાને પ્રશ્ન પૂછતાં તેણે જણાવ્યું કે, સત્કર્મો કરવાથી તે સ્વર્ગમાં ગયો હતો. વિશાલના દાદાએ બ્રહ્મહત્યા કરેલી તેથી તે લાલ થઈ ગયેલો અને પરદાદાએ સાધુઓની હત્યા કરેલી તેથી તે કાળો થઈ ગયો હતો. તેના બાપ સિવાયના બે 'અવીચિ' નામના નરકમાં પડ્યા હતા; પરંતુ રાજા વિશાલના પિંડદાનથી તે ત્રણેનો મોક્ષ થયો હતો.

ભરદ્વાજ નામના એક મહાત્માએ અહી પિડદાન કર્યું હતું પિડ લેવા એકી સાથે બે હાથ આગળ આવ્યા તેની માતાએ જણાવ્યુ કે, તેમાનો એક તેના પતિનો અને બીજો તેના જારનો હતો શિલપરના ભરદ્વાજે કરેલા પિડ દાનથી તેની માતાના ક્ષેત્રપતિ અને બીજપતિ એમ બ ને મુક્ત થયા હતા

ગયશિરસમા કરેલુ શ્રાદ્ધ અનત પુણ્ય આપે છે. ગયામા આદિ ગદાધર વિષ્ણુ વિષ્ણુપદરૂપે ( વિષ્ણુની પાદુકા રૂપે ) વસે છે શ્રદ્ધાળુઓ રક્તપિત્ત જેવા અસાધ્ય દર્દો માથી મુક્ત થઈ આરોગ્ય, આયુષ્ય અને સ પત્તિ મેળવતા હોવાનુ કહેવાય છે વાયુપુરાણમા બ્રહ્મા કહે છે કે, ‘ હુ ગયાવાસી, ગદાધારી, કાળથી પર અને દોષોથી રહિત નિર્મળ, સત્ત્વ, રજ અને તમથી પર ઠતા દૈવી ગુણોથી પૂર્ણ, અ તર્યામી, પર્વતની ગુફામા વસનાર લોકોથી પૂજાતા, અને વરદાયી ભગવાન વિષ્ણુને નમુ છુ ’ વળી વિશેષ ઉમેરે છે કે, ‘ અવ્યક્ત રીતે મુડ, પૃષ્ઠ અને ફલ્ગુ વગેરેના સ્વરૂપે ગયામા રહેતા આદિ ગદાધરને હુ વ દુ છુ ’

गदाधर व्ययगतकालकल्मष गयागत विदितगुण गुणातिगम् ।
गुहागत गिरिवरगौरगेहज गणार्चितं वरदमह नमामि ॥
अव्यक्तरूपो यो देवो मुण्डपृष्ठाद्रिरूपत ।
फल्गुतीर्थादिरूपेण नमास्यादिगदाधरम् ॥ वायुपुराणे

*

# ૬ : પુરી જગન્નાથપુરી

अदो यद् दारु प्लवते सिंघोः पारे अपूरुषम् ।
तदारभस्व दुर्हणो तेन गच्छ परस्तरम् ॥

[ ઋગ્વેદ : ૧૦-૧૫૫-૩ ]

'હે અવિનાશી આરાધક! મહાસાગરના જળ ઉપર તરતા લાકડાના ટુકડામાંથી ઘડવામાં આવેલી કાષ્ઠની મૂર્તિ સ્વરૂપે બિરાજમાન થયેલા ભગવાન પુરુષોત્તમની તું આરાધના કર.'

**ઋગ્વેદની** આ ઋચાનું એક અર્થઘટન સાયણાચાર્ય આ પ્રમાણે કરે છે. રઘુનંદન પોતાના 'પુરુષોત્તમ-તત્ત્વ'- (પૃષ્ઠ ૫૬૩)માં આ ઋચાનું અવતરણ જરાક જુદા અર્થ સાથે આપે છે. એ પણ આ કંડિકાનું અવતરણ અથર્વ-વેદમાં છે તે પ્રમાણે આપે છે.

ઓરિસા અથવા ઉત્કલમાં પાર્વતીક્ષેત્ર અથવા પાર્વતી-ને મન પવિત્ર એવા નગર તરીકે ઓળખાતું જાજપુર (યજ્ઞોનું નગર) આવેલું છે. સૂર્યક્ષેત્ર તરીકે ઓળખાતું કોનારક છે. કુરુક્ષેત્ર તરીકે ઓળખાતું ભુવનેશ્વર આવેલું છે અને વિષ્ણુ અથવા પુરુષોત્તમક્ષેત્ર તરીકે ઓળખાતું પુરી આવેલું છે. જગન્નાથ અથવા જગતના નાથ અહીં કૃષ્ણ સ્વરૂપે બિરાજે છે. આ વિખ્યાત શ્રીમંદિરમાં કાષ્ઠની ત્રણ મૂર્તિઓ છે. એક કૃષ્ણની છે, એક એમના વડીલબંધુ બળરામની છે અને ત્રીજી મૂર્તિ તેમની બહેન સુભદ્રાની છે. કાષ્ઠની મૂર્તિસ્વરૂપે બિરાજતા ભગવાનનું એક બીજું નામ છે: 'દારુબ્રહ્મ.'

પુરી કલકત્તાથી ૩૧૦ માઈલ પર આવેલું છે. મંદિર સમુદ્રની પાસે નીલ પર્વત તરીકે જાણીતા એક આછા ઢોળાવ ઉપર આવેલું છે. બ્રહ્મપુરાણમાં આ તીર્થને દસ યોજનના વિસ્તારમાં આવેલાં તમામ તીર્થોમાં શ્રેષ્ઠ તરીકે—તીર્થરાજ તરીકે વર્ણવવામાં આવ્યું છે. જગતના ચલ તત્ત્વોના અધિષ્ઠાતા અને અનંત એવા ભગવાન પુરુષોત્તમનો આ ક્ષેત્રમાં નિવાસ છે. આ તીર્થની યાત્રા કરનારને અલ્પતમ આયાસથી વધારેમાં વધારે ફળ પ્રાપ્ત થાય છે. આ સ્થળને પૃથ્વીની રહસ્યમય નાભિ તરીકે ઓળખવામાં આવે છે.

ભગવાનની અસલ મૂર્તિ તો ઇંદ્રનીલ અથવા નીલરત્ન-સ્વરૂપે અંજીરના સનાતન વૃક્ષના મૂળ આગળથી મળી આવી હતી. એમ કહેવાય છે કે, જે આસ્તિક લોકો એના આંજી નાખતા તેજ ઉપર દૃષ્ટિને સ્થિર કરે છે, તેમની ભોગવાસનાનો ક્ષય થાય છે અને શ્વેત અથવા તેજની સૃષ્ટિઓમાં તેમની ગતિ થાય છે. ધર્મે ભગવાનને તેમનું તેજ કંઈક ઓછું કરી નાખવાને વીનવ્યા અને તેથી મૂર્તિ વાલુકામાં સંતાઈ ગઈ.

દંતકથા એવી છે કે, માળવાના ભલા રાજા ઇંદ્રદ્યુમ્નને ભગવાનની મૂર્તિ શોધી કાઢવી હતી અને ફરી વાર પૃથ્વી ઉપર તેની પ્રતિષ્ઠા કરવી હતી, એટલે એણે એક મહાન યજ્ઞ કર્યો. પંચરાત્ર વિધિથી એણે પુરુષોત્તમનું પૂજન કર્યું. એણે પ્રાર્થના કરી જમીન ઉપર દર્ભની શય્યા કરી અને ભક્તિભાવ તેમ જ નિષ્ઠાપૂર્વક તેના પર શયન કર્યું. રાજાને જગદ્‌ગુરુ ચક્રપાણિ વાસુદેવ સ્વપ્નમાં આવ્યા. ભગવાન એનો ત્યાગ, એની શ્રદ્ધા અને એની ભક્તિ જોઈને તુષ્ટમાન થયા અને તેમણે રાજાને એની મૂર્તિ કેવી રીતે મેળવવી તે કહ્યું :

'રાજન્! પ્રાતઃકાળે તું સમુદ્રતટે જજે. ત્યાં એક ઉન્નત અને અચલ વૃક્ષ તારી દૃષ્ટિએ પડશે. ઊંચા ઊછળતા મહાસાગરના તરંગો આવી એને સ્નાન કરાવતા હશે. એક કુહાડી લઈને જજે અને તું તારી જાતે માર્ગ કરીને ત્યાં પ્રવેશજે. એ વૃક્ષને છેદીને એના થડમાંથી મારી મૂર્તિ બનાવજે.' રાજાએ ભગવાનની આજ્ઞા માની. પ્રાતઃકાળે એ સાગરતટે ગયો. ત્યાં જોયું તો વૃક્ષ હતું. એણે એના પર કુહાડી ચલાવી. એ સમયે વિષ્ણુ અને વિશ્વકર્મા બંને જણા બ્રાહ્મણ તરીકે એની સમક્ષ આવી ઊભા અને બોલ્યા: 'રાજા, તમે કહેતા હો તો આ લાકડાના ટુકડામાંથી અમે મૂર્તિઓ ઘડી આપીએ. પણ શરત એટલી કે અમને ફાવશે તે પ્રમાણે અમે એમાંથી મૂર્તિઓ બનાવીશું.' રાજાએ બંનેની વાત સ્વીકારી અને બંને બ્રાહ્મણો મૂર્તિઓ ઘડી રહ્યા હતા ત્યારે એ ત્યાંથી જરા આઘો જઈને ઊભો રહ્યો. પેલા બ્રાહ્મણોએ કૃષ્ણ, બલરામ અને સુભદ્રાની મૂર્તિઓ બનાવી. ભગવાને વળી પાછું રાજાને દર્શન આપ્યું અને કહ્યું: 'આ ખરેખર મારી જ મૂર્તિઓ છે.' રાજાએ શુભ મુહૂર્ત જોઈને મંદિરમાં એ ત્રણે મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી.'

આ છે તો માત્ર દંતકથા, પણ એ પરથી એટલું જોઈ શકાય છે કે લોકો છેક પ્રાચીનકાળથી નીલપાષાણ અને કાષ્ઠની મૂર્તિઓની પૂજાઅર્ચના કરતા હતા. પણ કૃષ્ણભક્તિનો પ્રવાહ વાયવ્ય ભારતમાંથી વહેવો શરૂ થયો હતો. આ દંતકથા ઠેકાણે ઠેકાણે જુદે જુદે સ્વરૂપે અને અનેક રીતે વધારીને કહેવામાં છે. જોકે લક્ષ્મીધરના 'કૃત્ય કલ્પતરુ'(ઈ. સ. ૧૧૧૦–૨૦)માં જે તીર્થસ્કંદો ગણાવાયા છે તેમાં આ તીર્થનો સમાવેશ થતો નથી.

રઘુનંદન પોતાના 'પુરુષોત્તમતત્ત્વ'ની અંદર 'શ્રાદ્ધકાંડ-કલ્પતરુ'માંથી એક કંડિકાનું અવતરણ આપે છે અને એમાં 'વાયુપુરાણ'માંથી અવતરણ આપવામાં આવ્યું છે. 'વાયુપુરાણ'માં પુરુષોત્તમતીર્થનો પ્રીતિતીર્થ તરીકે નિર્દેશ કરવામાં આવ્યો છે અને કહ્યું છે કે ત્યાં શ્રાદ્ધ કરવું જોઈએ.

એવી એક માન્યતા પ્રવર્તે છે કે ઈ. સ. ૩૧૮ માં યવનોએ ઓરિસા કબજે કર્યું તે દરમિયાનમાં પૂજારીઓ જગન્નાથની મૂર્તિ લઈને નાસી છૂટ્યા હતા. આ મંદિરની જેણે સ્થાપના કરી, જે ધાર્મિક અથવા આસ્તિક હતા અને બીજા લોકો જેમણે આ મંદિર ફરીથી બંધાવ્યું હતું તે બધાએ જ ઇંદ્રદ્યુમ્નનું નામ ધારણ કર્યું હતું.

ડૉ. રાજેંદ્રલાલ મિશ્રના મત પ્રમાણે પુરીમાં પ્રાચીન કાળમાં ભક્તિયુગ હતો. એ પછી બૌદ્ધકાળ આવ્યો અને બૌદ્ધકાળ પછી પાછો કૃષ્ણ અથવા વિષ્ણુભક્તિનો કાળ આવ્યો. જગન્નાથની ભક્તિની વિશિષ્ટતાઓ, એમાં પ્રતીત થતું ઉદાર માનસ, એના પાયાની વિશાળતા, જ્ઞાતિઓનાં બંધનની ઉપેક્ષા, બુદ્ધના દાંતને લઈને કાઢવામાં આવતા સરઘસની સાથે વર્તાતું રથયાત્રાનું સામ્ય તથા આવી જ સામ્ય ધરાવતી બીજી હકીકતો પરથી પુરી એ જ દંતપુર છે, જ્યાં બુદ્ધના દાંતનો પવિત્ર અવશેષ આવેલો છે અને એ સાચવી રાખવામાં આવ્યો છે એ મતને પુષ્ટિ મળે છે. દર વર્ષે એ દાંત બહાર કાઢવામાં આવે છે અને ભારે ઠાઠમાઠથી તેમ જ ભક્તિભાવપૂર્વક એનું સરઘસ કાઢવામાં આવતું હતું. પછીથી એ દાંત સિલોન લઈ જવામાં આવ્યો હતો.

જગન્નાથનાં પાંચ તીર્થો છે: (૧) માર્કંડેય તળાવ,

(૨) વડનું ઝાડ, જે મૂળ કૃષ્ણ સ્વરૂપે હતું, (૩) રૌહિણેય અથવા બળરામ, (૪) સમુદ્ર અને (૫) ઇંદ્રદ્યુમ્નનું તળાવ.

નારદીયપુરાણના ૫૫મા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે પુરીની યાત્રાએ જવાનું એવી રીતે ગોઠવવું જોઈએ કે જ્યેષ્ઠ માસમાં શુક્લપક્ષની દ્વાદશીએ ભગવાન પુરુષોત્તમનું દર્શન થઈ શકે. પ્રથમ તો યાત્રાએ આવનારે માર્કંડેય તળાવમાં ત્રણ વાર ડૂબકી મારીને સ્નાન કરવું જોઈએ. તે પછી પાસે આવેલા શિવાલયમાં જવું જોઈએ. ત્યાં 'ૐ નમઃ શિવાય' એ મૂળમંત્રથી અથવા તો વેદના અઘોર મંત્રથી સ્તુતિ કરીને વડના ઝાડની આગળ જવું જોઈએ. એ વૃક્ષ સ્વયં કૃષ્ણ જ છે. એને નમસ્કાર કરીને એની આસપાસ ત્રણ વાર પ્રદક્ષિણા ફરવી જોઈએ. એમ કર્યા પછી કૃષ્ણ, જે પુરુષોત્તમ છે અને જગન્નાથ અથવા જગતના નાથ છે તેની પૂજા કરવી જોઈએ. આ પૂજા ॐ भगवते वासुदेवाय नमः । એ બાર અક્ષરના મંત્રથી અને પુરુષસૂક્ત ભણીને કરવી જોઈએ. એ પૂજા કર્યા પછી કૃષ્ણની બહેન સુભદ્રાની પૂજા કરવી જોઈએ. પછી સમુદ્રમાં અને ઇંદ્રદ્યુમ્નના સરોવરમાં સ્નાન કરવું જોઈએ.

જગન્નાથનું મંદિર એક અત્યંત વિશાળ ચોગાનમાં આવેલું છે. ચોગાન ૬૫૨ ફૂટ લાંબું છે અને ૬૩૦ ફૂટ પહોળું છે. એની ફરતી વીસ ફૂટ ઊંચી દીવાલ છે. આ વિશાળ ચોગાનમાં લગભગ ૧૨૦ મંદિરો આવેલાં છે. જગન્નાથ મંદિરનો ઘુમ્મટ ૧૯૨ ફૂટ ઊંચો છે અને તેની ઉપર એક રહસ્યચક્ર ફરતું રહે છે અને તે સાથે વિષ્ણુની ધજા ફરફરે છે. જગન્નાથ મંદિરના ચાર ખંડ છે.

પહેલો ખંડ તે ભોગમંદિર છે જ્યાં આહુતિઓ અપાય છે, બીજો ખંડ તે નટમંદિર છે જ્યાં સંગીત અને નૃત્યના કાર્યક્રમ યોજવામાં આવે છે. આ ખંડ સ્તંભોની શોભાથી ઘણો સુંદર લાગે છે, ત્રીજો ખંડ તે જગમોહન મંદિર છે એ યાત્રીઓ માટે છે અને ચોથો ખંડ તે ભગવાનનો આવાસ છે. એને 'ખડા દેવળ' તરીકે ઓળખવામાં આવે છે.

એ આવાસમાં કાષ્ઠની ત્રણ મૂર્તિઓ છે. એમાંની એકેયને હાથ નથી. ત્રણે કમરથી માથા સુધીની અર્ધ પ્રતિમાઓ છે. એ ત્રણેયનો ઘાટ કલાત્મક કહી શકાય એવો નથી. એમ કહેવાય છે કે, એ મૂર્તિઓ ઘડાતી હતી ત્યારે એને અપૂર્ણ સ્વરૂપે જોવાનો નિષેધ હોવા છતાં કોઈક એ મૂર્તિઓ ઘડાતી જોઈ ગયું એટલે એ પૂરી ઘડાઈ શકી જ નહિ. આ અધૂરી અથવા અર્ધપ્રતિમાઓ અંગે આધ્યાત્મિક ખુલાસો એ છે કે, ભગવાનને વિશ્વ સર્જવવા કે સંરક્ષવા અથવા એનો નાશ કરવા માટે હાથપગની જરૂર નથી પડતી.

અનંતવર્મન છોદગંધ કરીને એક રાજા થઈ ગયો. એણે ઈ. સ. ૧૦૭૮ થી ૧૧૪૮ સુધી સિત્તેર વર્ષ સુધી, કદાચ તેથી પણ વધારે સમય સુધી ઓરિસા સુદ્ધાં ગંગાના મુખ પ્રદેશથી તે ગોદાવરીના મુખ સુધીના પ્રદેશ પર રાજ્ય કર્યું હતું. ધર્મ અને સંસ્કૃતિનો એ મહાન રક્ષક હતો. કથા તો એવી છે કે પુરીમાં જગન્નાથનું મંદિર એણે બંધાવ્યું હતું. ૧૧૭૪માં ઓરિસાના રાજા તરીકે અનંગભીમ દેવ આવ્યો. મંદિર અંગેની કથા એવી છે કે એણે એક બ્રાહ્મણની હત્યા કરી હતી અને પોતાના અપરાધના પ્રાયશ્ચિત્ત તરીકે એણે અત્યારનું મંદિર બંધાવ્યું હતું.

આ મંદિર બંધાતાં ચૌદ વર્ષ લાગ્યાં હતાં અને સન ૧૧૯૮માં એ બંધાઈ રહ્યું. એમ કહેવાય છે કે ભગવાનની મૂર્તિનું રક્ષણ કરવા માટે છિલ્કા સરોવરમાં ત્રણ વાર એને દાટવી પડી હતી. અને એક વાર ૧૫૫૮ માં જ્યારે એક મુસ્લિમ સરદારે ઓરિસાની એ મૂર્તિનો નાશ કરવાની ઇચ્છાથી એને કાષ્ઠની સળગતી ચિતામાં નાખી ત્યારે એ સરદારના અવયવો ખરી પડ્યા હતા અને એનું મૃત્યુ નીપજ્યું હતું.

જગન્નાથ એ જનતાના દેવ છે, ઈશ્વર છે. અહીં ઊંચનીચ સહુ સાથે બેસીને ભોજન કરે છે. ભગવાનના સાન્નિધ્યમાં સહુ સમાન છે. અહીં ન્યાત, જાત કે ધર્મનાં તમામ બંધનો અને મર્યાદાઓ લુપ્ત થઈ ગયાં છે. ભગવાનનો મહાપ્રસાદ, જે હમેશાં રક્તહીન હોય છે, તેનાથી કોઈને પણ વંચિત રાખવામાં આવે તો ભગવાનનો કોપ ઊતરે છે.

સુપ્રસિદ્ધ શંકરાચાર્ય જેઓ એક મોટામાં મોટા હિંદુ તત્ત્વજ્ઞાની થઈ ગયા, તેમણે ચાર ઠેકાણે કુલ ચાર મોટા મોટા મઠ સ્થાપ્યા છે. એમણે એક મઠ મહિસુરમાં શૃંગેરી ખાતે સ્થાપ્યો છે, બીજો એક મઠ સૌરાષ્ટ્રમાં દ્વારકામાં સ્થાપ્યો છે, ત્રીજો એક મઠ હિમાલયમાં બદરીનાથ ખાતે સ્થાપ્યો છે અને ચોથો મઠ ઓરિસામાં પુરી ખાતે સ્થાપ્યો છે. પુરીનો મઠ એ ગોવર્ધનપીઠ તરીકે જાણીતો છે.

વૈષ્ણવોના મહાન ગુરુ રામાનુજ ઈ. સ. ૧૧૫૦માં જીવંત હતા અને ૧૪ મી સદીમાં થઈ ગયેલા રામાનંદ તેમના એક શિષ્ય હતા. રામાનંદ અને એમના શિષ્યોએ

જ્યાં જ્યાં તેઓ ગયા ત્યાં સર્વત્ર એવો ઉપદેશ કર્યો હતો કે, ઈશ્વરની આગળ તમામ જ્ઞાતિઓ સરખી છે. રામાનંદના જે બાર શિષ્યો થઈ ગયા હોવાનું માનવામાં આવે છે તેમાંના એક કબીર હતા. કબીરે પોતાના ગુરુનો ઉપદેશ બંગાળ અને ઓરિસામાં ફેલાવ્યો હતો. પુરીમાં કબીરના નામનો એક મઠ આજે પણ હસ્તી ધરાવે છે.

કબીરે હિંદુ અને મુસ્લિમ ધર્મ વચ્ચે સંવાદની ભાવના નિર્માણ કરી હતી અને તમામ વર્ગો તેમ જ સંપ્રદાયોમાં પ્રેમ અને ઐક્યના ધર્મનો પ્રચાર કર્યો હતો. કબીર તો કહેતા હતા કે, જો વિષ્ણુ માછલી કે વરાહ જેવા ઊતરતી કોટિનાં જળચર અને ભૂચર પ્રાણીરૂપે અવતાર ધારણ કરી શકે છે તો ઊંચનીચ સહુ જ્ઞાતિના માનવીમાં એનો વાસ હોઈ શકે છે. આજે પણ લોકોને પુરીના મઠમાંથી એક ચમચો ચોખાનું પાણી અને સંત મલુકદાસની કુટિરમાંથી રોટલાનો ટુકડો માગવાનું જણાવાય છે.

કબીર પછી ચૈતન્ય થઈ ગયા (ઈ. સ. ૧૪૮૫ થી ૧૫૩૩). ૨૪ વર્ષની વયે સંસારત્યાગ કર્યા પછી ચૈતન્યે ૧૮ વર્ષ સુધી ઓરિસામાં અને જિંદગીનાં છેલ્લાં ૭ વર્ષ સુધી દખ્ખણમાં તેમ વૃંદાવનમાં અને અન્યત્ર ભગવાન પ્રત્યે અસાધારણ પ્રેમ અને ભક્તિભાવ ધરાવવાનો ઉપદેશ આપવાનું કાર્ય જ કર્યે રાખ્યું. ચૈતન્યના અનુયાયીઓ એમને વિષ્ણુનો અવતાર માનતા અને ગૌરાંગ મહાપ્રભુ કહેતા. તેમના અનુયાયીઓમાં મુસ્લિમો પણ હતા. ચૈતન્ય કહેતા કે, જો કોઈ મનુષ્ય ભગવાન પ્રત્યે સાચા હૃદયથી અનન્ય સાધારણ અને ઉત્કટ પ્રેમભાવ રાખે અને પ્રેમજનિત સમાધિની દશામાં પ્રવેશે તો એને ઈશ્વરનો સાક્ષાત્કાર

અવશ્ય થાય જ. આ વસ્તુ ભક્તિની આરતથી, બીજું બધું જ વિસ્મૃતિમાં લુપ્ત થવા દઈને ભગવાન સમક્ષ તેના જ ગુણનું કીર્તન કર્યા કરે અને આનંદમાં આવીને નર્તન કરે તો જરૂર સિદ્ધ થઈ શકે. ચૈતન્યે જગન્નાથની ભક્તિને ખૂબ લોકપ્રિય બનાવી અને તેને વ્યાપક પણ બનાવી. ઓરિસાની એક પરંપરાથી કહેવાતી આવતી વાત છે કે ઈ. સ. ૧૫૦૩માં ઓરિસાના પ્રતાપરુદ્રદેવને ચૈતન્યની સાથે જાહેરમાં ઝઘડો થયો હતો. આખરે રાજાએ પરાજય સ્વીકાર્યો અને ચૈતન્યના શિષ્ય બની રહ્યા.

મંદિરના સેવકો ૩૬ કક્ષાના અને ૯૭ કોટિના છે. એમાં સહુથી આગેવાન ખુર્દના રાજા છે, જે પોતાને જગન્નાથજીના દાસ તરીકે ઓળખાવે છે. વર્ષ દરમિયાન જગન્નાથજીના ૨૪ મહોત્સવો થાય છે. એ બધામાં સહુથી મોટામાં મોટો ઉત્સવ તે રથયાત્રાનો છે. પાંચમી સદીમાં થઈ ગયેલા ફાહિયાને ભગવાન તથાગતના પવિત્ર દાંતના અવશેષના દર વર્ષે નીકળતા સરઘસનું વર્ણન કર્યું છે, તે ઘણે અંશે આ રથયાત્રાને લાગુ પડે છે.

દર વર્ષે આ રથયાત્રા આષાઢ સુદિ બીજે નીકળે છે. આ મહોત્સવ માટેની તૈયારીઓ અઠવાડિયાં અગાઉથી કરવામાં આવે છે. જગન્નાથજીનો રથ ૪૫ ફૂટ ઊંચો છે અને ૩૫ ફૂટ લાંબો છે તથા ૩૫ ફૂટ પહોળો છે. એનાં સોળ પૈડાં છે. દરેક પૈડાનો વ્યાસ ૭ ફૂટનો છે. જ્યારે બળરામના અને સુભદ્રાના રથો કંઈક નાના છે. જગન્નાથજીની મૂર્તિ તેમના આવાસમાંથી બહાર લાવવામાં આવે છે અને તેને રથમાં પધરાવીને ભગવાનના ગ્રામ-નિવાસ ખાતે લઈ જવામાં આવે છે ત્યારે એકત્ર મળેલા

હજારો અને લાખ્ખો લોકો ગગનભેદી જયનાદોથી વાતાવરણને ગજાવી મૂકે છે. એક કાળે એમ માનવામાં આવતું હતું કે આ રથયાત્રા વેળા ઘણા લોકો આ રથ આગળ આત્મઘાત કરતા અથવા રથનાં પૈડાં તળે કચડાઈ જતા. પણ આ અત્યુક્તિભર્યા હેવાલ માટે કશો આધાર નથી. કેટલાંક પુસ્તકોમાં પુરી સુદ્ધાં ઘણાં તીર્થસ્થળોએ આત્મઘાત કરવાની ભલામણ કરવામાં આવી છે, જ્યારે બીજા લેખકોનાં પુસ્તકોમાં આત્મહત્યાનો નિષેધ કરવામાં આવ્યો છે, પણ પુરીમાં કલ્પના કરવામાં આવે છે તે પ્રમાણે ખાસ કોઈ આત્મભોગ આપતું નથી.

બ્રહ્મપુરાણમાં જણાવવામાં આવ્યું છે: 'જેઓ આ નિર્મળ નીલ આકાશના તેજના સુસૂક્ષ્મ, સનાતન અને પ્રાચીન દેવતાનું ચિંતવન કરે છે, તેમને વિદ્યા, યજ્ઞો, દાન અથવા ઉગ્ર તપસ્યા વગેરેમાંથી કશાનુંયે મહત્ત્વ નથી. જેઓ જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણ, જેમાંથી મુક્તિ અને કલ્યાણ ઉભય પ્રભવે છે, તેની ભક્તિમાં રત રહે છે તેઓ ભાગ્યવાન છે, તેમના પર ઈશ્વરના આશીર્વાદ ઊતરેલા છે. તેઓ પવિત્ર છે, ગુણવાન છે, યજ્ઞ કરનાર છે અને તપસ્વી પણ છે. ભગવાન પુરુષોત્તમને માટે જેમના હૃદયમાં ઉત્કટ પ્રેમ છે, તેઓ પૂર્ણ જ્ઞાતા છે. દાનેશ્વરી છે અને સત્યવક્તા છે.'

ये तं सुसूक्ष्मं विमलाम्बराभं, ध्यायन्ति नित्यं पुरुषं प्रमाणम् ।
किं विद्यया किं सुगुणैश्च तेषां यज्ञैश्च दानैश्च तपोभिरुग्रैः ॥
येषां तु भक्तिर्भवतीह कृष्णे जगद्गुरौ मोक्षसुखप्रदे च ।
लोके स धन्यः स शुचिः स विद्वान् मखैस्तपोभिः स गुणैर्वरिष्ठः ॥
ज्ञाता स दाता स तु सत्यवक्ता यस्यास्ति भक्तिः पुरुषोत्तमाख्ये ।

*

# ૭ : મદુરાઈ

नानायोगिमुनीन्द्रहृन्निवसतीं नानार्थसिद्धिप्रदां
नानापुष्पविराजिताङ्घ्रियुगलां नारायणेनार्चितम् ।
नादब्रह्ममयीं परात्परतरां नानार्थतत्त्वात्मिकां
मीनाक्षीप्रणतोऽस्मि सन्ततमहं कारुण्यवारांनिधिम् ॥

હું, કરુણાનિધિ, અનેક યોગીઓ અને ઋષિઓના હૃદયમાં નિવાસ કરી રહેલી, અનેક સિદ્ધિ અર્પનારી, પુષ્પરાશિથી જેનાં ચરણ આવૃત્ત છે, નારાયણ સ્વયં જેનું પૂજનઅર્ચન કરે છે, જે નાદ-બ્રહ્મરૂપિણી છે, જે સર્વોચ્ચ છે અને જે સર્વ ભિન્ન ભિન્ન તત્ત્વોના આત્મારૂપ છે, એવી દેવી મીનાક્ષીને સતત પ્રણમું છું.

–શ્રી શંકરાચાર્ય

દક્ષિણ રેલવે પરનું મદુરાઈ રેલવે જંકશન વાઈગૈ નદી પર આવેલું છે. મદુરાઈમાં મીનાક્ષી દેવી અને તેના સ્વામી ભગવાન શંકર જે સુંદરેશ્વરેશ્વરસ્વરૂપે બિરાજે છે તેનું મંદિર આવેલું છે. દક્ષિણ ભારતનું આ સહુથી પવિત્ર-માં પવિત્ર અને વિખ્યાત મંદિર છે. આ દેવદેવીનું મંદિર સમાંતર ચતુર્ભુજ વિસ્તારમાં આવેલું છે. એ વિસ્તારનું પરિમાણ ૮૪૭ ફૂટ લંબાઈ અને ૭૨૯ ફૂટ પહોળાઈ એ પ્રમાણે છે. એમાં નવ ગોપુરમ્ છે. મોટામાં મોટું ગોપુરમ્ ૧૫૨ ફૂટ ઊંચું છે.

કદંબ વૃક્ષોના વનમાં મીનાક્ષી દેવીનો નિવાસ હોવાથી એ કદંબવનવાસિની કહેવાય છે. આ તીર્થસ્થળ-ના માહાત્મ્યનું વર્ણન સંસ્કૃતમાં 'હાલાસ્ય માહાત્મ્ય'માં સાંપડે છે; જ્યારે તામિલમાં 'થીરુવિલાયદલ પુરાણ'માં સાંપડે છે. મદુરા એ પ્રાચીનકાળમાં દક્ષિણમાં હસ્તી ધરા-

વતા જબરદસ્ત પાંડ્ય રાજ્યનું પાટનગર હતું. રઘુવંશના છઠ્ઠા સર્ગમાં (શ્લોક ૬૦ થી ૬૫) મહાકવિ કાલિદાસે પાંડ્ય નૃપને દક્ષિણના ભગવાન તરીકે, અનેક અશ્વમેધ યજ્ઞોના કરનારા તરીકે અને વિખ્યાત મુનિ અગસ્ત્ય જેના સૌસ્નાતિક (એટલે કે રાજા જ્યારે યજ્ઞની પૂર્ણાહુતિ થયા પછી અવભૃથ સ્નાન કરે ત્યારે મુનિ તેને આશીર્વાદ આપે) હતા એ રીતે વર્ણવ્યા છે. પાંડ્ય રાજા ભગવાન શિવનો ભક્ત હતો. એની કૃપાથી એને એક દિવ્ય શસ્ત્ર સાંપડયું હતું. લંકાનરેશ રાવણે એની સાથે સંધિ કરી હતી.

એમ કહેવાય છે કે પાડોશની નગરીનો ધનંજય નામનો એક વેપારી એકવાર આ વનપ્રદેશમાં થઈને પાછો ફરતો હતો ત્યારે એણે જોયું તો ઇંદ્ર સ્વયંભૂ શિવલિંગની ભક્તિ કરતો હતો. માનાવરના પાંડ્ય નૃપ કુલશેખરને આ વાતની જાણ કરવામાં આવી. સુંદરેશ્વરસ્વરૂપે શિવે રાજાને સ્વપ્નમાં દર્શન દીધું. એ સ્થળે શિવની જટામાંથી અમૃતનાં બિંદુ સર્યાં અને અમૃતની મધુરતાને કારણે એ સ્થળ મદુરા (અથવા મદુરાઈ) તરીકે ઓળખાયું. એ સ્થળે એક સર્પ ફરી રહ્યો હતો અને સર્પની જ્યાં જ્યાં ગતિ થઈ તે પ્રમાણે એ શહેરની સીમા અંકાઈ. સર્પની પૂંછડી અને એના મુખનો જે સ્થળે મેળ મળ્યો (હાલાસ્ય) તે સ્થળને પવિત્ર મંદિરના સ્થાન તરીકે પસંદ કરવામાં આવ્યું. એ મંદિર પાંડ્ય રાજાએ બંધાવ્યું હતું.

ઇંદ્રે એક વેળા પોતાના ગુરુ બૃહસ્પતિનો કોપ વહોર્યો અને તેથી તેમણે એનો ત્યાગ કર્યો. દરમ્યાન વૃત્રે ઇંદ્રનો પરાભવ કર્યો, ત્યારે ઇંદ્રે રાજા નહુષની સહાય સ્વીકારી. તે પછી નહુષે વૃત્રને પરાજિત કર્યો અને ઇંદ્રાસન

લીધું; એટલું જ નહિ, પણ ઇંદ્રાણીનો હાથ માગ્યો. ઇંદ્રાણી ચતુર હતી. એણે એને કહ્યું કે, 'સાત ઋષિઓથી ઊંચકાયેલી પાલખીમાં આવો તો હું તમારી અર્ધાંગિની થાઉં.' તેણે તે સ્વીકાર્યું અને સાત ઋષિઓએ ઊંચકેલી પાલખીમાં ઇંદ્રાણી પાસે એ જઈ રહ્યો હતો ત્યારે ઋષિઓની ગતિ ધીમી ભાસતાં અધીરા થઈ તેણે ઋષિઓનું અપમાન કર્યું અને ઉદ્ધતાઈપૂર્વક આજ્ઞા કરી: 'સર્પ-સર્પ' (એટલે કે 'ચાલો ચાલો,' 'જલદી ચાલો'.) આથી ક્રોધે ભરાયેલા ઋષિઓએ નહુષને શાપ આપ્યો અને કહ્યું: 'તથાસ્તુ.' શાપથી નહુષ સર્પ બની ગયો. દરમ્યાન ઇંદ્ર આ કદંબવનમાં આવ્યો અને એણે શિવલિંગની ભક્તિ કરી. શિવ એના પર પ્રસન્ન થયા. એને એનું ઇંદ્રાસન પાછું આપ્યુ અને ચૈત્રી પૂર્ણિમાને દિવસે શિવની ભક્તિ કરવાનો વિશેષાધિકાર બક્ષ્યો. મદુરાઈમાં આ દિવસ બહુ જ ધામધૂમથી અને ભક્તિપૂર્વક ઊજવાય છે.

દેવી મીનાક્ષી પોતે સાક્ષાત્ પાંડ્ય રાજાની પુત્રી હોવાનું માનવામાં આવેલું છે. મલયધ્વજ શિવે સુંદરેશ્વરનું સ્વરૂપ ધારણ કર્યું અને તેની સાથે તેમણે લગ્ન કર્યું.

એક પ્રસંગે પાડોશના પ્રદેશનો એક નાસ્તિક રાજા હસ્તી સહિત મદુરાઈ પર આક્રમણ કરવા આવ્યો. પાંડ્ય રાજાએ ભગવાન શંકરને માટે સોળ સ્તંભોવાળો એક ખંડ બાંધવાની માનતા માની એટલે હાથીનો નાશ થયો અને તે ખડકમાં ફેરવાઈ ગયો. એ હવે 'અના મલાઈ' તરીકે ઓળખાય છે.

સાધારણ રીતે ભગવાન નટરાજ (શિવ) પોતાના

ડાબા ચરણથી નૃત્ય કરે છે. મદુરાઈમાં રાજા રાજશેખર પાંડ્યની વિનંતીથી ભગવાને જમણે પગે નૃત્ય કર્યું. શંકરે જે સ્થળે નૃત્ય કર્યું તે સ્થળ 'વેલાયંબલમ્' તરીકે ઓળખાય છે.

કહેવાય છે કે એક વાર સરસ્વતીએ પોતાના સ્વામી બ્રહ્મા સાથે તકરાર કરી. આથી બ્રહ્માએ એને શાપ આપ્યો અને એને માનવસ્વરૂપે અવતાર લેવો પડ્યો. એણે પોતાના તેજને અડતાલીસ કવિઓમાં વહેંચી નાખ્યું. એ સઘળા કવિઓ પંડિત થયા અને ખ્યાતનામ થયા. ભગવાન સુંદરેશ્વર એ સહુના અધિષ્ઠાતા બન્યા. આ વિખ્યાત તામિલ કવિઓ માટે એક મહાવિદ્યાલય સ્થાપવામાં આવ્યું અને 'સંગમ' અથવા મહાવિદ્યાલય-ખંડ હસ્તીમાં આવ્યો.

દંતકથા ઉપરથી એમ પુરવાર થાય છે કે મદુરા બહુ પ્રાચીન કાળમાં તામિલ વિદ્યાનું ધામ બન્યું હતું અને ત્યાં વખતોવખત સાહિત્યકારો અને કવિઓની પરિષદ ભરાતી હતી. એ પરિષદ 'સંગમ' તરીકે ઓળખાય છે. અયીરક્કલ અથવા સહસ્ર સ્તંભોથી શોભતો આ મંદિરનો મંડપમ્ ઈ. સ. ૧૫૬૦માં વિશ્વનાથ નાયકના પ્રધાન અરિનાયકને બાંધ્યો હોવાનું માનવામાં આવે છે. આ મંડપમના પાષાણસ્તંભો પર અદ્દભુત શિલ્પ કોતરવામાં આવ્યું છે. રવેશમાં દીવાલો ઉપર ભગવાનની ચોસઠ લીલાઓ આલેખવામાં આવી છે.

પુહમંડપમ્ અથવા ન્યૂ ગૅલેરી એ ૩૩૩ ફૂટ લાંબો અને ૧૦૫ ફૂટ પહોળો એક સુંદર મંડપ છે. એનું શિલ્પ-કામ પણ બહુ જ આકર્ષક છે. ભગવાનનો એ વસંત-મંડપ

છે. એ ઈ. સ. લગભગ ૧૬૨૩ થી ૪૫ સુધીનાં વર્ષોમાં બંધાયો હોવાનું જણાય છે. એમાં મદુરાઈના નાયક રાજાઓની પ્રતિમાઓ છે.

તિરુમલ નાયકનો પ્રાસાદ મંદિરથી લગભગ પોણા માઈલ પર આવેલો છે. એ મહેલ ઈ. સ. ૧૬૨૩ થી '૪૫નાં વર્ષો દરમ્યાન તિરુમલ નાયકના શાસન કાળમાં બંધાવ્યો હતો. આ મહેલ હવે સરકારી કચેરીઓ માટે ઉપયોગમાં લેવાય છે. એમાં સુંદર ઘુમ્મટો અને કમાનો છે. એમ કહેવાય છે કે આ નાયક રાજા શરદીથી પીડાતો હતો અને દેવીએ એને સ્વપ્નામાં દર્શન દીધાં. દેવીએ એને એનું પાટનગર ત્રિચિનાપલ્લીથી ફેરવીને મદુરાઈ ખાતે રાખવાનું સૂચવ્યું અને મીનાક્ષીનું મંદિર વિસ્તારવાનું જણાવ્યું. રાજાનું સળેખમ મટી ગયું. મંદિરના જે સહુથી સુંદરમાં સુંદર ભાગો છે, તે તમામ માટેના યશનો અધિકારી તિરુમલ નાયક છે. એ મદુરાઈમાં સ્થિર થયો અને એણે ત્યાં એક મહેલ બંધાવ્યો જેને એણે પોતાનું નામ આપ્યું. શોભા-શણગાર, સૌંદર્ય અને કારીગરી એ બધી દૃષ્ટિએ જોતાં આ સ્થળનો સ્વર્ગવિલાસ સાચે જ અપ્રતિમ સુંદર છે.

દક્ષિણ ભારત ઘણાં રાજ્યોમાં વિભક્ત હતું. એમાં ચોલ, પાંડ્ય અને કેરળ એ ત્રણ મહત્ત્વનાં ગણાયાં. વાણિજ્ય અને વિદ્યાના ક્ષેત્રમાં પાંડ્ય લોકો ચડી જાય. મદુરાઈ અને તિરુનેલવેલીના જિલ્લાઓમાં તેમની જ આણ પ્રવર્તતી. એક પાંડ્ય રાજાએ તો ઈ. સ. પૂર્વેના પહેલા સૈકામાં રોમન શહેનશાહ ઑગસ્ટસ સમક્ષ રાજદૂત પણ મોકલ્યો હતો. મુસ્લિમ લેખકો એ પ્રદેશને 'માબાટ' તરીકે ઓળખતા. 'માબાટ'ના ગવર્નર જલાલ-ઉદ્-દિન

અહસાન શાહે ઈ. સ. ૧૩૩૫ માં પોતાને એક સ્વતંત્ર રાજા તરીકે જાહેર કર્યો. આ સ્વતંત્ર મુસ્લિમ રાજ્યની હસ્તી ઈ. સ. ૧૩૭૮ સુધી રહી. ૧૩૭૮ માં એ વિજયનગર જેવા પ્રગતિશીલ રાજ્યનું ઘટક બન્યું. વિજયનગરનું રાજ્ય ઈ. સ. ૧૩૩૬ માં સ્થાપવામાં આવ્યું હતું. શ્રીરંગપટ્ટમ્ તથા બેદ્નૂરના સરદારો તેમ જ મદુરાઈ અને તાંજોરના નાયકો જેવા વિજયનગર સામ્રાજ્યના વાઇસરૉયોએ કાળક્રમે સ્વતંત્ર રાજ્યો મેળવ્યાં.

મીનાક્ષી દેવી, 'મીનાક્ષી દેવી' તરીકે ઓળખાય છે તેનું કારણ એનાં નેત્ર મીન ( એટલે કે માછલી ) જેવાં છે. એમ કહેવાય છે કે મીનમાતા પોતાનાં બચ્ચાંને કેવળ દૃષ્ટિથી જ પોષણ આપતી. એ રીતે મીનાક્ષી દેવી પણ પોતાના ભક્તોને પોતાના કટાક્ષ અથવા દૃષ્ટિથી જ આશીર્વાદ આપે છે. મંદિરમાં કાળા પાષાણમાંથી ઘડવામાં આવેલી મીનાક્ષી દેવીની રમણીય મૂર્તિ પૂર્વાભિમુખ છે. એના અંગ ઉપર અલંકારો તથા એની ભક્તિ માટેનાં સાધન-સરંજામ અત્યંત વિપુલ પ્રમાણમાં અને એટલાં જ કિંમતી હોય છે. એના હજારો શ્રદ્ધાવાન ભક્તોએ સુંદરેશ્વરની પત્ની દેવી શ્રીમત્ સુંદર નાયકીની ઉપસ્થિતિની અનુભૂતિ કરી હોવાનું જણાવ્યું છે. એ દેવીના પ્રભાવનો તેમને એવો અનુભવ થયો હશે. કદંબવન અથવા કાલાસ્ય અથવા મદુરાઈમાં આવેલા આ મીનાક્ષી દેવીના પવિત્ર મંદિરનો ઉલ્લેખ 'દેવી ભાગવત' માં એક મુખ્ય શક્તિપીઠ તરીકે મળે છે.

*

## ૮ : દ્વારકા

अहो सनाथा भवता स्म यद् वयं त्रैविष्टपानामपि दूरदर्शनम्।
प्रेमस्मितस्निग्धनिरीक्षणाननं पश्येम रूपं तव सर्वसौभगम्॥

'આપનામાં અમને અમારા શ્રેષ્ઠ નેતાનાં અને માર્ગદર્શકનાં દર્શન થાય છે. અમારું એ સદ્ભાગ્ય છે કે આપ જેવા કરુણાળુ જેમનું મુખ સ્નેહ અને સ્મિતથી પ્રકાશિત છે તથા દિવ્ય વ્યક્તિત્વ જોતાં દેવોને પણ જેમનું દર્શન દુર્લભ છે, એવા આપની નિકટ અમે આવી શકીએ છીએ.' —ભાગવત: ૧-૧૧-૪

**દ્વારકાના** લોકોએ કૃષ્ણને આ ઉપરના શબ્દોમાં વધાવી લીધા હતા.

દ્વારકાનું વર્ણન મહાભારત, હરિવંશ, વાયુ, વિષ્ણુ, ભાગવત, વરાહ, સ્કંદ અને બીજાં પુરાણોમાં મળે છે. સ્કંદ-પુરાણમાં દ્વારકા માટે ચુમાલીશ પ્રકરણ આપવામાં આવ્યાં છે.

દંતકથા એવી છે કે મનુના પુત્ર યયાતિને આનર્ત નામનો પુત્ર હતો. આનર્તના પુત્રનું નામ રેવત. આનર્ત (પ્રદેશ) ઉપર રેવતે રાજ્ય કર્યું હતું. કુશસ્થલી એનું પાટનગર હતું. કુશસ્થલી તે જ દ્વારકા અથવા દ્વારામતી એમ કહેવાય છે. રેવતનો પુત્ર રૈવત પોતાની પુત્રી રેવતીનું લગ્ન કોઈ યોગ્ય મુરતિયા સાથે કરવા ઇચ્છતો હતો. પોતે જાતે કોઈ મુરતિયો શોધી ન શક્યો એટલે સલાહ અર્થે એ બ્રહ્મા પાસે ગયો. બ્રહ્માએ એને કહ્યું કે આપણે વાતચીત કરી તે દરમ્યાન કેટલાક યુગો વીતી ગયા છે. ઘણા જન્મ્યા અને ઘણા મૃત્યુ પામ્યા છે. એટલે અત્યારના સંજોગોમાં રેવતીને દ્વારકામાં કૃષ્ણના વડીલ બંધુ બલરામ સાથે પરણાવવી જોઈએ.

કૃષ્ણે મથુરામાં કંસનો સંહાર કર્યો હતો. એ પછી મગધના જરાસંધ અને કાલયવન એ બંનેએ મથુરા ઉપર એકી સાથે આક્રમણ કર્યું હતું. કૃષ્ણે જોયું કે યાદવો બધી બાજુએથી ઘેરાઈ ગયા છે, એટલે એમણે નીચે ઊતરી આવવાનો અને સૌરાષ્ટ્રમાં સમુદ્ર પાસે એક મજબૂત કિલ્લો ચણાવવાનો નિર્ણય કર્યો. એટલે એ દ્વારકામાં ઠરીઠામ થયા. આ સ્થળ રૈવતક પહાડથી બહુ દૂર નથી.

પુરાણોમાં આપેલા વર્ણન પરથી એમ સૂચવાય છે કે કૃષ્ણના સમયમાં દ્વારકા સમુદ્ર પાસે અને રૈવતક પહાડ પાસે હતું.

ઋષિઓના શાપને કારણે યાદવોએ મદ્યપાન કર્યું અને પ્રભાસ આગળ માંહોમાંહે લડ્યા અને લગભગ બધા જ માર્યા ગયા. કૃષ્ણે પ્રભાસ પાસે એક પીપળાના વૃક્ષ નીચે પોતાના દેહનો ત્યાગ કર્યો. કૃષ્ણના નિર્વાણ પછી આખું દ્વારકા શહેર સમુદ્રથી જળજળાકાર થઈ ગયું હતું. એક દંતકથા એવી છે કે કૃષ્ણના મહેલ સિવાય અથવા બીજી દંતકથા કહે છે તે પ્રમાણે રુકિમણીના મહેલ સિવાયનું બધું જ ડૂબી ગયું હતું.

કૃષ્ણના સમયનું મૂળ દ્વારકા ચોક્કસ કયે સ્થળે આવ્યું છે તે વિષે પૌરસ્ત્યોમાં ઘણો વિવાદ પ્રવર્તે છે. પુરાણો કહે કે કૃષ્ણની ભવ્ય અને સમૃદ્ધ નગરી ડૂબી ગઈ હતી.

ઓખા મંડળના પ્રદેશમાં સૌરાષ્ટ્રના પશ્ચિમ ભાગમાં અને ગોમતીના પ્રવાહના કાંઠા ઉપર અત્યારે જે સ્થળ આવેલું છે તેને લોકવાયકા પ્રમાણે અસલ દ્વારકા તરીકે ઓળખાવાય છે અને મોક્ષ અપાવનાર સાત તીર્થસ્થળોમાંનું

એ એક ગણાય છે. સાત પુણ્યનગરીઓ આ પ્રમાણે છે: અયોધ્યા, મથુરા, માયા (હરદ્વાર), કાશી, કાંચી (કાંજીવરમ્), અવન્તિકા (ઉજ્જૈન) અને દ્વારામતી (દ્વારકા).

ડૉ. આલતેકર, પારજિટર અને પુસાલકર માને છે કે અત્યારનું દ્વારકા છે તે જ અસલ દ્વારકા છે. કેટલાક વળી કહે છે: સોમનાથ પાસે જે ટાપુ હતો તે આ જ દ્વારકા છે. સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રી અને ભટ્ટ સાલી એમ પ્રતિપાદન કરે છે કે અત્યારનું જૂનાગઢ (જીર્ણદુર્ગ) જે ગિરિનગર કહેવાતું હતું તે જ અત્યારનું દ્વારકા છે. તેઓ માને છે કે મૂળ દ્વારકા રૈવતક અથવા ગિરનાર પહાડ પાસે હતું. અસલ દ્વારકા સમુદ્ર પાસે હતું એ હકીકત ભૂલી, ખોટી અને કેટલાંક પુરાણોમાં પાછળથી ઉમેરેલી છે. મૂળ દ્વારકા તરીકે ઓળખાતું એક બીજું સ્થળ પણ છે. તે કોડીનારની દક્ષિણે ત્રણ માઈલ પર આવેલું છે. દ્વારકા પોરબંદર અને માધવપુર અથવા શ્રીનગર પાસે આવેલી મિયાણી વચ્ચે આવ્યું છે એમ જણાવતી દંતકથાઓ પણ મળે છે. અસલ દ્વારકા સિંધ અથવા પંજાબમાં કદાચ હોવું જોઈએ એવું પણ છૂટું-છવાયું સૂચન મળે છે. દક્ષિણમાં મન્નારગુડી નામનું એક સ્થળ છે, જે દ્વારકા તરીકે પણ ઓળખાય છે. મારવાડમાં એક સ્થળ છે જે ખેડ દ્વારકા તરીકે ઓળખાય છે.

એકંદર આમ જનતા કેટલાક સૈકાંઓથી એમ માનતી આવી છે કે આધુનિક દ્વારકા તે જ અસલ દ્વારકા છે. શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી પણ એમ કહે છે કે અત્યારની દ્વારકાનું મુખ્ય મંદિર છેક ગુપ્ત કાળનું છે. જો કે સોલંકી યુગમાં એ સમરાવાયું હશે અને એનો વિસ્તાર પણ સધાયો હશે.

શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી જણાવે છે કે દ્વારકા છેક મહંમદ ગઝનીના સમય સુધી તીર્થસ્થળ ગણાતું નહોતું. વિશ્વતીર્થ તરીકેના એના મહત્ત્વનો આરંભ શાક્ય વર્ષ ૧૨૦૦ પછી થયો. પણ લક્ષ્મીધરે (ઈ. સ. ૧૧૦૦ થી ૧૧૩૦ ના ગાળો) પોતાના 'તીર્થ કલ્પતરુ'માં દ્વારકાને એક વિષ્ણુતીર્થ તરીકે ગણાવ્યું છે અને વરાહપુરાણમાંથી સારા પ્રમાણમાં હવાલો આપ્યો છે. હવે લક્ષ્મીધરની થોડીક સદીઓ પહેલાં જો કોઈક સ્થળ આટલું વિખ્યાત ન હોય તો એણે અમુક તીર્થો અંગેના પોતાના નવનીતમાં એને સ્થાન આપ્યું ન હોત. પોતાના એક ઉપસંહારાત્મક શ્લોકમાં લક્ષ્મીધર જણાવે છે:

तस्मिन् क्षेत्रे महाभागे स्थितोऽहं उत्तरामुखः।
सर्वभागवतप्रीत्यर्थं समुद्रतटमाश्रितः॥

વરાહ કહે છે: 'આ તીર્થ સ્થળમાં હું, દ્વારકાધીશ-રૂપ વિષ્ણુ, તમામ ભાગવતોના આનંદ અર્થે સમુદ્રકાંઠા પર ઉત્તરાભિમુખ ઊભો રહ્યો છું.'

આ દર્શાવે છે કે વિષ્ણુતીર્થ તરીકે દ્વારકા બારમી સદી પહેલાં પણ વિખ્યાત હતું.

કૃષ્ણના સમયનું અસલ દ્વારકા સમુદ્રની મધ્યમાં બાર માઈલનો ઘેરાવો ધરાવતું હતું એવું વર્ણન મળે છે. (તે કદાચ ટાપુ હશે.) એ દ્વારકામાં તરેહતરેહના બગીચાઓ હતા, ઊંચા પ્રાસાદો હતા, સુવર્ણના ઘુમ્મટો હતા, મોટાં ગોપુરો હતાં અને વિશાળ અગાશીઓ હતી.

વર્તમાન દ્વારકાનું મુખ્ય આકર્ષણ તે દ્વારકાધીશ અથવા રણછોડરાયનું વિખ્યાત મંદિર છે. એ મંદિર

ત્રૈલોક્યસુંદર અથવા જગતમંદિર તરીકે પણ ઓળખાય છે. દંતકથા એવી છે કે એ મંદિર કૃષ્ણના પૌત્ર વજ્રનાભે વિશ્વકર્માની મદદથી બંધાવ્યું હતું. એ મંદિર ગોમતીને કાંઠે છે. એના શિખરને સાત માળ છે અને તે એકસો ચાળીશ ફૂટ ઊંચું છે. મોટા મંડપને પાંચ માળ છે અને એનો ઘુમ્મટ સાઠ સ્તંભો ઉપર નિર્ભર છે. મંદિરની બહારની બાજુ પર પથ્થરમાં વિસ્તૃત અને નાજુક કોતરકામ જોવા મળે છે. મંદિર બે દીવાલોથી આવૃત્ત છે અને મંદિરની આસપાસનો જે પ્રદક્ષિણામાર્ગ છે તે આ બે દીવાલોની વચ્ચે આવેલ છે. ગર્ભાગારમાં ભગવાન દ્વારકાધીશની અથવા રણછોડરાયની મૂર્તિ રજતમઢ્યા સિંહાસન ઉપર સ્થિતાવસ્થામાં છે. આ મૂર્તિ કાળા પાષાણની છે. ત્રણ ફૂટ ઊંચી છે. એને ચાર ભુજાઓ છે. યાત્રીઓ અંદર જાય છે, ભગવાનનો ચરણસ્પર્શ કરે છે અને ચરણ આગળ ફૂલ તથા તુલસી ચડાવે છે. ઉપલા માળ ઉપર અંબાજીની મૂર્તિ છે અને સભાખંડના એક ખૂણામાં બળદેવજીની મૂર્તિ છે.

આ મુખ્ય મંદિરની એક બાજુએ ત્રિવિક્રમજીનું એક અલગ મંદિર છે અને બીજી બાજુએ પ્રદ્યુમ્નજીનું મંદિર છે. કુશેશ્વર મહાદેવનું પણ એક મંદિર છે.

મંદિરની દક્ષિણે શ્રીરણછોડરાયજીનો ભંડાર છે. એના ઉપર શ્રીશંકરાચાર્યના શારદા મઠનો અંકુશ છે.

શ્રી આદ્ય શંકરાચાર્યે કહેવાય છે કે શૃંગેરી, પુરી, બદરીનાથ અને દ્વારકા એમ ચાર સ્થળે મઠ સ્થાપ્યા હતા.

એમ કહેવાય છે કે શ્રી આદ્ય શંકરાચાર્યે પોતાની

સત્તર વર્ષની ઉંમરે આ સ્થળે કાર્તિક માસના કૃષ્ણ પક્ષના પડવાએ ચિંતામણિ મંત્ર ભણીને સાક્ષાત્ શારદા અથવા સરસ્વતીનું આવાહન કર્યું હતું. કાર્તિક માસના કૃષ્ણ-પક્ષની પાંચમે એમણે દેવી શારદાની પ્રતિષ્ઠા કરી અને માઘ માસના શુક્લ પક્ષની દશમ સુધી અનુષ્ઠાન કર્યા પછી તેમણે દ્વારકામાં શારદાપીઠ સ્થાપી હતી. પછી વાર્તાપ્રવાહ આગળ એ રીતે વહે છે કે શ્રીશંકરાચાર્યે પોતાના નિર્વાણના એક માસ અગાઉ પોતાના શિષ્ય સુરેશ્વરાચાર્યને આ શારદાપીઠની ગાદીએ સ્થાપ્યા. સુરેશ્વરાચાર્ય પોતાના પૂર્વાશ્રમમાં એટલે કે પોતે સંન્યસ્ત ગ્રહણ કર્યું તે પહેલાં વિખ્યાત મંડનમિશ્ર હતા. પીઠના દફતરમાં જણાવાય છે કે અત્યાર સુધીમાં શારદાપીઠના છોત્તેર આચાર્યો થઈ ગયા છે. એમાંના ઘણા આચાર્યો ઘણા વિદ્વાન અને પવિત્ર હતા અને પશ્ચિમ ભારતમાં ધાર્મિક જીવનના વિકાસ-માં તેમણે ઘણું પ્રદાન કર્યું છે. અત્યારના શંકરાચાર્ય શ્રી-અભિનવ સચ્ચિદાનંદ તીર્થસ્વામી છે. તેઓ શારદાપીઠના આચાર્યપદે સંવત ૨૦૦૧ના વર્ષમાં આવ્યા હતા.

દ્વારકાના એક શંકરાચાર્યે ડાકોરમાં જ્યાં રણછોડ-રાયજીનું મંદિર છે, ત્યાં પણ પીઠની એક શાખા ઉઘાડી હતી. કથા એવી છે કે દ્વારકાધીશનો એક પરમ ભક્ત બોડાણો વૃદ્ધ થયો અને તેથી યાત્રા અર્થે દ્વારકા સુધીનો પ્રવાસ ખેડી શકતો ન હતો. ભગવાને એને સ્વપ્નામાં દર્શન આપ્યાં અને તેમણે સૂચન કર્યું તે પરથી એણે દ્વારકા-માંથી ભગવાનની મૂર્તિની ચોરી કરી. ચોરી કરવા પાછળ એનો આશય ભગવાનની મૂર્તિને ડાકોર લાવવાનો હતો.

મંદિરની જવાબદારી સંભાળનારા ગુગલી બ્રાહ્મણોને આ વાતની ખબર પડતાં તેઓ બોડાણાની પાછળ દોડ્યા. બોડાણાએ કહ્યું કે તમારે જોઈએ તો ભગવાનની મૂર્તિના જેટલું સોનું લો, પણ મૂર્તિ લઈ જવા દો. લોભી ગુગલી બ્રાહ્મણો કબૂલ થયા. તેમણે સોદો સ્વીકાર્યો. પણ ભગવાનને જ્યારે ત્રાજવામાં તોળવામાં આવ્યા ત્યારે બોડાણાની વહુના નાકની વાળીના જેટલું જ એનું વજન થયું. ભગવાને તે પછી ગુગલીઓને ચાલ્યા જવાનું કહ્યું અને કહ્યું કે સાવિત્રી વાવમાં મારી એક બીજી મૂર્તિ છે તે કાઢીને દ્વારકામાં તેની સ્થાપના કરો. આ લોકપ્રિય દંતકથા જણાવે છે તે પ્રમાણે ઈ. સ. ૧૧૫૬માં આવો જ બનાવ બન્યો હતો. જોકે એને ઇતિહાસનું અનુમોદન સાંપડતું નથી.

ગુજરાતના વિખ્યાત ભક્તકવિ નરસિંહ મહેતા કૃષ્ણના પરમ ભક્ત હતા. એક વેળા એક યાત્રાળુએ જૂનાગઢના એક વેપારીને નાણાં સ્વીકારવાનું જણાવીને દ્વારકાના વેપારી પર હૂંડી લખી આપવાનું કહ્યું. કેટલાક લોકોએ મશ્કરીમાં એને નરસિંહ મહેતા પાસે મોકલાવ્યા. નરસિંહ મહેતાએ ગંભીરપણે એક હૂંડી શામળશાહ એટલે ખુદ દ્વારકાધીશ ભગવાન પર લખી આપી. પેલો યાત્રાળુ દ્વારકા પહોંચ્યો અને તપાસ કરી પણ કોઈ શામળશાહ એને મળ્યા નહિ. એમ કહેવાય છે કે ભગવાને પોતે જ શામળશાહ વેપારીનું સ્વરૂપ ધારણ કર્યું અને નરસિંહ મહેતાની હૂંડી સ્વીકારી અને પેલા યાત્રીને જોઈતી રકમ ચૂકવીને અંતર્ધાન થઈ ગયા.

ઈ. સ. ૧૦૩૬થી '૫૦ ના અરસામાં શ્રી રામાનુજાચાર્ય દ્વારકાની યાત્રાએ આવ્યા હતા. એના સંપ્રદાયના

વ્યૂહના તરેહ તરેહનાં નામ અને પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધની મૂર્તિઓ તથા પ્રાર્થનાની બીજી બધી વિગતો દ્વારકામાં શ્રી રામાનુજનો કેટલો બધો પ્રભાવ હતો તે દર્શાવે છે. ઈ. સ. ૧૨૩૬ થી તે '૪૦ના અરસામાં શ્રી માધવાચાર્ય પણ દ્વારકા આવ્યા હતા. મહારાષ્ટ્રના મહાન સંત જ્ઞાનેશ્વર ઈ. સ. ૧૨૭૫માં અહીં આવ્યા હતા અને બંગાળના ગોવિંદસ્વામી ઈ. સ. ૧૪૯૧ માં અહીં આવ્યા હતા. શ્રી વલ્લભાચાર્યે દ્વારકાની ત્રણ વાર મુલાકાત લીધી હતી. શ્રી ચૈતન્ય અને મીરાંબાઈ પણ દ્વારકા આવી ગયાં હતાં. વલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલશા ગોસ્વામી અહીં યાત્રાએ આવ્યા હતા ત્યારે એમણે ગુગલી અને અબોટી બ્રાહ્મણો વચ્ચેના વિવાદાસ્પદ દાવાઓમાં મધ્યસ્થી કરી હતી.

દ્વારકા ઉનાળામાં હવાખાવાના સ્થળ તરીકે એક સુંદર સ્થળ છે. એનું તાપમાન વધુમાં વધુ ૮૬ અંશ અને લઘુતમ તાપમાન ૭૮ અંશ રહે છે. સમુદ્ર પર થઈને વાતા પવનો અહીં મઝાની શીતળતા પ્રસારે છે.

દ્વારકાથી લગભગ વીસ માઈલ પર કચ્છના અખાતમાં એક ટાપુ આવેલો છે. એનું નામ છે બેટદ્વારકા. આ બેટ-દ્વારકા એ વલ્લભ સંપ્રદાયનું સ્થળ છે. બેટમાં બે મુખ્ય મંદિરો છે: એક રણછોડજીનું અને બીજું શંખોદ્ધારનું. અહીં જે મકાનો અને સ્થળો આવેલાં છે, તેને કૃષ્ણનાં નામ આપવામાં આવે છે અને કૃષ્ણના મહેલ તરીકે અને રુક્મિણી તથા કૃષ્ણની બીજી પત્નીઓની સાથે સંકળાયેલાં સ્થળો તરીકે ઓળખવામાં આવે છે.

શંખોદ્ધાર સંબંધમાં કથા એવી છે કે સત્યયુગમાં

શંખ નામનો રાક્ષસ આ સ્થળના ઋષિ–મુનિઓને સંતાપતો હતો. આથી ભગવાને પોતાના મત્સ્યાવતારમાં રાક્ષસનો સંહાર કર્યો. એ પછી ઋષિઓએ શંખ નારાયણનું મંદિર બાંધ્યું.

બેટદ્વારકાને રસ્તે એક ગોપીતળાવ આવેલું છે. આ સરોવરની શ્વેત માટી ગોપીચંદન કહેવાય છે અને યાત્રાળુઓ કપાળે, હાથે તેમ જ છાતી ઉપર લગાડવા માટે તે લઈ જાય છે.

દ્વારકા પાસે ભંડારક નામનું એક બીજું પ્રાચીન સ્થળ છે. એમ કહેવાય છે કે પિતૃઓને અહીં આપવામાં આવેલા પિંડ પાણીની સપાટી ઉપર તરે છે. આ સ્થળ પિંડારક અથવા પિંડતારક તરીકે ઓળખાય છે તેનું કારણ આ ઘટના છે. ભાગવતમાં જણાવાયું છે કે કૃષ્ણના પુત્ર સાંબે પોતે ઋષિઓની મશ્કરી કરવા માટે ગર્ભિણી સ્ત્રીનો વેશ ધારણ કર્યો હતો. તેને આ પિંડારકે શાપ આપ્યો હતો.

સ્કંદપુરાણમાં જણાવ્યું છે કે તમે કાશી, કુરુક્ષેત્ર, પ્રભાસ અથવા પુષ્કર ભલે ન જાઓ, પણ તમારે દ્વારકા તો અવશ્ય જવું જ જોઈએ અને ભગવાન કૃષ્ણનાં દર્શન કરવાં જોઈએ.

દ્વારકામાં પાંચ ગકાર છેઃ (૧) ગોમતી એટલે કે ગોમતીમાં સ્નાન, (૨) ગોમય, ગાયનું છાણ લઈને સ્નાન કરવું, (૩) ગોદાન એટલે કે ગાયનું દાન કરવું, (૪) ગોપીચંદન એટલે કે ગોપીચંદન તરીકે ઓળખાતી શ્વેત માટી કપાળ પર, હાથ ઉપર અને છાતી ઉપર લગાડવી અને (૫) ગોપીનાથ એટલે કે કૃષ્ણનું દર્શન.

કહેવાય છે કે ભારે દક્ષિણાઓ આપીને જાતજાતના યજ્ઞો કરવા અને દ્વારકામાં કેવળ ભગવાનનું દર્શન કરવું એ બન્ને વસ્તુ ગુણ દૃષ્ટિએ સરખી છે.

तस्यां वसति विश्वात्मा भुक्तिमुक्तिप्रदो हरिः ।
कला षोडशसंयुक्तो मूर्तिर्द्वादशसंयुतः ।
तदेव परमं धाम तदेव परमं पदम् ।
द्वारका सा च वै धन्यो यत्रास्ते मधुसूदनः ॥
यत्र कृष्णश्चतुर्बाहुः शङ्खचक्रगदाधरः ।
नरा मुक्तिं प्रयास्यन्ति तत्र गत्वा कलौ युगे ॥

'દ્વારકામાં વિશ્વાત્મા હરિનો વાસ છે. મૂર્તિએ બિરાજતા એ હરિ સુખદાતા છે અને મુક્તિ અથવા મોક્ષદાતા છે. યાત્રાનું એ ઉત્તમ ધામ છે, સર્વોચ્ચ સ્થળ છે. જ્યાં મધુસૂદનનો વાસ છે એ દ્વારકા વરદાન ભૂમિ છે. અહીં ચતુર્ભુજ કૃષ્ણ શંખ, ચક્ર અને ગદા ધારણ કરેલા જોવામાં આવે છે. આ કલિયુગમાં શ્રદ્ધાવાન આ સ્થળે યાત્રાએ આવ્યા પછી મોક્ષને પામે છે.'

(સ્કંદપુરાણ)

*

## ૯ : ઉજ્જૈન

अप्यन्यस्मिन् जलधर महाकालमासाद्य काले
स्थातव्यं ते नयनविषयं यावदत्येति भानुः।
कुर्वन् सन्ध्याबलिपटहतां शूलिनः श्लाघनीयां
आमन्द्राणां फलमविकलं लप्स्यसे गर्जितानाम् ॥

'હે મેઘ! તું ઉજ્જૈનમાં ભગવાન મહાકાલના મંદિરે સાંજ સિવાયના અન્ય કોઈ સમયે આવી પહોંચે તોપણ સૂર્ય અસ્ત પામે અને અદૃશ્ય થઈ જાય ત્યાં સુધી ત્યાં થોભવાનો નિશ્ચય કરજે. ભગવાન શંકરની સાયંઆરતી અને નૈવેદ્ય-વેળા તારી ગર્જનાથી તે નગારું વગાડવાની સેવા કરી ગણાશે. અને એ રીતે તારા આછા ગડગડાટ અને ઊંડી ગર્જનાનું તને સંપૂર્ણ ફળ પ્રાપ્ત થશે.'

—કાલિદાસ : મેઘદૂત : ૪૮

ઉજ્જૈન તે ઉજ્જયિની છે. એનો અર્થ થાય છે 'વિજેતા'. સ્કંદપુરાણમાં કહ્યું છે: 'એને ઉજ્જયિની એટલા માટે કહેવામાં આવે છે કે ત્રિપુરાસુર ઉપર ભગવાન શંકરે પ્રાપ્ત કરેલા વિજયની સ્મૃતિ એથી તાજી રહે છે. સ્કંદપુરાણનો મોટા ભાગનો અવંતિ ખંડ ઉજ્જૈન અને તેની આસપાસનાં સ્થળોનાં વર્ણનને આવરી લે છે. અશોકના શિલાલેખમાં ઉજ્જૈનનો નિર્દેશ ઉજ્જેણી તરીકે મળે છે. પેરિપ્લસ અને ટોલેમી એને 'ઓઝિન' કહે છે.

મધ્ય પ્રદેશમાં અત્યારે જે વિસ્તાર ઉજ્જૈન તરીકે ઓળખાય છે, તે માળવાનું પાટનગર હતું. એ પ્રદેશ અવંતી તરીકે પણ ઓળખાતો. સ્કંદપુરાણમાં કહ્યું છે કે આ નગરી ભિન્ન ભિન્ન કલ્પમાં ભિન્ન ભિન્ન નામે જાણીતી હતી.

એનું એક નામ કનકશૃંગ હતું. એ કુશસ્થલી પણ કહેવાતું. વળી અવંતી, ઉજ્જયિની, પદ્માવતી, કુમુદ્વતી, અમરાવતી અને વિશાલા–એમ એનાં ઘણાં નામ છે. એ નગરી ક્ષિપ્રા નદીના દક્ષિણ તટે આવેલી છે.

બુદ્ધના સમયમાં મગધના પાટનગર રાજગૃહથી તે દક્ષિણમાં પ્રતિષ્ઠાન અથવા પૈઠણ સુધીના માર્ગ ઉપર એ એક મહત્ત્વનું વિરામસ્થાન હતું. પાણિનિ પોતાના સૂત્ર-(૪–૧–૧૭૬)માં અવંતીનો નિર્દેશ કરે છે. ભગવાન પતંજલિ (પાણિનિ ૮૩–૧–૨૬ ઉપરનું વાર્તિક ૧૦) પોતાના મહાભાષ્યમાં જણાવે છે કે, કોઈ ઉજ્જયિનીથી મળસકે ચાલતો નીકળે તો માહિષ્મતી નગરીમાં એ સૂર્યોદયનું દર્શન કરી શકશે. અવંતી એટલા માટે કહેવાય છે કે એ લોકોને પાપમાંથી ઉગારે છે.

મહાભારતમાં કહ્યું છે: વિંદ અને અનુવિંદ–એ બન્ને અવંતીના મહાન રાજાઓ હતા. તેમણે કૌરવોને પક્ષે વીરતાથી યુદ્ધ ખેલ્યું હતું અને દરેકના હાથ નીચે મોટી અક્ષૌહિણી સેના હતી.

કાલિદાસે 'મેઘદૂત'(૩૫)માં નોંધ્યું છે કે એના સમયમાં પણ, ઉજ્જૈન આવતા યાત્રીઓને ભોમિયાઓ આ સ્થળ વિષેની દંતકથાઓ કહી સંભળાવતા હતા. વત્સોનો રાજા ઉદયન અવંતીના રાજા પ્રદ્યોતની સુંદર અને લાવણ્યમયી પુત્રી વાસવદત્તાનું હરણ આ સ્થળેથી કરી ગયો હતો.

બુદ્ધના સમયમાં થોડાંક નાનાં–નાનાં સ્વતંત્ર રાજ્યો સિવાય, અવંતી, વત્સ, કૌશલ અને મગધ એમ ચાર મોટાં રાજ્યો હતાં.

કહેવાય છે કે જે દિવસે બુદ્ધ જન્મ્યા હતા, એ જ દિવસે પ્રદ્યોતનો જન્મ થયો હતો; અને જે દિવસે બુદ્ધ પ્રબુદ્ધ થયા હતા, એ જ દિવસે પ્રદ્યોત અવંતીની રાજગાદીએ આરૂઢ થયો હતો. બુદ્ધ પ્રકૃતિએ અદ્ભુત રીતે શાંત હતા, ત્યારે તેનાથી ઊલટી રીતે પ્રદ્યોત પ્રકૃતિએ ચંડ અથવા હિંસક કહેવાયો છે. એને માટે એમ પણ કહેવાય છે કે, એ કોઈ પણ નિશ્ચિત નીતિ વગરનો રાજા હતો. પ્રદ્યોત, એના બે પુત્રો–ગોપાલક તથા પાલક, એની પુત્રી વાસવદત્તા અને વત્સ દેશના રાજા ઉદયન આ સર્વનું ભાસનાં નાટકોમાં, ખાસ કરીને 'સ્વપ્નવાસવદત્તા'-માં, 'પ્રતિજ્ઞાયૌગંધરાયણ' માં અને 'પ્રિયદર્શિકા' માં બહુ ઉઠાવદાર રીતે આલેખન કરવામાં આવ્યુ છે.

સમ્રાટ અશોકે ઉજ્જૈનના એક શરાફની પુત્રી દેવી સાથે લગ્ન કર્યું હતું. દેવીને એક પુત્ર મહેંદ્ર અને એક પુત્રી સંઘમિત્રા એમ બે સંતાન અવતર્યાં. એ બન્ને ઇતિહાસ-પ્રસિદ્ધ છે. મૌર્ય યુવરાજોને તાજના પ્રતિનિધિઓ તરીકે નિયુક્ત કરવામાં આવતા અને તેમનું વડું મથક ઉજ્જૈનમાં રહેતું. ગુપ્ત રાજાઓના તાજના પ્રતિનિધિઓનું વડું મથક પણ ઉજ્જૈનમાં રહેતું.

વિખ્યાત રાજા વિક્રમાદિત્યની મહિમાવંત રાજધાની ઉજ્જૈનમાં હતી. ભારતીય પરંપરા રાજા વિક્રમાદિત્યને ભારતના ઇતિહાસમાં કેંદ્રસ્થાને ગણે છે અને એમ સ્વીકારવામાં આવ્યુ છે કે ઈ. સ. પૂર્વે ૨૩ મી ફેબ્રુઆરી ૫૭ થી શરૂ થતો યુગ આ રાજા વિક્રમાદિત્યના શાસનકાળના પ્રથમ વર્ષથી આરંભાયો હતો. રાજા વિક્રમાદિત્ય એક મહાન લશ્કરી નેતા અને રાજકીય પુરુષ તરીકે, એક આદર્શ

વહીવટકર્તા અને કલા, વિદ્યા તથા સંસ્કૃતિના વિખ્યાત પરિપોષક તરીકે, પ્રતિભાશાળી અને પ્રભાવશાળી નર તરીકે તેમ જ મહાન પરાક્રમી, પરદુઃખભંજક અને આદર્શ નૃપ તરીકે પ્રકીર્તિત છે. ભારતીય પરંપરામાં ઘણા રાજાઓએ વિક્રમાદિત્યને પગલે ચાલવાનો પ્રચાર કરીને ગૌરવપૂર્વક વિક્રમાદિત્યનો ઇલકાબ અપનાવ્યો છે.

કહેવાય છે કે, રાજા વિક્રમ દેવાંશી હતો. એની દૈવી શક્તિનું વર્ણન 'વેતાળ પંચવિંશતિ' અને 'દ્વાત્રિંશત્ પુત્તલિકા'માં આપવામાં આવેલી દંતકથાઓમાં કરવામાં આવ્યું છે. બૃહત્કથામાંથી પ્રાપ્ત થતી કૃતિઓમાં પણ એની અદ્ભુત સિદ્ધિઓ નોંધાયેલી છે. વિક્રમના દરબારમાં નવ રત્નો ઝળહળતાં હતાં. તે આ પ્રમાણે છે: ધન્વંતરિ, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાલ ભટ્ટ, ઘટકર્પર, કાલિદાસ, વરાહમિહિર અને વરરુચિ. એ તો એક ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે કે, આ નવે રત્નો કંઈ એક જ કાળે ઉદ્ભવ્યાં કે સમૃદ્ધ થયાં ન હતાં. આ દંતકથા પાછળ એક જ વસ્તુ દર્શાવવાનો આશય છે કે, રાજા વિક્રમાદિત્ય વિદ્યાને આશ્રય આપતો હતો અને પંડિતોને પણ આશ્રય આપતો હતો.

વિક્રમાદિત્ય નામનો રાજા ખરેખર ઇતિહાસમાં થઈ ગયો છે કે પછી એ કોઈ કાલ્પનિક વ્યક્તિ હતી એ સંબંધમાં પંડિતોમાં એક મહાન વિવાદ પ્રવર્તે છે. આ યુગ સાથેના સંબંધમાં જો વિક્રમ શબ્દનો પહેલવહેલો ઉપયોગ કોઈ પણ વર્ષમાં થયો હોવાનું મળતું હોય તો તે તે વિક્રમ સંવત ૮૯૮ માં મળે છે. કેટલાક એમ કહે છે કે, કાર્તિક માસથી થતો વર્ષારંભ એ તો માત્ર શરદઋતુનો અને નવા

પાકનો નૂતન વર્ષનો આરંભ ગણવાના યોગ્ય સમય તરીકે જ નિર્દેશ કરે છે. બીજા કેટલાક વિદ્વાનો વિક્રમાદિત્યને ગુપ્ત સમ્રાટોમાંના એક યા બીજા સમ્રાટ તરીકે ઓળખાવે છે. મેરુતુંગની 'તેરાવલિ' અને જૈનોની 'કાલકાચાર્ય-કથા' સ્પષ્ટપણે જણાવે છે કે, પ્રસ્તુત યુગની સ્થાપના રાજા વિક્રમાદિત્યે ઈ. સ. પૂર્વે ૫૭ માં શકો ઉપર મેળવેલા વિજયની સ્મૃતિ કાયમ રાખવા માટે કરી હતી.

જૈન પરંપરા કહે છે કે, વિક્રમના પિતા ગર્દભિલ્લે કાલકાચાર્યની અત્યંત રૂપવતી બહેનનું હરણ કર્યું હતું અને તેથી કાલકાચાર્ય ક્રોધે ભરાયો હતો. એણે પોતાના જ્યોતિષના જ્ઞાન વડે શકોના સરદારનું દિલ જીતી લીધું અને એને એના ૯૫ મિત્રો સહિત ગર્દભિલ્લના દેશ ઉપર આક્રમણ કરવાને વીનવ્યા. આમ શકોએ ઉજ્જયિની જીતી લીધું. કાલકાચાર્યે પોતાની બહેનને છોડાવી અને તે પછી પ્રતિષ્ઠાન, શાતવાહનના દરબારમાં ગયો. આ ઘટના પછી સત્તર વર્ષ બાદ શકારિ રાજા વિક્રમાદિત્યે શકોને પરાજિત કર્યા. રાજા વિક્રમે સાઠ વર્ષ સુધી રાજ્ય કર્યું. વિક્રમ-યુગ પછી ૧૩૫ વર્ષ રહીને શક લોકોએ ફરીથી રાજા વિક્રમના વંશજનો પરાજય કર્યો અને તે ઘટનાથી શક યુગનો આરંભ ગણવામાં આવે છે. આ કેવળ કલ્પિત વાત છે એમ સૂચવતી એક ચોક્કસ ઐતિહાસિક પશ્ચાદ્ભૂ હોવાથી આ પરંપરાગત નોંધમાં અંતર્ગત રીતે કશું અસંબદ્ધ નથી.

સાતમા સૈકામાં હ્યુ-એન-ત્સંગ જ્યારે ભારતના પ્રવાસે આવ્યા તે વેળા ઉજ્જૈનમાં એક બ્રાહ્મણ રાજા

રાજ્ય કરતો હતો. એ પછી નવમા સૈકાથી માળવામાં પરમારોનું શાસન શરૂ થયું અને ચાલુ રહ્યું. મુંજ અને એનો ભત્રીજો ભોજ જે ઘણો પ્રખ્યાત છે, તે બંનેએ ધારામાં રાજધાની રાખીને માળવા પર શાસન કર્યું. ભોજે ચાલીસ વર્ષ સુધી રાજ્ય કર્યું. એ સાહિત્યનો મહાન આશ્રયદાતા હતો. બંને કાકા-ભત્રીજા પોતે પણ ખ્યાતનામ કવિ હતા.

એવી સાત તીર્થનગરીઓ છે જેની યાત્રા કરવાથી મુમુક્ષુઓને મોક્ષ પ્રાપ્ત થાય છે. ઉજ્જૈન એમાંની એક તીર્થનગરી છે. સાત તીર્થનગરીઓનાં નામ આ પ્રમાણે છે: અયોધ્યા, મથુરા, હરિદ્વાર, કાશી, કાંચી, ઉજ્જૈન અને દ્વારકા. જૂનું ઉજ્જૈન શહેર હાલના ઉજ્જૈનથી એક માઈલ દૂર આવેલું છે.

દર બાર વર્ષે, જ્યારે બૃહસ્પતિ વૃશ્ચિક રાશિમાં પ્રવેશે છે તે વેળા ઉજ્જૈનમાં કુંભમેળો ભરાય છે. કુંભમેળો એ જગજાહેર ઘટના છે. બૃહસ્પતિ અનુક્રમે વૃષભ, કુંભ અને સિંહ રાશિમાં પ્રવેશે છે તે વેળા પ્રયાગ, હરિદ્વાર અને નાસિકમાં કુંભમેળો ભરાય છે. એમ કહેવાય છે કે, સમુદ્રમંથન કરતાં જ્યારે અમૃતનો કુંભ પ્રાપ્ત થયો ત્યારે બૃહસ્પતિ એ કુંભ લઈને નાસી ગયા. અને તે વેળા એ કુંભમાંથી અમૃતનાં ટીપાં આ ચાર સ્થળોએ પડ્યાં હતાં અને તેથી આ ચાર સ્થળ પવિત્ર ગણાય છે.

ઉજ્જૈનમાં સહુથી વિખ્યાત સ્થળ તે ભગવાન મહાંકાલનું મંદિર છે. શંકરનાં બાર જ્યોતિર્લિંગ છે, તેમાંનું એક એ છે. આ મંદિર એક સરોવર પાસે આવેલું છે.

એ પાંચ માળનું છે. એનો એક માળ ભૂગર્ભમાં છે. ગર્ભાગાર તરફ જતાં માર્ગ અંધારિયો છે અને તેથી ત્યાં દીવા સતત સળગતા રાખવામાં આવે છે.

સામાન્ય માન્યતા એવી છે કે, શિવને જે કંઈ અર્પણ કરવામાં આવે છે, તે સર્વ નિર્માલ્ય બની જાય છે અને ફરી વાર તે ઉપયોગમાં લઈ શકાતું નથી. પણ આ નિયમ જ્યોતિર્લિંગોને સ્પર્શતો નથી. અહીં ભગવાનને ધરાવવામાં આવતો પ્રસાદ સ્વીકારવામાં આવે છે; એટલું જ નહિ, પણ શંકરને ચડાવવામાં આવેલાં બિલ્વીપત્રો પણ ફરીથી ધોઈને પાછાં ચડાવી શકાય છે. ( જુઓ શિવપુરાણ પ્રકરણ પહેલું, ૪૨. )

ઉજ્જૈન શહેર ક્ષિપ્રા નદીને તટે આવેલું છે. યાત્રીઓ રણઘાટ પર સ્નાન કરે છે અને પછી ભગવાનની પૂજા કરે છે.

મહાકાલ વિષેની દંતકથા 'શિવપુરાણ'માં આ પ્રમાણે વર્ણવવામાં આવી છેઃ અવંતીમાં એક પવિત્ર અને ભાવિક બ્રાહ્મણ વસતો હતો. આ બ્રાહ્મણને ચાર પુત્રો હતા. રત્નમાળા ટેકરીમાં વસતા દૂષણ નામના એક રાક્ષસે અવંતી નગરીને ઘેરો ઘાલ્યો અને અવંતીવાસીઓને કનડગત શરૂ કરી. આથી અવંતીનાં પ્રજાજનો આ બ્રાહ્મણ પાસે ગયાં અને તેની સહાય યાચી. બ્રાહ્મણે તે પછી યોગ સાધ્યો. પરિણામે પૃથ્વી ફાટી અને એમાંથી મહાકાલ પ્રગટ થયા અને એણે દૂષણનો સંહાર કર્યો. ભગવાન મહાકાલને ભક્તો તેમની પૂજા-અર્ચના કરી શકે માટે ત્યાં જ સ્થાયી થવાની બ્રાહ્મણે પ્રાર્થના કરી. આથી ભગવાન મહાકાલ જ્યોતિર્લિંગસ્વરૂપે ત્યાં રહ્યા.

સ્કંદપુરાણમાં આ વિસ્તારને મહાકાલ વન તરીકે વર્ણવાયો છે. અગ્નિપુરાણમાં આ સ્થળને ઉત્તમ તીર્થ તરીકે વર્ણવવામાં આવ્યું છે. મહાકાલનાં દર્શનથી નિષ્ઠાવાનને મુક્તિ સાંપડે છે અને દર્શન કરનાર અકાલ મૃત્યુમાંથી ઊગરી જાય છે.

ઉજ્જૈનમાં એક બીજું વિખ્યાત મંદિર છે તે હરસિદ્ધિ દેવીનું છે. સ્કંદપુરાણ(૫–૧–૧૯)માં એવી દંતકથા છે કે, એક વેળા ભગવાન શંકર કૈલાસમાં ગૌરી સાથે સોગઠાંબાજી રમતા હતા. તે વેળા ચંડ અને પ્રચંડ–એ બે દાનવોએ તેમની રમતમાં વિક્ષેપ કર્યો; એટલું જ નહિ, પણ તેમણે નન્દીને ઘાયલ કર્યો. હરે દેવીનું ધ્યાન ધર્યું અને બંને દાનવોનો નાશ કરવાની વિનંતી કરી. તે પરથી તે દેવી પ્રત્યક્ષ થયાં અને તેમણે હરનું કામ કર્યું અને તેથી દેવી હરસિદ્ધિ કહેવાય છે. દુર્ગા દેવીનાં જે નવ મુખ્ય સ્વરૂપો છે, તેમાંનું એક સ્વરૂપ તે આ હરસિદ્ધિનું છે. એમ કહેવાય છે કે, હરસિદ્ધિ એ વિક્રમાદિત્યની કુળદેવી હતાં. નવમીને દિવસે દેવીને પશુનું–ખાસ કરીને ભેંસનું બલિદાન બહુ સ્તુત્ય ગણાય છે.

યાત્રીઓ સિદ્ધવટ તરીકે ઓળખાતા વટવૃક્ષની મુલાકાત પણ લે છે. એ વૃક્ષ નાનું છે અને વર્ષોથી એ એવડું જ રહ્યું છે.

મથુરામાં પોતાના મામા કંસનો સંહાર કર્યા પછી કૃષ્ણ, તેમના બંધુ બલરામ તથા તેમના મિત્ર સુદામાને વિદ્યા ભણવા માટે ઉજ્જૈનમાં ગુરુ સાંદીપનિ પાસે મોકલવામાં આવ્યા હતા. ત્યાં અભ્યાસ પૂરો કર્યા બાદ કૃષ્ણે સમુદ્રે

જેને ડુબાડી દીધો હતો અને યમ જેનો પ્રાણ લઈ ગયા હતા, તે ગુરુપુત્ર દત્તને પુનર્જીવન આપીને પોતાની ગુરુદક્ષિણા ચૂકવી હતી. યાત્રીઓને એક ગુફા બતાવવામાં આવે છે. કહેવાય છે કે એ ગુફા ભર્તૃહરિની છે.

પરંપરાગત રીતે રાજા વિક્રમાદિત્યનાં જે નવ રત્નોનો ઉલ્લેખ થતો રહ્યો છે તેમાંના એક વિખ્યાત, વરાહમિહિરે જીવનનાં મોટા ભાગનાં વર્ષો ઉજ્જૈનમાં ગાળ્યાં હતાં. એ બહુ જ ખ્યાતનામ જ્યોતિષી હતો, ખગોળશાસ્ત્રી હતો. એણે 'યાત્રા', 'વિવાહ', 'ગણિત', 'હોરા' તથા 'સંહિતા' વિષે અનેક ગ્રંથો લખ્યા છે. એના બે ગ્રંથ 'બૃહજ્જાતક' અને 'બૃહત્સંહિતા'–એ બે બહુ જ પ્રખ્યાત ગ્રંથો છે. એનો એક 'પંચસિદ્ધાંતિકા' નામનો ગ્રંથ છે; એમાં એણે પોતાના પુરોગામીઓનાં મંતવ્યો એકત્ર કરીને સંઘર્યાં છે. પોતાની ગાણિતિક ગણતરી અર્થે વરાહમિહિરે શક વર્ષ ૪૨૭નો સ્વીકાર કર્યો છે; અને એક ટીકાકાર જણાવે છે તે પ્રમાણે વરાહમિહિર ૯૫ વર્ષની વયે મૃત્યુ પામ્યા હતા. એ પરથી લાગે છે કે એ ઈસુના છઠ્ઠા સૈકામાં થઈ ગયા હોવા જોઈએ. વરાહમિહિરના પિતાનું નામ આદિત્યદાસ. એ જણાવે છે તે પ્રમાણે એને અવંતી પાસે કપિથ્થક ખાતે ભગવાન સૂર્યની કૃપા પ્રાપ્ત થઈ હતી.

રાજા જયસિંહે ઉજ્જૈનમાં એક વેધશાળા બંધાવી હતી. આ વેધશાળા માટે ઉજ્જૈન જાણીતું છે. જયસિંહ એ જયપુરનો રાજા હતો. ઈ. સ. ૧૬૯૩માં એ ગાદીએ આવ્યો હતો. જયસિંહ ખગોળવિદ્યાનો પંડિત હતો. એને સમજાયુ કે, ભારતીય, મુસ્લિમ કે પછી યુરોપીય પંડિતોના

ગ્રંથો પ્રમાણે ગણતરી કરતાં ગ્રહોની સ્થાન અવસ્થા—આકાશમાંની તેમની ખરેખરી સ્થાન અવસ્થા સાથે મળતી આવતી નથી. આથી વધારે ચોકસાઈ આણવા માટે જયસિંહે ભારતમાં જયપુર, ઇંદ્રપ્રસ્થ, ઉજ્જૈન, કાશી અને મથુરા—એ પાંચ સ્થળોએ પથ્થર અને ચૂનાથી ખાસ પ્રકારની વેધશાળા બંધાવી હતી. એણે બે ગ્રંથો રચ્યા હતા. એક ગ્રંથ અરબીમાં રચ્યો હતો: એનાં નામ છે 'ઝિઝ મહમદ' અથવા 'મિજસ્તી' અને બીજો ગ્રંથ સંસ્કૃતમાં રચ્યો હતો: એનું નામ છે: 'સિદ્ધાંતસમ્રાટ.' દિલ્હીમાં તે કાળે મહંમદશાહ રાજ્ય કરતો હતો. એટલે અરબીમાં લખાયેલા ગ્રંથનું નામ 'ઝિઝ મહમદ' રાખવામાં આવ્યું. નિષ્ણાતોએ એવું મંતવ્ય વ્યક્ત કર્યું છે કે, યુરોપીય ખગોળશાસ્ત્રીઓના કરતાં જયસિંહની ગણતરીઓ વધારે ચોક્કસ છે અને વધારે ઝીણવટપૂર્વકની છે.

ઉજ્જૈન એ હિંદુ ખગોળશાસ્ત્રીઓ અને ભૌગોલિકોનું ગ્રિનિચ અથવા પ્રથમ યામ્યોત્તરવૃત્ત અથવા શૂન્ય અંશ પૂર્વ રેખાંશ છે. એનો અક્ષાંશ વિષુવવૃત્તની ઉત્તરે ૨૩ અંશ ૧૦'–૧૦" છે.

કાલિદાસે 'મેઘદૂત' માં ઉજ્જૈનનું વિસ્તારથી વર્ણન કર્યું છે અને રઘુવંશના છઠ્ઠા સર્ગના ૩૪મા શ્લોકમાં એ કહે છે:

'મહિનાના કૃષ્ણપક્ષની રાત્રિઓ ચંદ્રમૌલિ મહાકાલ શંકરના મંદિરની સંનિધિને કારણે પ્રકાશિત રહેતી હોવાને કારણે અવંતીના રાજા પોતાની રાણીઓની સાથે તે રાત્રિઓમાં ક્રીડા કરી શકતા.'

બાણે પોતાની 'કાદંબરી'માં ઉજ્જૈનનું વિસ્તૃત વર્ણન આપ્યું છે, જેના સમાપનમાં એ કહે છે:

'किंबहुना। यस्यां सुरासुरचूडामणिमरीचिचुम्बितचरणनखमयूखो निशितशूलदारितान्धकमहासुरो गौरीनूपुरकोटिघृष्टशेखरचन्द्रशकलस्त्रिपुरभस्मरजः मकरध्वजध्वंसविधुरया रत्या प्रसादयन्त्याप्रसारितकरयुगलविगलितवलये निकरार्चितचरणः प्रलयानलशिखकलापकपिलजटाभारभ्रान्तसुरसिन्धुरन्धकारातिर्भगवानुत्सृष्टकैलासवासप्रीतिर्महाकालाभिधानः स्वयं निवसति।

'વિશેષ શું કહેવું? ભગવાન શંકર જેના ચરણના નખોના તેજને દેવો અને દાનવોનાં રત્નજડિત પાત્રોનાં કિરણો ચૂમે છે, જેણે પોતાના તીક્ષ્ણ ત્રિશૂળ વડે મહાઅસુર અંધકને ચીરી નાખ્યો હતો, જે પોતાની પત્ની ગૌરીને પ્રસન્ન કરવા માટે નીચા નમે છે ત્યારે શિર પરના ચંદ્રની કોર ગૌરીના ચરણની ઘૂંટી સાથે ઘસાવાથી લીસી બને છે, જેણે પોતાના અંગને ત્રિપુરાસુરની ભસ્મથી અર્ચિત કર્યું છે, જેના ચરણને પોતાના સ્વામીનાથ મદનનું દહન થતાં વૈધવ્ય પ્રાપ્ત કરી ચૂકેલી રતિએ (શંકરને) પ્રસન્ન કરવાની કોશિષમાં પોતાના હસ્ત લંબાવતાં હાથમાંની બંગડીનો સ્પર્શ થયો છે, જેની પ્રલયાગ્નિ–જ્વાળા જેવી પીળી જટામાં સ્વર્ગની ગંગા પોતે ગૂંચવાઈ ગઈ છે અને જે અંધક નામના અસુરના દુશ્મન છે, તે ખુદ ભગવાન શંકર પોતાનો કૈલાસ પર્વતનો પ્રિય આવાસ ત્યજી તે મહાકાલનું નામ ધારણ કરીને આ નગરમાં વસે છે.'

*

# ૧૦ : કાંચી

ततस्तु गौरी मुदिता हरेः पुरस्तत्रैव चैकाम्रतरोरधस्तात ।
चकार पूजां विधिवद् वृषाकपेस्तदीयसन्दर्शनसौख्यलालसा ॥

એ પછી પાર્વતી ખુશ થયાં અને પોતાના પર થોડાક વખતથી કોપાયમાન થયેલા શંકરને ફરી એક વાર નિહાળવાનો આનંદ કદાચ સાંપડે એ અભિલાષાથી તેમણે કાંચીમાં એક જ આમ્રવૃક્ષની તળે વિષ્ણુની ઉપસ્થિતિમાં વિધિ અનુસાર શંકરની પૂજા કરી.

—બ્રહ્માંડપુરાણ

**મદ્રાસની** નૈઋત્યે લગભગ ૪૫ માઈલ પર ચિંગલપુર જિલ્લામાં કાંચી અથવા કાંજીવરમ્ આવેલું છે. દક્ષિણ ભારતનું એ એક અત્યંત પ્રાચીન નગર છે. પલ્લવ નૃપોનું એ એક વિખ્યાત પાટનગર હતું. સાત શહેરો પવિત્ર ગણાય છે: અયોધ્યા, મથુરા, હરિદ્વાર, કાશી, કાંચી, ઉજ્જૈન અને દ્વારકા. આમાંનાં ત્રણ શિવને મન પવિત્ર છે, ત્રણ વિષ્ણુને મન પવિત્ર છે; પરંતુ કાંચી બંનેને મન પવિત્ર છે. આ શહેર બે ભાગમાં વિભક્ત થયેલું છે. એક શિવકાંચી અથવા મોટું કાંચી, અને બીજું વિષ્ણુકાંચી અથવા નાનું કાંચી.

કાંચી પેડુ, કાચ્ચી, કાંચી અને કાંચીપુરમ્ એમ આ શહેર જુદાં જુદાં નામે ઓળખાતું. પલ્લવ રાજાઓનું આ પ્રાચીન પાટનગર વિદ્યાનું એક વિખ્યાત ધામ હતું. એ શહેરમાં શૈવધર્મીનાં, વૈષ્ણવધર્મીઓનાં, તેમ જૈન અને બૌદ્ધધર્મીઓનાં પણ સંખ્યાબંધ દેવળો અને તીર્થસ્થાનો હતાં. અહીં એકત્ર કરવામાં આવેલા શિલાલેખો અને કોતરકામો દક્ષિણના પ્રાચીન ઇતિહાસ પર ઘણો પ્રકાશ પાડે છે.

બ્રહ્માંડપુરાણમાં જણાવાયું છે કે કાશી અને કાંચી

એ બંને શિવના બે નેત્ર જેવા છે અને કાચી એ વિષ્ણુ તીર્થ તરીકે સારી પેઠે જાણીતું છે, છતા શિવની સનિધિમા વાસ કરાવવાને શક્તિમાન છે. હુએન ત્સગ નોધે છે કે બુદ્ધે આ સ્થળની મુલાકાત લીધી હતી. એનો ઘેરાવો લગભગ છ માઈલ છે. બુદ્ધે અહી બૌદ્ધધર્મનો ઉપદેશ કર્યો હતો અશોકે અહી કેટલાક સ્તૂપો બાધ્યા હતા અને કાચી એ ધર્મપાલ બોધિસત્ત્વનુ જન્મસ્થાન છે. એ ચીની યાત્રી વિશેષમા નોધે છે કે, સાતમી સદીમા એણે પોતે પલ્લવોના તોડાઈમંડલમ્‌ની મુલાકાત લીધી હતી. તે વેળા કાચીમા સેકડો સઘરામ હતા અને દસ હજાર થેરાવાદી સાધુઓ હતા. પ્રસિદ્ધ બૌદ્ધ તર્કશાસ્ત્રી દિઙ્નાગ કાચીમા વસતા હતા દક્ષિણ ભારતમા શૈવધર્મ અને વૈષ્ણવધર્મ પુનર્જીવિત થતા બૌદ્ધ અને જૈનધર્મનો પ્રભાવ ઉત્તરોત્તર લુપ્ત થતો ગયો.

તામિલ સંત સુદરમૂર્તિ નયનારે ત્રેસઠ શૈવ ભક્તોનો નિર્દેશ કર્યો છે. એમાના છ કાચી જેનુ પાટનગર છે તે તોડાઈમંડલમ્‌ના હતા પેરીયાપુરાણમ્‌ના વિખ્યાત કર્તા સેક્કિલાર પણ તોડાઈમંડલમ્‌ના હતા

કાચી છેક પ્રાચીન કાળના વૈષ્ણવસતો અને પોયાગી આલ્વાર, પુદત આલ્વાર, પે આલ્વાર જેવા આલ્વારો અને મધુર ગીતોમા જેમનો નિર્દેશ થયો છે તે તિરુમલીસાઈ તથા તિરુમગૈ જેવા સાધુઓની સાથે સંકળાયેલુ છે

શૈવધર્મી નયનમાર અને વૈષ્ણવ આલ્વારો, જેઓ લગભગ છઠ્ઠી સદી પછીથી થયા હતા, તેઓ શિવ અને વિષ્ણુના પરમ ભક્તો હતા. રૂઢિચુસ્ત હિંદુધર્મમા જે નવ

જાગૃતિ આવી અને તામિલમાં અત્યંત વિપુલ પ્રમાણમાં ભક્તિરસનું સાહિત્ય નિર્માણ થયું, તેમાં એમનાં મંજુલ ગાન અને મધુર ભજનોની જબરદસ્ત અસર પડી છે. એ લોકોએ ધીમેધીમે બૌદ્ધ અને જૈન અસર દૂર કરી. તે કાળના, સંબંધાર, અપ્પાર, સુંદરાર, માણિકકવચાકાર, તિરુમુલાર, નક્કિરાર અને બીજાઓનાં ઉપલબ્ધ થતાં શિવ-સ્તોત્રોને નાંખી–અંદરનાંબીએ અગિયાર ગ્રંથોમાં સંકલિત કર્યાં, જે તિરમુરૈ તરીકે ઓળખાય છે. એ જ પ્રમાણે નાથમુનિએ તે કાળે ઉપલબ્ધ થયેલા, તિરુમંગૈ, તિરુમલિસૈ, અંડાલ જેવા બાર આલ્વારો અને બીજા કેટલાક સંતોના વિષ્ણુભક્તિનાં સ્તોત્રોને 'નાલયીર પ્રબંધમ્' તરીકે ઓળખાતા દળદાર ગ્રંથમાં એકત્ર કર્યાં.

રાજા મહેંદ્ર વર્મન પહેલો (ઈ. સ. ૬૦૦ થી ૬૩૦) પલ્લવ રાજાઓમાં એક મોટામાં મોટો રાજા થઈ ગયો. એનું એક નામ 'ચેત્તકરી' અથવા મંદિરોનો રચનાર છે. એમ કહેવાય છે કે, એણે પહેલાં જૈનધર્મ અપનાવ્યો હતો, પરંતુ શૈવધર્મી સંત અપ્પારના પ્રભાવ હેઠળ એણે શૈવધર્મ અંગીકાર કર્યો. પોતે અપનાવેલા નવા ધર્મનો એ એટલો બધો ઉત્સાહી સમર્થક નીવડ્યો કે, એણે એક જૈન મઠનો નાશ કર્યો. એણે શિવ અને વિષ્ણુનાં અનેક મંદિરો બાંધ્યાં. એમાં પર્વતોમાં કંડારેલાં મંદિરોનો પણ સમાવેશ થાય છે. આ રાજા મહેંદ્રવર્મન્ પહેલાએ સંસ્કૃતમાં 'મત્તવિલાસ પ્રહસન' રચ્યું છે. એનો પિતા સિંહવિષ્ણુ તે 'કિરાતાર્જુનીયમ્'ના રચનાર વિખ્યાત સંસ્કૃત કવિ ભારવિનો આશ્રયદાતા હતો. મહેંદ્રવર્મન્‌ના પુત્ર નરસિંહવર્મને (ઈ. સ. ૬૩૦ થી ૬૬૮) મદ્રાસ પાસે

જ્યાં સાત વિખ્યાત બૌદ્ધ મંદિરો આવેલાં છે, ત્યાં મહાબલિપુરમ્ ખાતે એક જ પાષાણનાં મંદિરો બંધાવ્યાં હતાં. ચીની પ્રવાસી હ્યુ–એન–ત્સંગે કાંચીની મુલાકાત એ રાજાના શાસનકાળમાં લીધી હતી.

નરસિંહવર્મન્ બીજાએ (ઈ. સ. ૬૯૫ થી ૭૨૨) કાંચીમાં કૈલાસનાથ મંદિર બંધાવ્યું હતું અને મહાબલિપુરમ્‌માં સમુદ્રકિનારે મંદિર બંધાવ્યું હતું. કહેવાય છે કે સુપ્રસિદ્ધ સંસ્કૃત કવિ દંડિન્ આ રાજાના કાળમાં થયો હતો. નંદીવર્મન્ બીજો (ઈ. સ. ૭૩૦ થી ૮૦૦) જે વૈષ્ણવ હતો, એણે કાંચી ખાતે મુક્તેશ્વરનું મંદિર અને વૈકુંઠ પેરુમલનું મંદિર એમ બે મંદિર બંધાવ્યાં હતાં. તિરુમંગૈ આલ્વાર એ રાજાના શાસન કાળમાં સમૃદ્ધ થયા હતા.

સાતમી સદીમાં થયેલા જ્ઞાનસંબંધનાં સ્તોત્રોમાં તિરુક્કાચ્ચી–એકમબન અથવા પ્રખ્યાત મંદિર એકામ્રનાથનો ઉલ્લેખ મળે છે. દક્ષિણ ભારતમાં, શંકરનાં પાંચ લિંગ છે. એ પાંચે પંચ તત્ત્વોનાં દ્યોતક છે. કાંચીમાં જે એકામ્રનાથ લિંગ છે, તે પૃથ્વી લિંગનું દ્યોતક છે. જમ્બુકેશ્વરમ્ ખાતે અપૂ એટલે કે જળલિંગ છે. તિરુવણ્ણુલે ખાતે અગ્નિલિંગ છે. કાલહસ્તી ખાતે વાયુલિંગ છે અને ચિદંબરમ્ ખાતે આકાશલિંગ છે.

બ્રહ્માંડપુરાણમાં એક દંતકથા છે કે, શિવ અને ગૌરી એક વાર ચોપાટ ખેલતાં હતાં ત્યારે બંને વચ્ચે તકરાર થઈ. ગૌરીએ શિવનું અપમાન કર્યું એટલે શિવે એને શાપ આપ્યો કે, 'તારું રૂપ નષ્ટ થાઓ.' ગૌરી વિષ્ણુની કૃપા મેળવીને કાંચી ખાતે એક જ કેરીના વૃક્ષ

મધ્યભાગની આસપાસના રવેશમાં સંખ્યાબંધ તકતીઓ પર રાજા નંદીવર્મનના કાળના પલ્લવ ઇતિહાસની ઘટનાઓનું પણ આલેખન કરવામાં આવ્યું છે.

પાંડવ–પેરુમલ, વિલકકોટિ–પેરુમલ તથા બીજાં પણ કેટલાંક વિષ્ણુનાં મંદિરો છે. એમાંનાં કેટલાંક મંદિરો વિજયનગરના મહાન રાજા કૃષ્ણદેવરાયે (ઈ. સ. ૧૫૦૯ થી ૧૫૩૦) બાંધ્યાં હતાં.

આ બધાં ભવ્ય મંદિરો અને એમાં જે અસાધારણ સુંદર શિલ્પકૃતિઓ છે, તે સર્વનો આશય લોકોની કલ્પનાને જાગ્રત કરવાનો તથા શુદ્ધ ભક્તિભાવભર્યું જીવન જીવવાને પ્રેરવાનો છે. એમાંના જુદા જુદા અનેક શિલાલેખોમાં તેમ જ તકતીઓમાં આ ભૂમિના ઇતિહાસનું આલેખન થયું છે.

છેક પ્રાચીન કાળથી તે નવમી સદીની અધવચ સુધી કાંચી, ફક્ત છઠ્ઠી સદીનો અમુક કાળ બાદ કરતાં પલ્લવ રાજાઓની રાજધાનીનું શહેર રહ્યું હતું. એ પછી એ ચોલ રાજાઓના હાથમાં આવ્યું અને ૧૩ મી સદી સુધી તેમના કબજામાં રહ્યું. (આમાં ઈ. સ. ૯૪૫ થી ૯૭૦ સુધીના સમય દરમ્યાન રાષ્ટ્રકૂટોનો કબજો રહ્યો હતો તે અપવાદ ગણવો પડે.) કેટલાક કાળ સુધી એ વારંગલના કાકટિયો અને મદુરાઈના પાંડ્ય રાજાઓના કબજામાં રહ્યું. વિજયનગરના રાજાઓએ ચૌદમી સદીમાં એના પર કબજો જમાવ્યો અને સત્તરમી સદી સુધી તે તેમના હાથમાં રહ્યું. એ પછીથી એ મુસલમાનો અને મરાઠાઓના હાથમાં ગયું. ઈ. સ. ૧૭૫૩માં કલાઇવે એ કબજે કર્યું.

વામનપુરાણમાં જણાવાયું છે કે પુષ્પોમાં જાતિ–જૂઈ

એ શ્રેષ્ઠ ફૂલ છે અને નગરોમાં કાંચી શ્રેષ્ઠ છે, સ્ત્રીઓમાં રંભા શ્રેષ્ઠ છે; ચાર આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે, પુરીમાં દ્વારકા શ્રેષ્ઠ છે અને દેશોમાં મધ્ય દેશ શ્રેષ્ઠ છે. કાંબાઈ અથવા વેગવતી નદીના કાંઠા પર આવેલા આ કાંચી નગરમાં 'ઊંચા ઊંચા કિલ્લા છે, પ્રાસાદો છે, કિલ્લાઓની ફરતે ઊંડી ખાઈ છે અને વિશાળ શેરીઓ છે.'

બ્રહ્મા, ભગવાન વરદરાજને આ પ્રમાણે પ્રાર્થે છે :

नमोऽस्तु ते पङ्कजपत्रलोचन प्रसीद मह्यं प्रणतार्तिभञ्जन ॥
दृष्ट्वा भवन्तं वरदं वरेण्यमद्य प्रपन्नोऽस्मि तवाङ्घ्रियुग्म ॥

જેનાં નેત્ર કમળની પાંખડી જેવાં છે, એવા તમને નમસ્કાર. અને તમને મેળવવા જે પ્રયત્ન કરે છે તેમનું વિઘ્ન દૂર કરનાર તમે મારા ઉપર પ્રસન્ન થાઓ. મને આજે સર્વોચ્ચ વરદરાજનું દર્શન થયુ છે. હું તમારાં બે ચરણ-કમળોનો આશ્રય શોધું છું.

—બ્રહ્માંડપુરાણ

*

# ૧૧ : અયોધ્યા

यस्येक्ष्वाकुरुप व्रते रेवान्मराय्येधते । दिवीव पञ्च कृष्टयः ॥

આ દેશના શાસક રાજા ઇક્ષ્વાકુ(સૂર્યવંશના) પોતાના પ્રજાજનોનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરીને વૃદ્ધિ પામે છે. એ સમૃદ્ધ છે અને પોતાની પ્રજા પ્રત્યે ઉદાર છે. પોતાના અસરકારક પ્રતીકર વડે એ વિદેશી આક્રમણની સામે શક્તિના એક દુર્ગ સમો ઊભો રહે છે. એના રાજ્યમાં સમગ્ર પ્રજા સ્વર્ગીય સુખ ભોગવે છે.

—ઋગ્વેદ : ૧૦–૬૦–૪

**અયોધ્યા** ફૈઝાબાદથી ચાર માઈલ પર આવેલું છે. અને ઉત્તર કોસલ જ્યાંથી પ્રતાપી સૂર્યવંશના રાજાઓની કેટલીયે પેઢીઓએ રાજ્ય કર્યું હતું, તેનું એ પ્રાચીન રાજધાનીનું શહેર હતું. રાજાઓની પરમ્પરાનું એ શાસન પ્રજાના આરાધ્ય દેવ અને ઈશ્વરના સાક્ષાત્ અવતાર તરીકે પૂજાતા એવા સકલદોષવર્જિત અને ગુણપરિપૂર્ણ એવા મર્યાદા પુરુષોત્તમ શ્રી રામચંદ્રના રામરાજ્યમાં પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું.

મનુ (ઈ. સ. પૂર્વે ૩૧૦૦+) એ ભારતનો પ્રથમ પરંપરાગત રાજા હતો. અયોધ્યાની સ્થાપના એણે કરી હતી.

મનુને નવ પુત્રો હતા. ઇક્ષ્વાકુ એના પાટવી પુત્ર હતો. શાસન અર્થે એને મધ્ય દેશ આપવામાં આવ્યો હતો. અયોધ્યાની ગાદી ઉપર ઇક્ષ્વાકુના અનુગામી તરીકે એનો જ્યેષ્ઠ પુત્ર વિકુક્ષી આવ્યો. ઇક્ષ્વાકુના અન્ય પુત્રોમાં નિમિએ વિદેહપરંપરા નિર્માણ કરી. દંડે પોતે દંડકમાં જ

+ અહીં આપેલી સમયમર્યાદા અને સૈકાઓ વેદ અને પુરાણના સાહિત્યની તુલના કરી વિદ્વાનોએ જે મોટે ભાગે માન્ય કર્યા છે તે આપ્યા છે.

જમાવટ કરી. વિકુક્ષીના પુત્ર પરંજયને 'કકુત્સ્થ'નું બિરુદ આપવામાં આવ્યું હતું, કારણ એને જ્યારે રાક્ષસોની સામે યુદ્ધે ચડવાનું નિમંત્રણ આપવામાં આવ્યું ત્યારે ઇંદ્ર પોતે મહોક્ષનું સ્વરૂપ ધારણ કરીને એને પોતાની પીઠના કકુદ ઉપર બેસાડીને લઈ ગયો હતો.

એ જ પરંપરામાં મનુથી વીસમી પેઢીએ યુવનાશ્વ અને ગૌરીનો વિખ્યાત પુત્ર માંધાતા થઈ ગયો. માંધાતા (ઈ. સ. પૂર્વે ૨૭૪૦) એક મહાન ચક્રવર્તી અને સમ્રાટ હતો. એ જન્મતાં, ઇંદ્રે એને પોતાનો અંગૂઠો અમૃત ચૂસવા માટે આપ્યો. એના નામ 'માંધાતા'નો ખુલાસો પણ એ જ છે. એણે એક સો જેટલા અશ્વમેધ અને રાજસૂય યજ્ઞો કર્યા હતા. યુવનાશ્વનો પુત્ર આ માંધાતા માત્ર મહાન ચક્રવર્તી સમ્રાટ જ નહીં પણ ઋગ્વેદના યુવનાશ્વના પુત્ર માંધાતા ઋષિ પણ એ જ હોવાનું કહેવાય છે.

उभे यदिन्द्र रोदसी आपप्राथोषा इव।
महान्तं त्वा महीनां सम्राजं चर्षणीनाम्
देवी जनयित्र्यजीजनद् भद्रा जनयित्र्यजीजनत्॥

'હે ઇંદ્ર, તું ઉષસ જેવો છે. અને સમગ્ર દ્યાવાપૃથિવીને તારા તેજથી ભરી દે છે. દેવોમાં જે મહાન છે તેના કરતાં પણ તું વધારે મહાન છે. જનોમાં તું સમ્રાટ છે. તારી દિવ્ય માતા અદિતિને ધન્યવાદ છે. તને જન્મ આપનાર તારી માતા ખરેખર ભદ્ર છે.'

—ઋગ્વેદ ૧૦-૧૩૪-૧

આ સૂક્તમાં આ રાજર્ષિએ જે કાવ્યમય ઊર્મિઓ અભિવ્યક્ત કરી છે તે, પોતાની ભૂમિ અને પોતાની માતા

ઉપર અનુરાગ રાખનાર એવા, ઉષ્માભર્યું હૃદય ધરાવનાર અને પ્રતાપી સમ્રાટના મુખમાં બહુ જ ઉચિત છે. આ રાજર્ષિ ઋગ્વેદ( ૧૦–૧૩૪–૭ )માં કહે છે : 'એના વંશના રાજાઓ હમેશાં કાયદાના શાસનને અનુસરતા 'मंत्रश्रुत्यं चरामसि–અમે પ્રમાણભૂત પાઠોમાં રજૂ કરવામાં આવેલી આજ્ઞાઓને અનુસરીએ છીએ.' રામના રઘુકુળની આ એક જાણીતી વિશિષ્ટતા હતી.

અયોધ્યા સરયૂ નદીના કાંઠા પર આવેલું છે. આ નદીનો પ્રભવ હુમાયુન પહાડોમાં છે અને કાલીને મળ્યા પછી એ ઘાગરા અથવા ઔધમાં ગોગરાને નામે ઓળખાય છે. ઋગ્વેદ( ૧૦–૬૪–૯ )માં સરયૂનો નિર્દેશ સરસ્વતી અને સિંધુની સાથે સાથે કરવામાં આવ્યો છે. આ ૨૧ નદીઓને યજ્ઞમાં નિમંત્રણ આપવામાં આવે છે. તેમને દિવ્ય માતાઓ તરીકે અને પ્રેરણાદાત્રી તરીકે ઓળખવામાં આવે છે. તેમનાં જળને ક્ષીર, ઘૃત અને મધુ તરીકે વર્ણવવામાં આવે છે.

માંધાતાના વિખ્યાત અનુગામીઓમાં એક સમ્રાટ હરિશ્ચંદ્ર હતો; જે ઇતિહાસમાં વિશ્વામિત્ર જેવા અત્યંત કડક પરીક્ષકને હાથે સત્યની કસોટીમાં સફળ નીવડેલા રાજા તરીકે અત્યંત પ્રખ્યાત છે ( ઈ. સ. પૂર્વે ૨૫૪૦ ). હરિશ્ચંદ્રના છઠ્ઠા વંશજ બાહુ ઉપર હૈહયોએ આક્રમણ કર્યું હતું. એને ઋષિ ઔર્વના આશ્રમમાં આશ્રય શોધવો પડ્યો હતો. બાહુના પુત્ર સગરે પુનઃ સત્તા પ્રાપ્ત કરી અને તે મહાન તેમ જ બળવાન રાજા થઈ ગયો. એ સગર એટલે કે વિષથી સહિત કહેવાય છે. કારણ, એની અપરમાતાએ એ પોતાની માતાના ઉદરમાં હતો ત્યારે જ

એની માને વિષ આપ્યુ હતું. એનો સાગર સાથે પણ સંબંધ છે. સગરનો પુત્ર માટે સમુદ્ર–સાગર કહેવાય છે.

કપિલ મુનિએ સગરના વંશજોને તેમના ગેરવર્તાવ માટે શાપ આપ્યો હતો. સમ્રાટ ભગીરથે તેમને ઉગાર્યા હતા. ભગીરથે નહેરોનુ નિર્માણ કર્યું અને હિમાલયમાંથી ગંગાનું ધરતી પર અવતરણ કર્યું. સૂર્યવંશની નૃપપરંપરામાં થોડીક દુર્ઘટનાઓ બન્યા પછી અયોધ્યાની ગાદી પર બીજો મહાન સમ્રાટ દિલીપ ખટ્વાંગ આવ્યો. એનો પુત્ર રઘુ, તેના પરથી રામનો વંશ ઓળખાય છે, તેણે વિખ્યાત વિશ્વજિત યજ્ઞ કર્યો હતો અને પોતાની સમગ્ર ધનસંપત્તિ દાનમાં આપી દીધી હતી. એના પછી અયોધ્યાની ગાદી ઉપર અજ આવ્યો અને અજ પછી દશરથ આવ્યા.

દશરથને પુત્ર નહોતો. એણે ઋષિ ઋશ્યશૃંગની સહાયથી પુત્રકામેષ્ટિ યજ્ઞ કર્યો. રોમપાદની દત્તક ( અને દશરથની ઔરસ ) પુત્રી શાંતા સાથે પરણાવીને એની આરાધના કરવામાં આવી હતી. આ ઇષ્ટિને પરિણામે દશરથને ચાર પુત્રો થયા–શ્રીરામ, ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન.

શ્રીરામ મનુના ૯૫મા વંશજ છે. (ઈ. સ. પૂર્વે લગભગ ૧૯૫૦). શ્રીરામ વારસામાં પ્રાપ્ત થવાથી તેમ વિજયો મેળવીને સમગ્ર ભરતખંડના રાજા બન્યા હતા. તેમની આણ છેક સિલોન સુધી વિસ્તરતી હતી. આથી તેઓ તમામ રાજાઓ માટે અનુસરવા યોગ્ય આદર્શ રાજા બની રહ્યા.

રામે પોતાના રાજ્યના, પોતાના પુત્રોને અને ભત્રીજા-

ઓને ભાગ વહેંચી આપ્યા. અયોધ્યામાં અથવા કેટલાકના કહેવા પ્રમાણે કુશાવતીમાં રામના અનુગામી તરીકે કુશ આવ્યો. લવને ઉત્તર કોસલનો દેશ આપવામાં આવ્યો. એનું રાજધાનીનું શહેર શ્રાવસ્તી હતું. ભરતના પુત્રો તક્ષ અને પુષ્કરે અનુક્રમે તક્ષશિલા (ટેકસીલા) અને પુષ્કરાવતીની સ્થાપના કરી. શત્રુઘ્નના પુત્રો શૂરસેન અને સુબાહુએ અનુક્રમે મથુરા અને વિદિશા(ભિલ્સા)ની સ્થાપના કરી. લક્ષ્મણના પુત્રોને હિમાલય વિસ્તારના પ્રદેશો આપવામાં આવ્યા.

શ્રીરામથી લગભગ ત્રીસ પેઢી પછી (ઈ. સ. પૂર્વે લગભગ ૧૪૦૦) મહાભારતનું યુદ્ધ ખેલાયું તે વેળા અયોધ્યાનો રાજા બૃહદ્‌બાહુ હતો. એ અર્જુનના પુત્ર અભિમન્યુને હાથે હણાયો હતો. મત્સ્યપુરાણમાં એનું વંશવૃક્ષ આપીને જણાવવામાં આવ્યું છે કે, મહાભારતના યુદ્ધ પછી સિદ્ધાર્થ ગૌતમ બુદ્ધ સૂર્યવંશના પચીસમા વંશજ તરીકે થઈ ગયા.

મહાભારતમાં સોળ સમ્રાટો(ષોડશ રાજકીયમ્: શાંતિપર્વ–૨૮)નો નિર્દેશ કરવામાં આવ્યો છે. એમાંના છ રાજા અયોધ્યાના છે. એ છ રાજાઓનાં નામ આ પ્રમાણે છે: માંધાતા, સગર, ભગીરથ, અંબરીષ, દિલીપ ખટ્વાંગ, અને શ્રીરામ.

અયોધ્યા એ જૈનો માટેનું પણ એક પવિત્ર સ્થળ છે. જૈનોના ૨૪ તીર્થંકરોમાંના પ્રથમ, આદિનાથ અથવા ઋષભદેવ ઇક્ષ્વાકુ વંશના હતા અને રાજા નાભિના પુત્ર હતા. બીજા એકવીસ તીર્થંકરો પણ ઇક્ષ્વાકુ વંશના હોવાનું કહેવાય છે. અયોધ્યા એ ઋષભ, અજિત, અભિનંદન, સુમતિ, અનન્ત

અને અચલની જન્મભૂમિ છે. આદિનાથને જ્ઞાનનો પ્રકાશ અયોધ્યા નજીકના પહાડ પર સાંપડ્યો હતો.

બુદ્ધના કાળમાં અયોધ્યા કંઈક ઓછા મહત્ત્વનું નગર હતું. પણ અયોધ્યા સાથે જેનું તાદાત્મ્ય ઘટાવવામાં આવે છે તે સાકેત એક સમૃદ્ધ નગર હતું. કદાચ એક, બીજાનું ઉપનગર પણ હોય. શ્રાવસ્તી(સાહેતમાહેત)નો પણ એક મહાન નગર તરીકે અને કોસલના પાટનગર તરીકે નિર્દેશ મળે છે. બુદ્ધના કાળમાં મહાકોસલ અને તેનો પુત્ર પ્રસેનજિત્ કોસલના રાજાઓ હતા.

ફાહિયાન અને હ્યુએનસંગ, બંનેએ અયોધ્યાની મુલાકાત લીધી હતી. હ્યુએનસંગ જણાવે છે કે અયોધ્યાનો ઘેરાવો ૫૦૦૦ લીનો હતો. એ વિશેષમાં જણાવે છે કે આસંગ અને વસુબંધુ ત્યાં વસ્યા હતા અને તેના પોતાના કાળમાં વીસ બૌદ્ધ મઠો હતા અને મહાયાન તથા હીનયાનના ત્રણ હજાર વિદ્યાર્થીઓ હતા. બુદ્ધનું વિખ્યાત દાતણનું વૃક્ષ અયોધ્યામાં હતું. મણિ પર્વત, જ્યાં બુદ્ધે પોતાના સિદ્ધાન્તોનો પ્રચાર કર્યો હતો, એ સ્થળે એક અશોક સ્તૂપ હતો. મૈત્રેયનાથ ઈસુની ત્રીજી સદીના ઉત્તરાર્ધમાં અહીં વસ્યા હતા અને તેમણે વિજ્ઞાનવાદ વિષે કેટલાક ગ્રંથો લખ્યા હતા. આસંગ અને તેના લઘુ બંધુ વસુબંધુએ મૈત્રેયનાથના સિદ્ધાંતોનો વિકાસ કર્યો હતો.

વસિષ્ઠ અને તેના કુટુંબનો અયોધ્યાના રાજાઓ સાથે કુલગુરુઓ તરીકે સંબંધ છે. વસિષ્ઠનો મૈત્રાવરુણ અને ઉર્વશીના પુત્ર તરીકે તથા અગત્સ્યના લઘુ બંધુ તરીકે નિર્દેશ કરવામાં આવ્યો છે. વરુણ સાથે એની એટલી બધી મૈત્રી હતી કે વરુણ અને એ (વસિષ્ઠ) એક હોડીમાં સાથે વિહરતા

હતા અને એક જ હિંડોળા ઉપર સાથે ઝૂલતા હતા (ઋગ્વેદ). વસિષ્ઠ એ ઋગ્વેદના સાતમા મંડળના ઋષિ છે. એની વિદ્વત્તા અને કૌશલને કારણે રાજા સુદાસે એમને પોતાના પુરોહિત બનાવ્યા અને એની દૈવી સહાયથી એ ઋગ્વેદમાં વર્ણિત દાશરાજ્ઞ યુદ્ધ જીત્યો હતો. વિશ્વામિત્ર સાથેના એના પ્રસિદ્ધ મતભેદોનો ઋગ્વેદમાં નિર્દેશ મળે છે.

એક વસિષ્ઠ તે રાજા હરિશ્ચન્દ્રના રાજસૂય યજ્ઞમાં બ્રહ્મા તરીકે રહ્યા હતા. વસિષ્ઠો પોતાના વાળ અથવા કપર્દોને જમણી બાજુએ હોળતા હતા. જેમ વિશ્વામિત્ર વિખ્યાત ગાયત્રીમંત્રના ઋષિ છે, તેમ વસિષ્ઠ એ મહામૃત્યુંજય મંત્રના ઋષિ છે (ઋગ્વેદ ૭–૫૯–૧૨). પુરાણોમાં તેઓ બ્રહ્માના દશ માનસપુત્રોમાંના એક તરીકે ઓળખાય છે. શક્તિ, પરાશર, વ્યાસ અને શુક એ વસિષ્ઠના અનુક્રમે પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર અને પ્રપૌત્રપુત્ર હતા. વસિષ્ઠ પાસે નન્દિની નામની કામધેનુ ગાય હતી.

અયોધ્યાનો સાત તીર્થનગરીઓમાંની પ્રથમ તીર્થનગરી તરીકે નિર્દેશ કરવામાં આવે છે. એ સાત તીર્થનગરીઓનાં નામ આ પ્રમાણે છેઃ અયોધ્યા, મથુરા, હરિદ્વાર, કાશી, કાંચી, ઉજ્જૈન અને દ્વારકા. દશરથે જ્યાં પુત્રકામેષ્ટિ યજ્ઞ કર્યો હતો તે સ્થળ લકડમંડ પાસે હોવાનું જણાવાય છે. શહેરમાં સંખ્યાબંધ વૈષ્ણવ અને શૈવ મંદિરો છે, તેમ થોડીક મસ્જિદો પણ છે.

સ્કંદપુરાણમાં જણાવાયું છે કે અયોધ્યા અથવા વિષ્ણુ-(રામ)નું નગર મત્સ્યાકારનું છે. યાત્રીઓ સ્વર્ગદ્વાર એટલે કે રામઘાટ આગળ સ્નાન કરે છે. નાગેશ્વરમાં એક શૈવ મંદિર છે. ઉદ્યાનમાં દર્શનેશ્વરનું શૈવ મંદિર છે. શહેરમાં

હનુમાનગઢી નામનું એક વિખ્યાત મંદિર છે, તેમાં હનુમાનની એક પ્રચંડ આસનસ્થ મૂર્તિ છે. આ વિસ્તારમાં સંખ્યાબંધ વાનરો છે. હનુમાનગઢીથી લગભગ અડધા માઈલ પર, રામનું જન્મસ્થાન આવેલું છે. એમ કહેવાય છે કે રાજા વિક્રમાદિત્યે અહીં એક મંદિર બાંધ્યું હતું, પણ બાબરે તેનો નાશ કરીને ત્યાં મસ્જિદ બાંધી હતી. ઈ. સ. ૧૮૫૫ માં આ સ્થળે કોમી ઝઘડો થયો હતો. વૈરાગી વૈષ્ણવો, જેમણે અયોધ્યામાં ઘણા મઠો અને અખાડાઓ સ્થાપ્યા છે, તેમણે મસ્જિદના સામે પવિત્ર મૂર્તિઓ સ્થાપી છે. એ બે જગ્યાઓને તે પછી એક દીવાલથી અલગ કરી નાખવામાં આવી હતી. એક બીજું પ્રસિદ્ધ મંદિર કનકભવનનું છે. એમાં સુવર્ણજડિત સિંહાસન ઉપર જુગલસરકાર રામ અને સીતાની સોનાના મુગટવાળી મૂર્તિઓ બિરાજે છે. એમ કહેવાય છે કે આ સ્થળે રામની અપરમાતા કૈકેયીનો મહેલ હતો.

સ્કંદપુરાણમાં, અયોધ્યામાં ગોપ્રતાર, ચક્રતીર્થ, અગ્નિતીર્થ અને બીજાં ઘણાં ઉપતીર્થો હોવાનો ઉલ્લેખ છે.

સંસ્કૃત રામાયણના કર્તા વાલ્મીકિ બ્રાહ્મણ સુમતિના પુત્ર હોવાનું કહેવાય છે. તેમને કિરાતોએ ઉછેર્યા હતા અને તેમણે લૂંટારાનું જીવન અપનાવ્યુ હતું. એક ઋષિએ તેમને ઉપદેશ આપીને રામમંત્ર શીખવ્યો. વાલ્મીકિએ એટલા બધા દીર્ઘકાળ સુધી તપ કર્યું કે તેમના દેહ ઉપર કીડીઓનો રાફડો અથવા વલ્મીક જામી ગયો હતો. રામે જેનો ત્યાગ કર્યો હતો તે સીતાને વાલ્મીકિએ આશ્રય આપ્યો અને કુશ તથા લવને ઉછેર્યા અને તેમને રામાયણ શીખવ્યુ. એક પારધીએ ક્રૌંચ યુગલમાંના એકને હણતાં વાલ્મીકિનું હૃદય લાગણીથી એવું પ્લાવિત થઈ ગયુ

કે એમનાથી વૈદિકેતર અભિજાત સંસ્કૃત સાહિત્યનો પ્રથમ શ્લોક રચાઈ ગયો.

'રામચરિતમાનસ' જેવી અત્યંત વિખ્યાત કૃતિના સર્જક હિંદીના મહાકવિ તુલસીદાસનું નામ ઘેર ઘેર જાણીતું છે. એમની આ અદ્ભુત કૃતિએ કરોડો લોકોના હૃદયમાં ભક્તિભાવ અને અધ્યાત્મ રસ જગાવ્યો છે. તેમનો જન્મ રાજાપુરમાં( ઈ. સ. ૧૫૩૧ થી ઈ. સ. ૧૬૨૨ )માં થયો હતો. તુલસીદાસના પિતાનું નામ હતું આત્મારામ દુબે અને માતાનું નામ હતું હુલસી. તેઓ દાંત સાથે જન્મ્યા હતા અને અપશુકનિયાળ ગણાતા મૂલ નક્ષત્રમાં જન્મ્યા હતા. આથી પિતાએ તેમનો ત્યાગ કર્યો હતો. પુત્ર તુલસીદાસને જન્મ આપ્યા પછી તરત જ એની માનું મૃત્યુ થયું હતું. એમને ગમે તેમ કરીને ઉછેરવામાં આવ્યા હતા અને તે પછી પોતાના ગુરુ નરહરિદાસનો ભેટો થતાં ગુરુ તેમને કાશી લઈ ગયા.

કાશીમાં પંચગંગાઘાટ પર આવેલા રામાનંદી મઠમાં તેઓ જોડાયા અને ત્યાં તેમણે જુદાં જુદાં શાસ્ત્રોનું જ્ઞાન મેળવ્યું. તેમણે દીનબંધુ પાઠકની પુત્રી રત્નાવલી સાથે લગ્ન કર્યું. રત્નાવલી ઉપર તેમને એટલો બધો પ્રેમ હતો કે એક વાર તેઓ તેનાં માબાપના ઘર સુધી તેની પાછળ પાછળ ગયા. રત્નાવલી આથી ક્રોધે ભરાઈ અને તેને મહેણું માર્યું. આ મહેણાથી તેમના જીવનમાં આમૂલ પરિવર્તન આવ્યું અને તેઓ અધ્યાત્મ તરફ વળ્યા. તેઓ વીસ વર્ષ સુધી રખડ્યા અને ચિત્રકૂટ પર્વત પર લાંબા સમય સુધી રહ્યા હતા. ત્યાં તેમને શ્રીરામનું દર્શન થયું.

તુલસીદાસની વિદ્વત્તાની મધુસૂદન સરસ્વતી જેવા

સમર્થ પંડિતોએ પણ પ્રશંસા કરી છે. તેમના અન્ય મિત્રોમાં અબ્દુલ રહીમ ખાનખાના, મહારાજા માનસિંગ, નાભાજી અને ટોડરમલનો સમાવેશ થાય છે. તુલસીદાસજીએ અનેક ગ્રંથો રચ્યા છે પરંતુ તેમની અમર કૃતિ 'રામચરિતમાનસ' ઘેર ઘેર જાણીતી થઈ છે. ઊંચનીચ સહુ કોઈ અત્યંત ભક્તિભાવથી અને પૂજ્યભાવથી તેને ગાય છે. આ ગ્રંથ રચવા માટે તુલસીદાસ અયોધ્યા ગયા હતા. તેમને એ કૃતિ રચતાં બે વર્ષ સાત મહિના અને છવ્વીસ દિવસ લાગ્યા હતા. તેમણે એ ગ્રંથ વિક્રમ સંવત ૧૬૩૩ માં રચ્યો હતો.

બાલકાંડ( ૧૪૫, ૨–૩ )માં તુલસીદાસના નીચેના મંત્રના પાઠમાં શ્રદ્ધાન્વિત ભક્તને ભગવાન શ્રીરામચંદ્રજીનું પ્રત્યક્ષ દર્શન કરાવી દેવાની શક્તિ કહેવાય છે.

**जौं अनाथहित हम पर नेहू। तौं प्रसन्न होइ यह बर देहू ॥**
**जो स्वरूप बस सिव मन माहीं। जेहि कारन मुनि जतन कराहीं ॥**
**जो भुसुंडि मन मानस हंसा। सगुन अगुन जेहि निगम प्रसंसा ॥**
**देखहिं हम सो रूप भरि लोचन। कृपा करहु प्रनतारति मोचन ॥**

'હે અનાથોના હિતકર્તા! જો તારો અમારા ઉપર પ્રેમ હોય તો પછી આ રીતે તું તારી કૃપા અમારા ઉપર વરસાવ. તને જે પ્રાપ્ત કરવા મથે છે તેની ચિંતાઓ તું નિવારે છે. તારું સ્વરૂપ જે શિવના ચિત્તમાં રહ્યું છે, જેની ઝંખના કરવા માટે ઋષિઓ અવિરતપણે મથે છે, જે કાકભુશુંડીના માનસમાં હંસના જેમ વિહરે છે અને વેદોમાં જે સગુણ તેમ જ નિર્ગુણ એમ ઉભય સ્વરૂપે ઉપાસ્ય છે તેના દર્શનથી અમારું હૃદય પરિતૃપ્ત થાય ત્યાં સુધી અમારો નેત્રોત્સવ થવા દે.'

*

# ૧૨ : મથુરા

रूपं यत्तत्प्राहुरव्यक्तमाद्यं ब्रह्म ज्योतिर्निर्गुणं निर्विकारम्।
सत्तामात्रं निर्विशेषं निरीहं स त्वं साक्षाद् विष्णुरध्यात्मदीपः॥

'વેદો તને અવ્યક્ત તરીકે વર્ણવે છે, આદિ કારણ તરીકે, જ્યોતિર્મય સંવિત્ તરીકે, નિર્ગુણ અથવા નિર્વિકાર તરીકે વર્ણવે છે, કોઈ પણ વિશેષના વગર અથવા આકાંક્ષા વગરની કેવળ હસ્તી તરીકે વર્ણવે છે, તું બુદ્ધિને, ચિત્તને અને બીજી આંતરિક શક્તિઓને પ્રકાશિત કરનાર સાક્ષાત્ વિષ્ણુ છે.'

—ભાગવત ૧૦-૩-૨૪

**કૃષ્ણનો** જન્મ થતાં દેવકીને કલ્પનામાં તેની દિવ્યતાનું દર્શન થાય છે અને એ ઉપરની પ્રાર્થના કરે છે.

મથુરા દિલ્હી અને આગ્રાની વચ્ચે યમુનાના દક્ષિણ તટે આવેલું છે અને રામના બંધુ શત્રુઘ્ને એની સ્થાપના કરી હતી એવી એની ખ્યાતિ છે. આ સ્થળ મધુવન તરીકે જાણીતું છે. એના ઉપર મધુની આણ પ્રવર્તતી હતી. એણે અને એના પુત્ર લવણે રામને પડકાર કરતાં રામે શત્રુઘ્નને એની સાથે બાથ ભીડવા મોકલ્યો. યુદ્ધમાં મધુ અને લવણનો સંહાર થયો અને શત્રુઘ્ને મથુરા નગરીની સ્થાપના કરી.

સૂર્યવંશના રાજાઓ પાસેથી એ પ્રદેશ યાદવોના શાસન હેઠળ ગયો. યદુરાજા ઉગ્રસેનને એક પુત્ર હતો, એનું નામ કંસ. અને એક પુત્રી હતી, એનું નામ દેવકી. દેવકીનું લગ્ન વસુદેવ સાથે થયું હતું. કંસને જુલમગાર રાજા તરીકે વર્ણવવામાં આવ્યો છે. એવી આગાહી થઈ હતી કે દેવકીના આઠમા બાળકને હાથે કંસનું મૃત્યુ થશે. કંસને માટે એમ ધારવામાં આવતું હતું કે મનુષ્યસ્વરૂપે

એ બીજો કોઈ નહીં પણ કાળનેમિ નામનો દૈત્ય હતો. કંસે પોતાના પિતા પાસેથી તેમની રાજગાદી છીનવી લીધી હતી. પોતાને ભવિષ્યવાણીની જાણ થતાં કંસે પોતાની બહેન દેવકી અને વસુદેવને કારાવાસમાં પૂર્યાં અને દેવકીનાં છ બાળકોને એ જન્મ્યાં કે તુરત જ હણી નાખ્યાં. દેવકીને સાતમી વાર ગર્ભ રહ્યો પણ એને ચમત્કારથી વસુદેવની એક બીજી પત્ની રોહિણીના ઉદરમાં સંક્રાન્ત કરવામાં આવ્યો. અને એને પેટે સંકર્ષણ (ગર્ભમાંથી ખેંચી કાઢીને બીજાના ઉદરમાં સંક્રાન્ત કરીને જન્માવવામાં આવેલો પુત્ર) અથવા બલરામનો જન્મ થયો. મથુરાના કારાગારમાં દેવકીનું આઠમું બાળક જન્મ્યુ. એ કૃષ્ણ હતા. હિંદુઓ એને પૂર્ણ પુરુષોત્તમ તરીકે અને વિષ્ણુના આઠમા અવતાર તરીકે પૂજે છે. વસુદેવે ગોકુળમાં નંદ અને યશોદાની પુત્રી સાથે કૃષ્ણનો વિનિમય કર્યો. કંસે એ યોગનિદ્રાને મારી નાખવાનો પ્રયાસ કર્યો પરંતુ ત્યાં ચમત્કાર થયો. યોગનિદ્રા સ્વર્ગમાં ગઈ અને કંસને માટે મહાભયરૂપ એવી દુર્ગા બની.

કૃષ્ણની બાળવય અને યુવાવસ્થાનાં 'હરિવંશ' તથા 'ભાગવત'ના દશમા સ્કંધમાં વિગતથી વર્ણનો કરવામાં આવ્યાં છે. કંસે કૃષ્ણ ગોકુળમાં હતા ત્યારે એમનો સંહાર કરવાના પ્રયાસ કર્યા હતા, પરંતુ તે સર્વ નિષ્ફળ નીવડ્યા હતા. આખરે કૃષ્ણે કંસનું કપટમય નિમંત્રણ સ્વીકાર્યું અને મથુરા ગયા. ત્યાં એમણે કંસને હણ્યો અને રાજસિંહાસન ઉપર ઉગ્રસેનની પુનઃ પ્રતિષ્ઠા કરી. કંસ જરાસંધનો બનેવી થતો હતો. જરાસંધ મગધનો એક બળવાન રાજા હતો. જરાસંધે વૈરવૃત્તિથી કેટલીયે વાર મથુરા પર આક્રમણ કર્યું અને તેથી કૃષ્ણે યાદવોની સલામતીને ખાતર મથુરા

છોડવાનો નિર્ણય કર્યો અને પોતે સૌરાષ્ટ્રમાં દ્વારકામાં નિવાસ કર્યો. કાળયવન પણ મથુરાના લોકને રંજાડતો હતો એટલે મથુરા છોડવાનું કૃષ્ણને માટે એ પણ એક કારણ હતું.

મથુરા એ કૃષ્ણનું જન્મસ્થળ હોવાથી યાત્રાનું એક ધામ છે. 'વરાહ પુરાણ'માં જણાવાયું છે કે મથુરામંડલ વીસ જોજનમાં વિસ્તરેલું છે અને ત્યાં યમુનામાં જે કોઈ પણ સ્નાન કરે છે તેનાં બધાંય પાપ ધોવાઈ જતાં તે શુદ્ધ બને છે. એમ કહેવાય છે કે અન્યત્ર કરવામાં આવેલું પાપ તીર્થક્ષેત્રમાં ધોવાઈ જાય છે પણ તીર્થક્ષેત્રે કરેલું પાપ વજ્રલેપ થાય છે. અન્ય તીર્થોના સંબંધમાં આ સાચું છે, પરંતુ મથુરાની બાબતમાં એમ નથી. મથુરામાં કરવામાં આવેલું પાપ મથુરામાં જ ધોવાઈ જાય છે. એ તીર્થનો મહિમા આવો છે:

मथुरायां कृतं पापं मथुरायां विनश्यति ।

મથુરા માંથી બનેલા શબ્દ માથુરમાં म्, उ અને अ ત્રણ અક્ષરો ૐ શબ્દના ત્રણ ઘટક અક્ષરો છે. આ ત્રણે અક્ષરો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ હિંદુઓના ત્રિવિધ દેવોનું પણ પ્રતિનિધિત્વ ધરાવે છે.

મહાભારતની કથામાં કૃષ્ણ, દ્રૌપદીના સ્વયંવર વખતે ઉપસ્થિત થાય છે. કૃષ્ણ એ પાંડવોના મિત્ર, માર્ગદર્શક અને તત્ત્વોપદેષ્ટા છે. કૃષ્ણ ભીમને જરાસંધને હણી નાખવાનું સૂચવે છે. જ્યારે પોતે ચેદીરાજ શિશુપાલનો વધ કરે છે. મહાભારતના યુદ્ધમાં કૃષ્ણે વિષ્ટિકાર તરીકેનો ભાગ ભજવ્યો હતો અને પછી અર્જુનના માર્ગદર્શક અને સારથિ તરીકે ભાગ ભજવ્યો હતો. જંગલમાં કૃષ્ણનું નિર્વાણ થયા પછી અર્જુને મથુરાની ગાદી ઉપર કૃષ્ણના વિદ્યમાન પૌત્ર

વજની પ્રતિષ્ઠા કરી હતી. કૃષ્ણ ઇતિહાસમાં થઈ ગયા છે કે કેમ એ વિષે વિદ્વાનો હવે કોઈ પ્રશ્ન ઉઠાવતા નથી. તેમ વળી દ્વારકા વસાવનાર, પાંડવોને સહાય કરનાર અને યોગશાસ્ત્ર તરીકે ઓળખાતી, ઉપનિષદની કક્ષામાં મુકાતી અને આદરભાવથી બહુવચનમાં સંબોધાય છે તે શ્રીમદ્ ભગવદ્‌ગીતાની ભાવિ પેઢીને ભેટ આપી જનાર મહાન રાજર્ષિ તે પણ એ જ ગોકુળના ગોવાળિયા કૃષ્ણ હતા કે અન્ય કોઈ, એ પ્રશ્ન પણ કોઈ ઉઠાવતું નથી.

વિષ્ણુના અવતાર તરીકે કૃષ્ણમાં જે દેવત્વ આરોપવામાં આવ્યું છે તે પતંજલિના મહાભાષ્ય અને પાણિનિ-(ઈ. સ. પૂર્વે પાંચમી સદી)ની પણ પૂર્વે આરોપવામાં આવ્યું હોવું જોઈએ. પાણિનિ વાસુદેવકોનો એટલે કે જેમની આરાધ્યમૂર્તિ વાસુદેવ છે તેઓનો નિર્દેશ કરે છે. મેગાસ્થનિસ (ઈ. સ. પૂર્વે ચોથો સૈકો) જણાવે છે કે મથુરા જે દેશની રાજધાની હતું તે સૌરાષ્ટ્રમાં હેરાક્લિસ-(વાસુદેવ-કૃષ્ણ)ની ખાસ ભક્તિ કરવામાં આવતી. હેલીઓડોરસ (ઈ. સ. પૂર્વે બીજી સદી) જે ઇન્ડો-ગ્રીક રાજા એન્ટીઆલસીડાસનો મોટો રાજદૂત હતો તે વાસુદેવ કૃષ્ણનો ભક્ત હતો. 'છાંદોગ્ય ઉપનિષદ'માં દેવકીપુત્ર કૃષ્ણનો મુનિ અને ઘોર અંગિરસના શિષ્ય તરીકે નિર્દેશ કરવામાં આવ્યો છે. ઘોર અંગિરસ સૂર્યભક્ત હતો અને એણે સદાચાર પર ભાર મૂક્યો છે. જરાસંધના કારાગારમાંથી રાજાઓને અને સ્ત્રીઓને મુક્તિ અપાવનાર કૃષ્ણે નરમેધ ખરેખર બંધ કરાવ્યો હતો. કૃષ્ણે જરાસંધ તરફથી સ્ત્રીઓ પ્રત્યે જે અમાનુષી વર્તાવ થતો હતો તે અટકાવ્યો હતો અને એમ જીવન જીવવાના શ્રેષ્ઠ માર્ગ પર ભાર મૂક્યો

હતો. ઋગ્વેદમાં વિષ્ણુનો ગોપ અથવા ગોવાળિયા તરીકે નિર્દેશ કરવામાં આવ્યો છે એમ પણ કહી શકાય. विष्णु गोपा अदाभ्यः । જૈનપરંપરા પ્રમાણે વાસુદેવ કૃષ્ણ પાર્શ્વનાથના પુરોગામી જૈન તીર્થંકર અરિષ્ટનેમિના સમકાલીન હતા. બૌદ્ધ શાસ્ત્રગ્રંથો 'મહાનિર્દેશ' અને 'ચુલ્લનિર્દેશ'-(ઈ. સ. પહેલી સદી)માં વાસુદેવ અને બળરામના પૂજકોનો નિર્દેશ મળે છે.

કૃષ્ણને વેદકાળના વિષ્ણુ સાથે વિષ્ણુના અવતાર તરીકે ઘટાવવામાં આવે છે અને એમ વાસુદેવ સંપ્રદાય અને ભાગવત ધર્મ થયા.

नारायणोपनिषद् (૧ થી ૬)માં આપણને नारायण गायत्री એટલે કે 'नारायणाय विद्महे वासुदेवाय धीमहि तन्नो विष्णुः प्रचोदयात्' મળે છે. અહીં વાસુદેવને જ વિષ્ણુ અને નારાયણ તરીકે ઘટાવવામાં આવે છે. નર અને નારાયણને અર્જુન અને કૃષ્ણ તરીકે ઘટાવવામાં આવે છે. શાંતિપર્વના નારાયણીય વિભાગમાં જણાવ્યું છે કે નારાયણ પરમેશ્વર છે, પરમતત્ત્વ છે અને કૃષ્ણ એના અવતાર છે.

ભાગવત ધર્મ જેનો ઉદ્ભવ યાદવો, સાત્વતો અને મથુરાના વૃષ્ણીઓની ભૂમિમાં થયો હતો તે ઉત્તર અને પશ્ચિમમાં વિસ્તર્યો હતો અને દક્ષિણમાં પણ ફેલાયો હતો. પાંડ્યની રાજધાનીનું નામ મદુરા અને ભાગવત ધર્મ જ્યાં ઉદ્ભવ્યો હતો તે મદુરા અથવા મથુરા એક જ છે.

બુદ્ધના વિખ્યાત શિષ્ય મહાકચ્ચાંયને મથુરામાં બૌદ્ધ ધર્મનો સક્રિય રીતે પ્રચાર કર્યો હતો. બુદ્ધ જ્યારે આ નગરમાં આવ્યા ત્યારે એમણે જોયું તો ત્યાં સ્ત્રીઓ ઘણી વિપુલ સંખ્યામાં હતી. મિલિંદપંહામાં એનો અત્યંત

વિખ્યાત સ્થળ તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સમ્રાટ અશોકના ગુરુ ઉપગુપ્ત જેમણે અશોક પાસે બૌદ્ધ ધર્મનો અંગીકાર કરાવ્યો તે ગુપ્તનો પુત્ર હતો. સ્વીકૃત મત એ છે કે ઉપગુપ્ત મથુરામાં જન્મ્યો હતો, જ્યાં એણે એક મોટો બૌદ્ધ મઠ બંધાવ્યો હતો અને એ મઠ ઈસવી સનના સાતમા સૈકા સુધી રહ્યો હતો. એણે મથુરાના ઘણા લોકો પાસે બૌદ્ધ ધર્મનો અંગીકાર કરાવ્યો હતો. ઉપગુપ્ત દ્વારા ૧૮,૦૦૦ શિષ્યોને સાધુત્વ પ્રાપ્ત થયું હતું. વિખ્યાત ગણિકા વાસવદત્તા જેણે આખરે બૌદ્ધ ધર્મ અપનાવ્યો હતો તે મથુરાવાસી હતી. ફાહિયાને મથુરાને મયૂરનગર તરીકે ઓળખાવ્યું હતું. એના કાળમાં અહીં બૌદ્ધધર્મ ફેલાયેલો હતો. હ્યુએનત્સંગે પણ મથુરાની મુલાકાત લીધી હતી અને એને મથુરા વીસ જોજનમાં વિસ્તરેલું જણાયું હતું. એના સમયમાં મથુરામાં પાંચ દેવમંદિરો હતાં, અને અશોકે બંધાવેલા ત્રણ સ્તૂપો હતા, વીસ બૌદ્ધ મઠો હતા અને બે હજાર બૌદ્ધ સાધુઓ હતા.

કુશાન રાજાઓના શાસનકાળ દરમિયાન મથુરા જૈન ધર્મનું પણ પ્રસિદ્ધ કેન્દ્ર હતું. અહીંતહીં ખ્રિસ્તીકાળ પહેલાંના એક જૈન દેવળનાં ખંડિયેરો છે અને પહેલી સદી પછીના સંખ્યાબંધ નાના શિલાલેખો, મૂર્તિઓ, તકતીઓ તથા કમાનો વગેરે છે. એક જૈન શિલાલેખમાં જૈન કોમના ચાતુર્વર્ણ્ય સંઘનો નિર્દેશ મળે છે. જૈન કોમ સાધુઓ, સાધ્વીઓ, ભાઈઓ અને બહેનો એમ ચાર વર્ગની બનેલી હતી.

આમ મથુરા બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ પૂર્વે અને ઈ. સ. પૂર્વેની છઠ્ઠી સદી પૂર્વે પણ ભાગવત ધર્મનું કેંદ્ર

હતું. પાછળથી કેટલીયે સદીઓ સુધી મથુરામાં બૌદ્ધ અને જૈન ધર્મો થઈ ગયા. હ્યુ-એન-ત્સંગના કહેવા પરથી જણાય છે કે ઈસુના સાતમા સૈકામાં પ્રાચીન હિંદુ ધર્મની અહીં પુનઃ પ્રતિષ્ઠા થઈ હતી અને એ એટલો જ આગળ પડતો રહ્યો હતો. અગિયારમી સદી સુધી મથુરા ઉપર પુરાતન હિંદુ ધર્મનું વર્ચસ્ રહ્યું હતું. ઈ. સ. ૧૦૧૭માં મહમદ ગઝનીએ શહેરને ખાળી મૂક્યું ત્યારે બૌદ્ધ ધર્મનો લોપ થઈ ગયો હતો.

'વરાહ પુરાણ'માં મથુરાનાં જુદાં જુદાં સ્થળો કૃષ્ણના જીવનની ઘટનાઓ સાથે સંકળાયેલાં હોવાનો ઉલ્લેખ મળે છે. યમુનાના તટ પરના વિશ્રાંતિ ઘાટ( વિશ્રામ ઘાટ )ને, જુલમી કંસને મારી નાખ્યા પછી કૃષ્ણે વિરામ લીધો હતો તે સ્થળ તરીકે ઓળખાવવામાં આવે છે. મથુરાના દક્ષિણ દરવાજા પાસે આવેલા 'કંસ કા ટીલા'ને કંસનો સંહાર કરવામાં આવ્યો હતો તે સ્થળ તરીકે ઓળખાવવામાં આવ્યું છે. યોગઘાટને કંસે નંદની પુત્રી યોગનિદ્રાને જમીન ઉપર જ્યાં અફાળી હતી તે સ્થળ તરીકે ઓળખાવવામાં આવે છે. ત્યાં એક ભૂતેશ્વર મહાદેવનું મંદિર છે અને ત્યાં ભગવાન બુદ્ધના પ્રસિદ્ધ શિષ્ય સારિપુત્તનો સ્તૂપ છે. તે ઉપરાંત યશવિહાર નામનો એક મોટો બૌદ્ધ મઠ છે, જ્યાં આગળ કેશવદેવ મંદિર બાંધવામાં આવેલું છે. એ સ્પષ્ટ છે કે બૌદ્ધ સ્તૂપો અથવા મઠો પુરાતન હિંદુ ધર્મનાં પવિત્ર સ્થળો આગળ બાંધવામાં આવેલા છે અને બૌદ્ધ ધર્મ લુપ્ત થતાં એ જ સ્થળોએ પુરાતન હિંદુ ધર્મનાં મંદિરો ફરીથી બાંધવામાં આવ્યાં હતાં.

ઈ. સ. ૧૦૧૭માં મહમદ ગઝનીએ કેશવદેવ મંદિર-

નો નાશ કર્યો હતો. પરંતુ થોડા જ સમયમાં તે ફરીથી બાંધવામાં આવ્યુ હતું. સિકંદર લોદીએ એને તોડી પડાવ્યુ પણ વળી પાછું એ બાંધવામાં આવ્યુ હતું. ટેવરનિયરે એ મંદિર ઈ. સ. ૧૬૫૯માં ઔરંગઝેબના શાસનકાળના આરંભમાં જોયુ હતું. ઔરંગઝેબે વળી પાછું એ મંદિર તોડી પડાવ્યુ. પણ વળી પાછું એ બંધાયુ.

મથુરામા સહુથી મોટામાં મોટું મંદિર હાલનું દ્વારકાધીશનું મંદિર છે. એ મંદિરમાં વલ્લભ સંપ્રદાય પ્રમાણે પૂજાસેવા કરાવવામાં આવે છે.



મથુરા—યમુનાઘાટ

વિશ્રામઘાટથી પાચ કોશોની પરકમ્મા શરૂ થાય છે. કારતક સુદ બીજ, જે યમદ્વિતીયા તરીકે જાણીતી છે તે દિવસે યમુના નદીમા સ્નાન કરવાનું બહુ સ્તુત્ય લેખાય છે. એ દિવસે યમરાજ પોતાની બહેન યમુનાને મળવા

ગયા હતા. યમુનાએ ભાઈને સરસ ભોજન જમાડતાં યમને ઘણો સંતોષ થયો એટલે એણે બહેનને વચન આપ્યું કે કારતક સુદ બીજને દિવસે જે કોઈ પણ યમુનામાં સ્નાન કરશે તેને યમના પ્રદેશમાં જવામાંથી મુક્તિ મળશે.

ત્યાં એક પોતરા કુંડ નામનું સ્થળ છે. એ સંબંધમાં એમ કહેવાય છે કે કૃષ્ણ જ્યારે બાળક હતા ત્યારે તેમનાં વસ્ત્રો તે સ્થળે ધોવાતાં હતાં.

ઉત્તરમાં મહાવિદ્યાનું મંદિર આવેલું છે.

ગંગામાં સ્નાન કરવાથી પવિત્ર થવાય છે તો યમુના નદીનાં મીઠાં જળનું આચમન કરવાથી પવિત્ર થવાય છે.

પુરાતન મથુરાનાં ખંડિયેરોમાં પુરાતત્ત્વની દૃષ્ટિએ મહત્ત્વ ધરાવતી ઘણી ચીજો મળી આવી છે. આસપાસના વિસ્તારમાં પુષ્કળ ખોદકામ કરવામાં આવ્યું છે અને તેને પરિણામે બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન ધર્મની દ્યોતક અનેક શિલ્પાકૃતિઓ, મૂર્તિઓ, શિલાલેખ અને ઐતિહાસિક તથા પુરાતત્ત્વની દૃષ્ટિએ મહત્ત્વના બીજા ઘણા અવશેષો મળી આવ્યા છે. આ ચીજો કલકત્તાના ઈંડિયન મ્યુઝિયમમાં અને મથુરાના કર્ઝન મ્યુઝિયમમાં સાચવી રાખવામાં આવી છે.

મથુરાની શિલ્પાકૃતિઓ મુખ્યત્વે કરીને ટપકાં ટપકાંવાળા લાલ પથ્થરોમાંથી ઘડી કાઢવામાં આવેલી છે. મુખ્ય આકૃતિને ખાસ્સી ઊંચી બનાવવામાં આવે છે અને આગળ તરી આવતી દર્શાવવામાં આવે છે. આકૃતિઓ સ્પષ્ટપણે કોતરવામાં આવતી હોય છે. ભાવાનુકૂલ છટા અથવા મુદ્રા દાખવતી શિલ્પાકૃતિઓ, ખાસ કરીને સ્ત્રીની મૂર્તિઓ પુષ્કળ વિષયવૃત્તિવશ જણાય છે. આરંભકાળની કલામાં જે કેવળ સ્ફુરિત અથવા સહજભાવજનિત ઈંગિતરૂપે વ્યક્ત

થતું હતું તે મથુરાની શિલ્પકલામાં હવે સભાનપણે ભાવ-દર્શક બન્યું છે અને પ્રતીકાત્મક અભિવ્યક્તિ હવે કામ-વિવશ અને ઇશ્કી બની છે. વિદેશી કલાનો પ્રભાવ પણ જોઈ શકાય છે. દાખલા તરીકે કનિષ્કની પ્રતિમા જે ખાસ પોશાક-માં સજ્જ છે અને જેને ભારે બૂટ પહેરાવવામાં આવ્યા છે તેમાં સિથીક પરંપરાનું દર્શન થાય છે. બેકેનિયન દશ્યો પર પણ પશ્ચિમની કલાનો પ્રભાવ જોઈ શકાય છે.

ઈસુની લગભગ પંદરમી સદીની આસપાસમાં મથુરા વૈષ્ણવ સુધારકોનુ ધામ બન્યું હતું. રામાનુજવાદીઓએ વૃંદાવનમાં વાસ કર્યો હતો. નિમ્બાર્ક વૈષ્ણવોનું એક અત્યંત પ્રાચીન મંદિર ધ્રુવ ટેકરી પર આવેલું છે. બંગાળી વૈષ્ણવો, રાધાવલ્લભ સંપ્રદાયના લોકો અને સ્વામી હરિદાસના શિષ્યોએ પણ આ પ્રદેશમાં પોતાના સંપ્રદાયનો પ્રચાર કર્યો છે. રૂપ અને સનાતન ગોસાંઈ એ વૃંદાવન કોમના સંમાન્ય નેતાઓ હતા. તેમણે કેટલાક ગ્રંથો પણ લખ્યા છે. તેમ જ તેમના કાર્યમાં તેમના ભત્રીજા જીવા ગોસાંઈની મદદ મળી હતી. રૂપ ઈ. સ. ૧૫૦૦–૧૫૬૦ માં થઈ ગયો. સનાતન, રૂપ અને વલ્લભ ત્રણ ભાઈઓ હોવાનું કહેવાય છે. રૂપ હુસેન શાહનો પ્રધાન હતો. એ અને સનાતન ચૈતન્યના શિષ્યો હતા.

જેના વંશજો ગોકુલ ગોસાંઈઓ તરીકે જાણીતા છે, તે વલ્લભાચાર્ય વિષ્ણુસ્વામી સંપ્રદાયના એક તૈલંગણ બ્રાહ્મણ લક્ષ્મણ ભટ્ટના બીજા પુત્ર હતા. એમનો જન્મ ઉત્તર ભારતમાં બનારસ પાસે આવેલા ચંપારણ્યમાં ઈ. સ. ૧૪૭૯ માં થયો હતો. એમનાં માબાપ યાત્રાએ નીકળેલાં ત્યારે, એમનો જન્મ થયો હતો. કંઈક ગભરાટને લઈ ને

એમને પાછળ મૂકી દેવામાં આવેલા પણ તે પછી થોડા સમયમાં જ એમનાં માબાપે એમને પાછા લઈ લીધા અને એમને બનારસ લઈ આવ્યા. ત્યાં એમણે સંસ્કૃત ભાષા પર અને ભારતીય તત્ત્વજ્ઞાન પર પ્રભુત્વ મેળવ્યું. એ ધર્મોપદેશક બન્યા અને એમ કહેવાય છે કે વિજયનગરમાં શાસ્ત્રાર્થમાં એમનો વિજય થયો હતો અને ત્યાં કૃષ્ણદેવરાયે એમને મહાન આચાર્ય તરીકે સ્વીકાર્યા. એમણે 'અણુભાષ્ય', 'સુબોધિની', 'તત્ત્વાર્થદીપ' અને બીજા અનેક ગ્રંથો રચ્યા છે. એમનો સંપ્રદાય શુદ્ધાદ્વૈત અથવા પુષ્ટિમાર્ગ તરીકે જાણીતો છે. એ બાલકૃષ્ણની ભક્તિ કરતા. એમનો સંપ્રદાય રજપૂતાના અને ગુજરાતમાં, ખાસ કરીને ધનિક વાણિયા અને ભાટિયા કોમોમાં ફેલાયો છે. એમણે જગન્નાથપુરી સુદ્ધાં ઘણાં સ્થળોની મુલાકાત લીધી હતી. જગન્નાથપુરીમાં કહેવાય છે કે ભગવાને નીચેના શ્લોકમાં એમના સંપ્રદાયનો અર્ક તારવ્યો હતો :

एकं शास्त्रं देवकीपुत्रगीतं एको देवो देवकीपुत्र एव।
मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा॥

'શાસ્ત્ર એક જ છે અને તે દેવકીપુત્ર કૃષ્ણે જે ભગવદ્‌ગીતા ગાઈ હતી તે છે. ઈશ્વર એક જ છે અને તે કૃષ્ણ છે. મંત્ર એક જ છે અને તે કૃષ્ણનાં જુદાં જુદાં અનેક નામરૂપે છે. કર્તવ્ય અથવા કર્મ પણ એક જ છે અને તે કૃષ્ણની સેવા અથવા ભક્તિ છે.'

મથુરાની નિકટમાં બાર વનો છે. એ વનો તે મધુવન, તાલવન, કુમુદવન, બાહુલવન, કામવન, ખાદિરવન, વૃંદાવન, ભદ્રવન, ભંડીરવન, બેલવન, લોહવન અને મોહવન છે.

ગોકુળ અને ગોવર્ધનને ઉપવન ગણવામાં આવે છે.

વૈશાખ પૂનમને દિવસે વનવિહારનો ઉત્સવ ઉજવાય

છે અને તે વિશ્રામઘાટથી આરંભાય છે. શ્રાવણ સુદ પાંચમથી પાંચ દિવસ સુધી પંચતીર્થ મેળો ભરાય છે. એ મેળામાં મથુરાથી યાત્રીઓ નીકળીને વૃંદાવન પહોંચી જાય છે. વર્ષ દરમિયાન બીજા પણ ઘણા ઉત્સવો થાય છે.

યમુના નદી ઉપર એક બીજો વિખ્યાત ઘાટ તે ધ્રુવઘાટ છે. એ ઘાટ વિષેની દંતકથા એવી છે કે, રાજા ઉત્તાનપાદના પુત્ર ધ્રુવનું તેના પિતાએ અને સાવકી માએ અપમાન કર્યું ત્યારે એ મથુરા પાસેના મધુવનમાં ગયો અને નારદમુનિએ સૂચવ્યું હતું તે પ્રમાણે, એ બાળક હતો તે છતાં એણે ઘોર તપ કર્યું. તપને પરિણામે એને વિષ્ણુનાં દર્શન થયાં. એ એટલો બધો નાનો બાળક હતો કે ભગવાનને જોતાં એ અવાક્ થઈ ગયો હતો અને ભગવાને સાક્ષાત્ વેદસ્વરૂપ પોતાના શંખ વતી ધ્રુવના ગાલને સ્પર્શ કર્યો અને એને વાચા અર્પી. ભાગવતમાં કહ્યું છે કે ધ્રુવને તુરત જ વાક્શક્તિ પ્રાપ્ત થઈ અને એણે ગાયું :

> योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्तां
> सञ्जीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना ।
> अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्
> प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम् ॥

સર્વોચ્ચ તત્ત્વના આવિષ્કારસ્વરૂપ હે ભગવન્! તને મારા પ્રણામ છે. તું મારો અંતર્યામી અથવા અંતરનો નિયંતા છે. તારી સર્વોચ્ચ શક્તિ અને ઝળહળતી જ્યોતિ વડે તેં મારા જીવનને અને અત્યાર સુધી સુષુપ્ત હતી એવી મારી વાચાને પ્રકાશિત કરી છે. તેમ તેં મારા હાથ, પગ, કાન, સ્પર્શેન્દ્રિય અને મારા શ્વાસ સુદ્ધાં બાકીનાં સમસ્ત અંગોને સજીવન કર્યાં છે. (ભાગવત ૪–૯–૬).

*

એમને પાછળ મૂકી દેવામાં આવેલા પણ તે પછી થોડા સમયમાં જ એમનાં માબાપે એમને પાછા લઈ લીધા અને એમને બનારસ લઈ આવ્યા. ત્યાં એમણે સંસ્કૃત ભાષા પર અને ભારતીય તત્ત્વજ્ઞાન પર પ્રભુત્વ મેળવ્યું. એ ધર્મોપદેશક બન્યા અને એમ કહેવાય છે કે વિજયનગરમાં શાસ્ત્રાર્થમાં એમનો વિજય થયો હતો અને ત્યાં કૃષ્ણદેવરાયે એમને મહાન આચાર્ય તરીકે સ્વીકાર્યા. એમણે 'અણુભાષ્ય', 'સુબોધિની', 'તત્ત્વાર્થદીપ' અને બીજા અનેક ગ્રંથો રચ્યા છે. એમનો સંપ્રદાય શુદ્ધાદ્વૈત અથવા પુષ્ટિમાર્ગ તરીકે જાણીતો છે. એ બાલકૃષ્ણની ભક્તિ કરતા. એમનો સંપ્રદાય રજપૂતાના અને ગુજરાતમાં, ખાસ કરીને ધનિક વાણિયા અને ભાટિયા કોમોમાં ફેલાયો છે. એમણે જગન્નાથપુરી સુદ્ધાં ઘણાં સ્થળોની મુલાકાત લીધી હતી. જગન્નાથપુરીમાં કહેવાય છે કે ભગવાને નીચેના શ્લોકમાં એમના સંપ્રદાયનો અર્ક તારવ્યો હતો:

एकं शास्त्रं देवकीपुत्रगीतं एको देवो देवकीपुत्र एव।
मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा॥

'શાસ્ત્ર એક જ છે અને તે દેવકીપુત્ર કૃષ્ણે જે ભગવદ્ગીતા ગાઈ હતી તે છે. ઈશ્વર એક જ છે અને તે કૃષ્ણ છે. મંત્ર એક જ છે અને તે કૃષ્ણનાં જુદાં જુદાં અનેક નામરૂપે છે. કર્તવ્ય અથવા કર્મ પણ એક જ છે અને તે કૃષ્ણની સેવા અથવા ભક્તિ છે.'

મથુરાની નિકટમાં બાર વનો છે. એ વનો તે મધુવન, તાલવન, કુમુદવન, બાહુલવન, કામવન, ખાદિરવન, વૃંદાવન, ભદ્રવન, ભંડીરવન, બેલવન, લોહવન અને મોહવન છે.

ગોકુળ અને ગોવર્ધનને ઉપવન ગણવામાં આવે છે.

વૈશાખ પૂનમને દિવસે વનવિહારનો ઉત્સવ ઉજવાય

છે અને તે વિશ્રામઘાટથી આરંભાય છે. શ્રાવણ સુદ પાંચમથી પાંચ દિવસ સુધી પંચતીર્થ મેળો ભરાય છે. એ મેળામાં મથુરાથી યાત્રીઓ નીકળીને વૃંદાવન પહોંચી જાય છે. વર્ષ દરમિયાન બીજા પણ ઘણા ઉત્સવો થાય છે.

યમુના નદી ઉપર એક બીજો વિખ્યાત ઘાટ તે ધ્રુવઘાટ છે. એ ઘાટ વિષેની દંતકથા એવી છે કે, રાજા ઉત્તાનપાદના પુત્ર ધ્રુવનું તેના પિતાએ અને સાવકી માએ અપમાન કર્યું ત્યારે એ મથુરા પાસેના મધુવનમાં ગયો અને નારદમુનિએ સૂચવ્યું હતું તે પ્રમાણે, એ બાળક હતો તે છતાં એણે ઘોર તપ કર્યું. તપને પરિણામે એને વિષ્ણુનાં દર્શન થયાં. એ એટલો બધો નાનો બાળક હતો કે ભગવાનને જોતાં એ અવાક્ થઈ ગયો હતો અને ભગવાને સાક્ષાત્ વેદસ્વરૂપ પોતાના શંખ વતી ધ્રુવના ગાલને સ્પર્શ કર્યો અને એને વાચા અર્પી. ભાગવતમાં કહ્યું છે કે ધ્રુવને તુરત જ વાક્શક્તિ પ્રાપ્ત થઈ અને એણે ગાયું :

योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्तां
सञ्जीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना ।
अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्
प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम् ॥

સર્વોચ્ચ તત્ત્વના આવિષ્કારસ્વરૂપ હે ભગવન્! તને મારા પ્રણામ છે. તું મારો અંતર્યામી અથવા અંતરનો નિયંતા છે. તારી સર્વોચ્ચ શક્તિ અને ઝળહળતી જ્યોતિ વડે તેં મારા જીવનને અને અત્યાર સુધી સુષુપ્ત હતી એવી મારી વાચાને પ્રકાશિત કરી છે. તેમ તેં મારા હાથ, પગ, કાન, સ્પર્શેન્દ્રિય અને મારા શ્વાસ સુદ્ધાં બાકીનાં સમસ્ત અંગોને સજીવન કર્યાં છે. (ભાગવત ૪-૯-૬).

*

# ૧૩ : પંઢરપુર

इष्टिकायां समपदं तत्त्वमस्यादिलक्षणम् ।
कटिविन्यस्तहस्ताब्जं प्रणवाकृतिसौरसम् ॥
उर्ध्वबीजसमाख्यातं पूर्णेन्दुमुखमंडलम् ।
सर्वभूषणशोभाढ्यमीदृशं मोक्षदं नृणाम् ।
अज्ञानजनबोधार्थं तिष्ठामीह जनार्दनः
विठ्ठलः परमो देवस्त्रयीरूपेण तिष्ठति ॥

'વિઠ્ઠલ પાંડુરંગ, પરમદેવ પંઢરપુરમાં ત્રણ વેદના મૂર્તસ્વરૂપે બિરાજે છે. ઉપનિષદના 'તે તું છે–तत्त्वमसि' જેવા મહાવાક્યથી જ જેનું નિદર્શન થઈ શકે એવો હું વિષ્ણુ જનાર્દન અજ્ઞાન જનોને જ્ઞાનનો બોધ કરવા ઈંટ ઉપર દઢતાથી મારા ચરણને સમતોલપણે રાખીને ઊભો છું. જેના કરકમલ તેની કટી ઉપર છે એ વિષ્ણુ જનાર્દનની મૂર્તિ તેના પ્રણવાકારને લઈને અત્યંત રમણીય લાગે છે. આ દેવ પરમ સત્ય છે. એનું મુખ પૂર્ણેન્દુની માફક પ્રકાશે છે, એનું અંગ અલંકારોથી ખૂબ જ સુશોભિત છે અને એ શ્રદ્ધાવાન જનોને મોક્ષ આપે છે.'

—ભવિષ્યોત્તર પાંડુરંગમાહાત્મ્ય

**પંઢરપુર** એ શોલાપુરની પશ્ચિમે ચાળીસ માઈલ પર આવેલું છે. મહારાષ્ટ્ર રાજ્યમાં યાત્રાનાં કેટલાંક સ્થળો એવાં છે જ્યાં લોકો વારંવાર યાત્રાએ જતા હોય છે. પંઢરપુર પણ મહારાષ્ટ્ર રાજ્યમાં એવું જ એક યાત્રાધામ છે. એ ભીમા નદીના તટ પર આવેલું છે. ભીમા એ ચંદ્રભાગા નદી તરીકે પણ જાણીતી છે. ભીમા અથવા ચંદ્રભાગા એ કૃષ્ણા નદીનો જ એક બીજો ફાંટો છે. પંઢરપુરનું મુખ્ય આકર્ષણ છે શહેરની મધ્યમાં અને નદીના કાંઠા પર આવેલું વિઠોબાનું મંદિર.

આ મંદિર ૩૫૦ ફૂટ લાંબા અને ૧૭૦ ફૂટ પહોળા

વિસ્તારમાં બાંધેલું છે. એના છ દરવાજા છે. મંદિરની પૂર્વ બાજુ પર મુખ્ય અથવા સામે આવેલો દરવાજો તે નામદેવ પ્રવેશદ્વાર તરીકે ઓળખાય છે. નામદેવ એ મહારાષ્ટ્રના પ્રથમ મહાન વૈષ્ણવ સંત હતા. અને તે ઈસુની ૧૩ મી સદીમાં થઈ ગયા. મંદિરના પ્રથમ પગથિયા આગળ નામદેવની પિત્તળની એક અર્ધ પ્રતિમા છે. પરંપરાથી વાત એવી ચાલી આવે છે કે આ સ્થળે નામદેવની સમાધિ છે. નામદેવ એ દરજી કોમમાં થઈ ગયેલા સંત છે અને તે પંઢરપુરના વાસી હતા. નામદેવની અર્ધપ્રતિમાની સામે જ ઊંડા ગોખલામાં એક શિલા છે અને તે વિઠોબાના મહાર ભક્ત ચોખામેળાના નિવાસસ્થાન તરીકે પૂજાય છે. ચોખામેળા ઈ. સ. લગભગ ૧૨૭૮ માં થઈ ગયા.

મંદિરના આઠ ફૂટ લાંબા અને આઠ ફૂટ પહોળા ગર્ભગૃહમાં વિઠોબાની મૂર્તિ છે. વિઠોબા પાંડુરંગ, પંઢરી, વિઠ્ઠલ અથવા વિઠ્ઠલનાથ એમ વિવિધ નામે ઓળખાય છે. પાષાણની એ ઊભી મૂર્તિ લગભગ પોણાચાર ફૂટ ઊંચી છે. એની આધારશિલા એક ચોરસ ફૂટની છે. કાળની અસરને કારણે મૂર્તિનો દેખાવ પહેલાંના જેટલો સરસ રહ્યો નથી. બોમ્બે ગેઝેટિયરના વીસમા ગ્રંથમાં વિઠોબાના મંદિર વિષે લખતાં ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી જણાવે છે કે મૂર્તિ ઉપરનાં વસ્ત્ર અને ઘરેણાં કંઈક ગુપ્ત સમય પછીનાં લાગે છે. ઈસુ પછીની પાંચમી કે છઠ્ઠી સદી પછીના સમયનાં હોય એમ લાગતું નથી. પદ્મપુરાણ(ઉત્તર ખંડ)માં ભીમારથી ઉપરની વિઠોબાની મૂર્તિનો નિર્દેશ મળે છે. અને ડૉ. કાણે જણાવે છે કે પદ્મપુરાણના આટલા ભાગને ઈ. સ. ૧૦૦૦ના કરતાં વહેલો મૂકી શકાય નહિ. હેમાદ્રિ (ઈ. સ, ૧૨૬૦) પોતાના

'તીર્થ' ઉપરના ગ્રંથમાં આ તીર્થનું વર્ણન કરવા માટે સ્કન્દનો હવાલો આપે છે.

૧૨૪૯ના એન્ડીગરેના તામ્રપટ પરના આલેખમાં પુંડલીક ક્ષેત્ર અને વિઠોબાનો નિર્દેશ મળે છે. ઈ. સ. ૧૨૭૦ના પંઢરપુર ખાતેના શિલાલેખમાં, વિઠોબા જેનાથી પ્રસન્ન થયા હતા તે આપ્તોર્યામ યજ્ઞનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ યજ્ઞ પાંડુરંગપુરમાં કરવામાં આવ્યો હતો. વિઠોબાના મંદિરમાં ઈ. સ. ૧૨૩૭નો એક બીજો શિલાલેખ છે જેમાં ભગવાન વિઠ્ઠલદેવ પંડર્ગેમાં વસતા હોવાનો ઉલ્લેખ મળે છે, જેણે પુંલીડક મુનિના હૃદયને ભક્તિથી વિકસાવ્યું હતું. ઈ. સ. ૫૧૬માં થઈ ગયા હોવાનું જેમને વિષે માનવામાં આવે છે તે રાષ્ટ્રકૂટના રાજા અવિધેયના તામ્રપટ પરના આ લેખમાં કોઈક એક જયદ્‌વિઠ્ઠ નામના બ્રાહ્મણને પાંડરંગપલ્લી અને બીજાં ચાર ગામો દાનમાં અપાયાં હોવાનો નિર્દેશ મળે છે. વિઠ્ઠ એ યોગ્ય રીતે જ વિઠ્ઠલનું આદ્યસ્વરૂપ માનવામાં આવે છે. છેલ્લો આલેખ વિઠોબાનું મંદિર ઈસુની છઠ્ઠી સદીની પણ પહેલાંનું હશે એમ માનવા પ્રેરે છે.

વિઠોબા કૃષ્ણનું જ સ્વરૂપ છે. એની જીવનસહચરી રુકિમણી અથવા રખુમાઈ છે. વિઠોબાનો અર્થ પિતા વિઠ્ઠલ એવો થાય છે. વિઠ્ઠલ એ કન્નડ ભાષાના વિષ્ણુ શબ્દમાંથી વ્યુત્પન્ન થયો હોવાનું મનાય છે. કન્નડમાં વિષ્ણુ વિટ્ટ બને છે. વિઠ્ઠલ શબ્દ વિટ્‌+ઠ+લ એમાંથી પણ વ્યુત્પન્ન થયો છે. વિટ્‌+ઠ+લનો અર્થ, જેઓ જ્ઞાન (વિત્‌) વગરના ('ઠ') છે તેમનો પોતાની કૃપા બક્ષવા માટે સ્વીકાર કરે છે તે એવો 'થાય છે. પાંડુરંગ એ પંડર્ગેનું સંસ્કૃત સ્વરૂપ છે.

પંઢરપુરનું અસલ નામ પંડગે હતું. પુંડલીકની કથા સાથે એનો સંબંધ જોડાયા પછી એ સ્થળ પુડલીકપુર અથવા પૌંડલિકપુર તરીકે ઓળખાય છે.

પુંડલીકની કથા આ મુજબ છેઃ પુંડલીક પંઢરપુરનો વતની હતો. બ્રાહ્મણ કુટુંબમા જન્મ્યો હતો. પિતાનું નામ જાનુદેવ અને માતાનું નામ હતુ સુક્તાબાઈ. પોતાના માબાપ પ્રત્યે પુંડલીક હમેશા દુર્વર્તાવ જ રાખતો. વૃદ્ધ થયા હોવા છતાં પુંડલીક તેમની પાસે વૈતરુ કરાવતો અને તેમના પ્રત્યે બહુ જ ક્રૂરતાથી વર્તતો હતો. એક વેળા તેઓ સઘળા યાત્રાએ જવા નીકળ્યા. માર્ગમા તેમને રોહીદાસ નામનો કર્તવ્યશીલ મોચી મળ્યો. રોહીદાસ માતાપિતાનો ભક્ત હતો. રાત્રે પુંડલીકને કોઈક દેવતાઈ સ્રીઓ દેખાઈ. એમાની એક સ્રીને એ પગે પડ્યો અને એ કોણ છે તે જણાવવાની એને વિનંતી કરી. પેલી સ્રીએ કહ્યુઃ 'અમે તો ભારતની પવિત્ર નદીઓ છીએ. અમારા જળમા કંઈ કેટલાયે પાપી યાત્રાળુઓ સ્નાન કરી ગયા હોવાથી અમે તેમના પાપથી દૂષિત થયા છીએ. આથી અમે વિશુદ્ધ થવા માટે રોહીદાસ પાસે આવ્યાં છીએ.' આટલું કહ્યા પછી સ્રીએ કહ્યુંઃ 'માબાપ પ્રત્યે દુર્વર્તન રાખવા જેવું ઘોર પાપ એકેય નથી.' પુંડલીકને આ સાભળી અનહદ પશ્ચાત્તાપ થયો. માબાપ પ્રત્યેના એના વર્તનમાં એણે રાતોરાત પરિવર્તન કરી નાખ્યુ. આ ઘટના પછી પુંડલીક પોતાના માતાપિતાની સેવામાં જ મશગૂલ રહેતો. એક વાર કૃષ્ણ અને રુકિમણી પુંડલીકના દ્વારે આવ્યાં. પુંડલીક એ વેળા માબાપની સેવામાં હતો. એણે *માબાપની સેવા કરવાનુ ચાલુ જ રાખ્યુ.* ભગવાન કૃષ્ણને ઊભા રહેવા માટે એણે એક ઈંટ એમના પ્રત્યે

'કામધેનુ' કહેતા તે પંઢરીનો મહિમા ગાયો છે. નીચેનું ગીત એમના સુકુમાર ભાવોનું દ્યોતક છે:

तूं माझी माउली, मी वो तुजा तान्हा
पाजीं प्रेमपान्हा पांडुरंगे ॥ १ ॥
तूं माझी गाउली, मी तुझें वासरूं
नको पान्हा चोरूं, पांडुरंगे ॥ २ ॥
तूं माझी हरिणी, मी तुझें पाडस
तोडीं भवपाश, पांडुरंगे ॥ ३ ॥
तूं माझी पक्षिणी, मी तुझें अंडज
चारा घालीं मज पांडुरंगे ॥ ४ ॥
नामा म्हणे होसी भक्तीचा वल्लभ
मार्गे पुढें उभा सांभाळिशी ॥ ५ ॥

'તું મારી મા છે. હું તારું સ્તનપાન કરતું બાળક છું. તું મને પ્રેમનું પાન કરાવ. મારા પાંડુરંગ! હું આક્રંદું છું. તું મારી માતા ગાવડી છે. હું તારો વત્સ છું. તું તારું સ્તન્ય હે પાંડુરંગ! અવરોધ નહિ. હું તારું મૃગબાળ છું. તું મારી મારી મા છે. આ જીવપાશને તોડી નાખ, મારા પાંડુરંગ! તું મારી પક્ષિણી, મા છે. હું તારા ઈંડામાંથી જન્મેલું છું. મારા પાંડુરંગ! તું ઊઠ અને મને ચણ લાવી આપ. હે પ્રિયતમ! તરો નામ જે કહે છે તે સાંભળ. મારા માર્ગની બંને બાજુ તું મને વાડ બનીને રક્ષણ આપ.'

નામદેવના સમકાલીનોમાં ગોરા કુંભાર, વિશોબા ખેચર, સાવંત માળી, નરહરિ સોનાર, ચોખા મેળા, જનાબાઈ, સેના અને કાન્હોપાત્રાનો સમાવેશ થાય છે.

જ્ઞાનેશ્વર અને નામદેવ પછી ભાગવત ધર્મમાં બીજી

મહત્ત્વની વ્યક્તિ એકનાથ (ઈ. સ. ૧૫૩૩ થી ૧૫૯૯) છે. એમણે 'જ્ઞાનેશ્વરી'ની શુદ્ધ વાચના તૈયાર કરી અને ઈ. સ. ૧૫૮૪માં કપિલાષષ્ઠીને દિવસે તે જગતને આપી. એમણે ઘણા ગ્રંથો લખ્યા છે. જેમાં 'એકનાથી ભાગવત' એ સહુથી જાણીતો ગ્રંથ છે. એમને જનાર્દન સ્વામી પાસેથી વિઠ્ઠલનો મંત્ર મળ્યો હતો. એમણે જ્ઞાતિ વા સંપ્રદાયની નિરપેક્ષાએ સહુ કોઈને અન્ન આપવાની સલાહ આપી હતી.

આ સંતપરંપરામાં સહુથી છેલ્લા પણ બધામાં સહુથી વધારેમાં વધારે વિખ્યાત સંત તુકારામ (ઈ. સ. ૧૬૦૭થી ૧૬૪૯) થઈ ગયા. તેઓ પૂનાથી ૧૪ માઈલ દૂર આવેલા દેહુ ખાતે જન્મ્યા હતા. તેઓ મરાઠી કણબી હતા અને પોતે નોંધે છે તે પ્રમાણે પોતાના જીવનના મધ્યકાળમાં એટલે કે ૨૧ વર્ષની ઉંમરે નાદાર થઈ ગયા હતા. તેમની આઠમી પેઢી પરના પૂર્વજ વિશ્વંભર વિઠોબાના મહાન ભક્ત હતા. એમને જમીનમાંથી ભગવાનની મૂર્તિ જડી આવી હતી. તુકારામના પિતાનું નામ બોલ્હોબા હતું. માતાનું નામ કનકાઈ હતું. એમના વડીલ બંધુનું નામ સાવજી હતું. અને નાનાભાઈનું નામ કાનોબા હતું. તુકારામ ૧૭ વર્ષના હતા ત્યારે પોતાના શિરચ્છત્ર સરખા પિતા ખોયા. એ પછી એમના વડીલ બંધુ પત્ની મૃત્યુ પામતાં ઘર છોડીને ચાલ્યા ગયા. દુકાળ પડ્યો અને તુકારામનાં પ્રથમ વારનાં પત્નીનું અવસાન થયું. એમના જ્યેષ્ઠ પુત્રનું પણ મૃત્યુ થયું. આ બધી દુર્ઘટનાઓને પરિણામે તેઓ ઈશ્વરાભિમુખ બન્યા. એમણે પોતાની મિલકતના પોતાના નાનાભાઈ સાથે ભાગ પાડ્યા. મિલકતના જે કિંમતી દસ્તાવેજો હતા તે

એમણે પોતાના નાનાભાઈને આપ્યા. પોતાને ભાગે જે દસ્તાવેજો આવતા હતા તે એમણે ઇન્દ્રાયણી નદીમાં ફેંકી દીધા. તુકારામ હમેશાં ચિંતન અર્થે દેહુ પાસેની ખંભનાથ ટેકરી પર જતા અને ત્યાં વિઠોબાના મંદિરમાં ભક્તિ કરતા. તેઓ પોતાના નિર્વાહ અર્થે લોકોનાં ઝીણાં ઝેપટાં કામ કરતા. એમણે કીર્તન કરવાં શરૂ કર્યાં અને તે માટે અભંગ રચવા શરૂ કર્યા. એમના ગુરુ બાબાજી કેશવ ચૈતન્ય અને રાઘવ ચૈતન્યના વંશજ હતા. તે તુકારામને સ્વપ્નામાં આવ્યા અને તમામ ભક્તિ અને કીર્તનના આરંભે રામ, હરિ, કૃષ્ણ એ ત્રણ નામો ઉચ્ચારવાનું ફરમાવ્યું. તુકારામે વિઠોબાની ભક્તિને લોકપ્રિય બનાવી. એમનાં કીર્તન અને અભંગ સાંભળવા માટે પ્રચંડ માનવમેદની એકત્ર થતી. શિવાજી મહારાજે પણ લોહગાંવ ખાતે તુકારામના અભંગ અને કીર્તન સાંભળ્યાં હતાં અને તેમને સુવર્ણમહોરો આપી હતી જે તુકારામે બ્રાહ્મણોમાં વહેંચી આપી હતી.

તુકારામે પોતે ગુરુપદ ધારણ કર્યું ન હતું; પરંતુ તેમના અનુયાયીઓએ ઘણા શિષ્યો બનાવ્યા. તુકારામનો સંપ્રદાય બે વિભાગમાં વિભક્ત થઈ ગયો હતો. દેહુકર અને વારકર. જે બધા વારકરીઓ છે તેઓ ગોપીચંદનનાં ટીલાંટપકાં કરે છે, તુલસીની માળા પહેરે છે, એકાદશીને દિવસે ઉપવાસ કરે છે અને હરિભજન કરે છે. આષાઢ સુદ અને કારતક સુદ એકાદશીના દિવસોએ આ વારકરીઓ પંઢરપુર ગયા વગર રહેતા જ નથી. આ બંને દિવસોએ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ અને તુકારામની પાલખી કાઢવામાં

આવે છે. તેઓ પૂનામાં મળે છે અને ત્યાં જેઠ માસના વદ પક્ષની દશમે એક દિવસ પૂરતા રહે છે. તે દિવસે ભક્તિભાવથી ઉચ્ચ સ્વરે બોલે છે: 'શ્રી જ્ઞાનેશ્વર માઉલી સમર્થ.' અને પછી તેમનાં દર્શન કરે છે. બીજા સંતોની પાલખી પણ કાઢવામાં આવે છે, પણ ભક્તો મુખ્યત્વે તો જ્ઞાનેશ્વર અને તુકારામની પાલખીની આસપાસ જ જામે છે. માર્ગમાં આ ભજનમંડળીઓની સાથે સરઘસમાં બીજા પણ અનેક ભક્તો સામેલ થાય છે. માર્ગમાં ગ્રામજનો આ વારકરીઓનું આદરથી સ્વાગત કરે છે અને તેમને ખાવાનું આપે છે. આષાઢ શુક્લ પક્ષની દશમે તેઓ પંઢરપુર પહોંચે છે. કેટલીયે સદીઓથી આ વારકરીઓનાં સરઘસો અને પાલખી આ પ્રમાણે નિયમિત નીકળે છે. આ પ્રવૃત્તિએ આમ જનતાને સંગઠિત કરી છે અને તેમની ધર્મની તૃષા છિપાવી છે. ઉચ્ચ અને નીચ સહુ કોઈને સમાન કોટિ પર ગણવામાં આવે છે અને લાખો લોકો આ પ્રમાણે દર વર્ષે નિમંત્રણ ન મળે તોયે એકત્ર થાય છે અને ગરીબ ગ્રામજનો ખુશીથી તેમનું આતિથ્ય કરવાની જવાબદારી સ્વીકારે છે; તેમ જ ગાલ્લી ભરીને રોટલા અને સાદું ભોજન પૂરું પાડે છે. આ વારકરીઓ મુક્તકંઠે 'જ્ઞાનોબા તુકારામ! જ્ઞાનોબા તુકારામ!' ગાય છે.

તુકારામ કહે છે:

नेणो फुंको फान। नाहीं एकांताचें ज्ञान ॥ १ ॥<br>
तुम्ही माइका हो संत। माझा सादर वृत्तांत ॥ ध्रु० ॥<br>
नाहीं देखिला तो डोळा देव दाखऊं सकळां ॥ २ ॥<br>
चिंतनाच्या सुखें तुका म्हणे नेणे दुःखें ॥ ३ ॥

नाहीं म्या वंचीला मंत्र कोणापाशीं। राहिलों मानसीं धरूनी तो ॥१॥
विटेवरी भावें ठेवीयेलें मन पाउलें समान चिंतीतसे ॥ ध्रु० ॥
पाववीलो पार धरीला विश्वास। घालूनीया कास बळकट ॥२॥
तुका म्हणे मार्गे पावले उद्धार। तींही हा आधार ठेविलासे ॥३॥

'કાનમાં કયો મંત્ર ગુપ્ત રીતે આપવામાં આવે છે તે હું જાણતો નથી અથવા નીરવ એકાંતમાં શું જ્ઞાન આપવામાં આવે છે, તે પણ હું જાણતો નથી. હે સર્વ સંતો! કૃપા કરી આદરભાવે મને સાંભળો. હું આપને આપે હજી સુધી જેને આપની દૃષ્ટિ વડે જોયો નથી તે ભગવાનનાં સાક્ષાત્ દર્શન કરાવું છું. મને એના ચિંતનમાં આનંદ છે. તુકા કહે છેઃ 'દુઃખ શું છે તે હું જાણતો નથી.' મારી પાસે તો ભગવાન રામ, કૃષ્ણ, હરિનો ખુલ્લો મંત્ર છે. મેં કંઈ એ મંત્ર કોઈની પાસેથી ઝૂંટવી લીધો નથી. મેં સતત મારા મનમાં તેનું ચિંતન કર્યું છે. મેં ઈંટ ઉપર ઊભેલા ભગવાનના ચરણનો ભક્તિભાવે વિચાર કર્યો છે. દૃઢ પ્રતીતિથી અને સંપૂર્ણ વિશ્વાસથી હું એ ચરણોનું ચિંતવન કરું છું. ભૂતકાળમાં જ્ઞાનેશ્વર, નામદેવ અને બીજા સંતોએ એ જ રીતે મુક્તિ મેળવી છે. હું તેમના માર્ગને અને પ્રમાણને અનુસરું છું.'

*

# ૧૪ : શૃંગેરી

कटाक्षे दयार्द्रां करे ज्ञानमुद्रां कलाभिर्विनिद्रां कलापैः सुभद्राम्।
पुरस्त्रीं विनिद्रां पुरस्तुङ्गभद्रां भजे शारदाम्बामजस्रं मदम्बाम्॥

'હું મારી મા, શારદામ્બા જે વિદ્યાની દેવી છે, જેની દૃષ્ટિ સહાનુકંપાથી ભરેલી અને સુકુમાર છે, જેના કરમાં જ્ઞાનમુદ્રા છે, જે જ્ઞાનનાં ક્ષેત્રોમાં સમૃદ્ધ છે અને જેનાં જ્ઞાનનાં ક્ષેત્રો અતિ વિસ્તરેલાં છે જેને દીર્ઘ કેશકલાપ સાંપડ્યો છે, જે જાગ્રત અને સાવધાન એવી મુખ્ય દેવી છે અને જેની સમક્ષ તુંગભદ્રા વહી રહી છે તેને હું સતત ભજું છું.'

—શ્રી શંકરાચાર્ય

શૃંગેરી એ મહીસુરના કાદુર જિલ્લામાં આવેલા બિરુરની પશ્ચિમે લગભગ સાઠ માઈલ પર, તુંગભદ્રા નદીના ડાબા કાંઠા પર આવેલું છે. આ સ્થળેથી નવ માઈલ પર શૃંગગિરિ અથવા રામાયણ પ્રકીર્તિત ઋષ્યશૃંગગિરિ જેમાંથી શૃંગેરી નામ ઉદ્‌ભવ્યું છે તે નામની એક ટેકરી આવેલી છે. ઋષ્યશૃંગનું આ જન્મસ્થાન છે.

મુનિ ઋષ્યશૃંગ એ મુનિ કશ્યપ વિભાંડકના પુત્ર હતા. દંતકથા એવી છે કે, એક વાર વિભાંડક મુનિ નદીમાં સ્નાન કરી રહ્યા હતા. એ વેળા દિવ્ય સ્વરૂપધારિણી ઉર્વશી એમની દૃષ્ટિએ પડી. ઉર્વશીનું અનહદ રૂપ નિહાળી મુનિ વિહ્વળ બન્યા. તે જ વેળા એક હરિણી નદીકાંઠે જળ પીવા આવી ચડી. નદીનું પાણી પીતાં પીતાં વિભાંડક મુનિનું વીર્ય પણ પાણીની સાથે તેના ઉદરમાં ગયું. અને એ હરિણીને તે પછી એક શૃંગવાળું માનવબાળ અવતર્યું.

પાછળથી એ ઋષ્યશૃંગ તરીકે એટલે કે હરણનું શિંગડું ધરાવતા બાળક તરીકે ઓળખાયું. એને જન્મ આપનાર હરિણી એક શાપિત દેવકન્યા હતી. બાળકને જન્મ આપ્યા પછી થોડી જ વારમાં એનું મૃત્યુ થયું. એના બાળકને એના પિતા વિભાંડક મુનિએ ઉછેર્યું. વિભાંડકે એને તમામ વિદ્યા ભણાવી. હરિણીને પેટે અવતર્યો હોવાથી ઋષ્યશૃંગ અતિશય શરમાળ અને બીકણુ હતો. એને પુરુષત્વ અથવા પૌરુષ પ્રાપ્ત નહોતું થયું, ત્યાં સુધી એ કોઈના જ અને ખાસ કરીને સ્ત્રીના સંપર્કમાં નહોતો આવ્યો. એક વેળા અંગરાજ રોમપાદના શાસનકાળ દરમિયાન ભયંકર દુષ્કાળ (અનાવૃષ્ટિને કારણે) પડ્યો, અને પ્રજા સંકટમાં આવી પડી. રાજાને કોઈકે એવી સલાહ આપી કે, જો પવિત્ર એવા ઋષ્યશૃંગનાં આ દેશમાં પગલાં થાય તો યથેચ્છ વર્ષા થશે. ઋષ્યશૃંગ પિતાના આશ્રમમાં હતો. ત્યાંથી એને ચાલ્યા આવવાનું પ્રલોભન થાય એવી એક યોજના રોમપાદે વિચારી. આ કાર્ય એક રૂપવાન તરુણીને સોંપવામાં આવ્યું. એણે નૌકા ઉપર એક તરતો આશ્રમ બનાવ્યો. નિર્દોષ અને નિષ્પાપ એવા ઋષ્યશૃંગે પેલી તરુણીને કોઈક મુનિકુમાર ધારી લીધો. એ પેલી હોડી પર ગયો કે તુરત જ નૌકા હંકારી મૂકવામાં આવી અને એને અંગ દેશમાં લઈ જવામાં આવ્યો. અંગ દેશમાં એનો પ્રવેશ થતાં જ આકાશમાં જબરદસ્ત મેઘગર્જના થઈ અને ધોધમાર વર્ષા થઈ. રોમપાદના આશ્ચર્ય અને સંતોષનો પાર ન રહ્યો. કૃતજ્ઞતાભાવે રોમપાદે ઋષ્યશૃંગનું પોતાની દત્તક પુત્રી અને રાજા દશરથની દુહિતા શાન્તા સાથે લગ્ન કરી આપ્યું. દશરથને એક પણ પુત્ર ન હતો,

એટલે એણે પુત્રકામેષ્ટિ યજ્ઞ અર્થે મુનિને અયોધ્યા આવવાનું નિમંત્રણ આપ્યું. એ યજ્ઞ કર્યા પછી દશરથને રામ અને બીજા ત્રણ એમ ચાર પુત્રો થયા.

ઋષ્યશૃંગની કથા 'મહાભારત'ના વનપર્વમાં અને 'વાલ્મીકિ રામાયણ'માં વર્ણવવામાં આવી છે.

આ ટેકરી એ ઋષ્યશૃંગના જન્મસ્થળ તરીકે ગણાય છે. એ ટેકરી પર મલ્લિકાર્જુનનું એક શૈવ મંદિર છે. પરંપરાથી વાત એવી ચાલી આવે છે કે મુનિ વિભાંડક મલ્લિકાર્જુન લિંગમાં સમાઈ ગયા હતા. એક બીજી પરંપરાગત વાર્તા એવી છે કે, ઋષ્યશૃંગ કિગ્ગા ખાતે શૃંગેશ્વર લિંગમાં સમાઈ ગયા હતા અને આ શિવલિંગની ઉપાસના કરવાથી પ્રજાને કદીયે વરસાદની અછત સહેવી પડતી નથી તેમ અનાવૃષ્ટિની આપત્તિ પણ અનુભવવી પડતી નથી.

આ ટેકરીની પાસે શૃંગેરી નગર આવેલું છે, અને શ્રી આદ્યશંકરાચાર્યના વિખ્યાત તેમ જ અગ્રગણ્ય મઠને કારણે ઈસુની આઠમી સદીથી એને તીર્થસ્થળનો મહિમા સાંપડ્યો છે. શ્રી આદ્યશંકરાચાર્યે દ્વારકા, બદરી અને જગન્નાથપુરી એમ ત્રણ સ્થળે બીજા ત્રણ મઠ સ્થાપ્યા છે.

શ્રી શંકરાચાર્ય (ઈ. સ. ૭૮૮ થી ૮૨૦) અદ્વૈતના મહાન દાર્શનિક હતા. પૂર્ણા નદીના તટ ઉપર આવેલા મલબારમાં, કાલડીમાં વૈશાખ સુદ પાંચમે તેમનો જન્મ થયો હતો. તેઓ શિવગુરુ અને શ્રી અંબિકાના પુત્ર હતા. શિવગુરુ નામ્બુદ્રિ બ્રાહ્મણ હતા. તેઓ કૃષ્ણ યજુર્વેદી હતા. તેમની શાખા તૈત્તિરીય હતી. શંકરાચાર્યની શૈશવાવસ્થામાં તેમના પિતાનું મૃત્યુ થયું હતું. એટલે તેમની માતાએ

તેમને ઉછેર્યા અને ઉપનયન–સંસ્કાર પણ માતાએ કર્યો. ટૂંક સમયમાં જ તેમની વિલક્ષણતા ઝળકી ઊઠી અને એમણે તમામ વિદ્યા સિદ્ધ કરી. તેમની ઇચ્છા સંન્યાસી થવાની હતી, પણ માતા પ્રત્યે અસાધારણ પ્રેમ અને પૂજ્ય-ભાવને કારણે તેઓ સંન્યાસી ન થઈ શક્યા. એક વેળા નદીમાં એક મગરમચ્છના મોંમાં તેઓ સપડાયા. આખરે પણ માનું હૃદય. માને થયું કે પુત્ર સંન્યાસી તરીકે પણ જીવતો રહી શકતો હોય તો ભલે રહે એ આશાએ એમને સંન્યસ્ત ગ્રહણ કરવાની અનુમતિ આપી. પુત્રે માને વચન આપ્યું કે, 'તારા મૃત્યુ સમયે હું જરૂર આવીશ અને તારા દેહને અગ્નિસંસ્કાર હું જ કરીશ.' પુત્રે એ વચન પાળ્યું. મા મૃત્યુ પામી ત્યારે એમણે હાજર થઈને સ્થાનિક નામ્બુદ્રિ બ્રાહ્મણોના વિરોધ છતાં માને અગ્નિ-સંસ્કાર કર્યો. એ પછી શંકરાચાર્ય નર્મદા તટે ગૌડપાદના શિષ્ય ગોવિંદ યતિ પાસે ગયા. ત્યાં એમણે યોગ અને અદ્વૈત ફિલસૂફીની દીક્ષા લીધી. ત્યાંથી એ બનારસ ગયા અને દિગ્વિજયો કર્યા. એમણે ઉપનિષદો, બ્રહ્મસૂત્રો, ગીતા, વિષ્ણુસહસ્રનામ અને બીજાં ઘણાં શાસ્ત્રો ઉપર ભાષ્યો રચ્યાં. પ્રયાગમાં તેઓ મહામીમાંસક કુમારિલ ભટ્ટને મળ્યા. કુમારિલ ભટ્ટ તે વેળા ચિતા ખડકીને અગ્નિસ્નાન કરવાની તૈયારીમાં હતા. કુમારિલ ભટ્ટે સૂચવ્યા પ્રમાણે શ્રી શંકરાચાર્ય માહિષ્મતી ગયા અને વિખ્યાત મીમાંસક મંડનમિશ્રનો તેમણે પરાજય કર્યો. એ વાદવિવાદ પ્રસંગે પ્રમુખસ્થાને બિરાજેલાં મંડનમિશ્રનાં પત્ની ભારતીએ પૂછેલા નાજુક પ્રશ્નોના ઉત્તર આપવાની પોતાની તત્પરતા પણ તેમણે દર્શાવી હતી. એમ કહેવાય છે કે, શંકરે

(શંકરાચાર્યે) રાજા અમરૂકના મૃતદેહમાં પ્રવિષ્ટ થઈને આ જ્ઞાન મેળવ્યુ હતું. મંડનમિશ્ર એમના શિષ્ય બન્યા અને સંન્યાસી તરીકે સુરેશ્વરાચાર્ય નામે જાણીતા થયા. શંકરના પટ્ટ શિષ્યો હતા: પદ્મપાદ, હસ્તામલક, ત્રોટક અને સુરેશ્વર.

એ પછી શંકર તુંગભદ્રાને કાંઠે શૃંગેરી ગયા. ત્યાં એમણે પોતાનો મઠ સ્થાપ્યો. એમણે શૃંગેરી શા માટે પસંદ કર્યું તેનો ખુલાસો આ પ્રમાણે મળે છે. શંકરે ખરા મધ્યાહન સમયે એક નાગને પોતાનો સ્વાભાવિક શત્રુભાવ ભૂલી જઈને એક ગર્ભિણી દેડકી ઉપર છત્રની જેમ પોતાની ફેણ પ્રસારેલો જોયો. આ દૃશ્ય નિહાળીને મહાન શંકરને એ સ્થળ પસંદ કરવાની પ્રેરણા થઈ. એમ કહેવાય છે કે શંકર એ શિવના સાક્ષાત્ અવતારરૂપ હતા. મંડન એ બ્રહ્માના સાક્ષાત્ અવતારરૂપ હતા અને મંડનનાં પત્ની ભારતી એ શારદાનાં અવતારરૂપ હતાં. શંકરે શૃંગેરીમાં શારદાની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. મૂર્તિની સંમુખ શ્રીચક્ર રાખ્યુ. મંત્ર ભણીને મૂર્તિને પ્રણામ કર્યા અને તેમને નિત્ય ત્યાં જ નિવાસ કરવાની પ્રાર્થના કરી. એ પછી એમણે અદ્વૈતવાદના પ્રચાર અર્થે વામાચારમાં સુધારા કરતાં કરતાં, જેનાં તત્ત્વો વિશૃંખલ થઈ ગયાં હતાં એવા હિંદુ ધર્મને વિશુદ્ધ કરતાં કરતાં અવૈદિક સંપ્રદાયોનો પરાભવ કરતાં કરતાં, પંચાયતન પદ્ધતિમાં ભક્તિનું સંયોજન કરતાં કરતાં, તથા ब्रह्म सत्यं जगन्मिथ्या। जीवो ब्रह्मैव नापरः। એ સિદ્ધાંતનો પ્રચાર કરતાં કરતાં ભારતી સંપ્રદાયનો આરંભ કર્યો. 'બ્રહ્મ એ જ કેવળ સત્ય છે, આ સર્વોચ્ચ સત્યની સાપેક્ષ દૃષ્ટિથી જોતાં જગતનાં વિવિધ સ્વરૂપ આવાસ્તવિક છે. જીવાનુભૂત આત્મા એ જ

બ્રહ્મ છે. એનાથી અતિરિક્ત બીજું કશું જ બ્રહ્મ નથી.' શ્રીમદ્ શંકરાચાર્યે અવિદ્યા અથવા માયાના સિદ્ધાંતને સ્પષ્ટ રીતે રજૂ કરીને સગુણ તેમ જ નિર્ગુણ બ્રહ્મને લગતાં તમામ શ્રુતિ-વાક્યોનું સંયોજન કર્યું. એ જ કાર્ય એમણે દ્વારકા, બદરી અને જગન્નાથપુરીના મઠમાં રહીને કર્યું. તેઓ કાશ્મીર પણ ગયા હતા અને ત્યાં સર્વોચ્ચ માન તેમ જ સંમાન પામ્યા. આસામમાં એક પરાભવ પામેલ પંડિતે એમના ઉપર મેલીવિદ્યા અજમાવી હતી. શ્રીમદ્ શંકરાચાર્યના શક્તિશાળી શિષ્ય પદ્મપાદે તત્કાળ તો એ મેલીવિદ્યાના પ્રભાવનું નિવારણ કર્યું; પણ છેવટે તો એ નિઃસ્પૃહ અને નિર્લેપ આચાર્યના આરોગ્ય પર એની અસર થઈ જ. તેઓ કેદાર આવ્યા અને ૩૨ વર્ષની વયે અથવા બીજા મત પ્રમાણે ૩૮ વર્ષની ઉંમરે આ સર્વોચ્ચ અને ખ્યાતનામ દાર્શનિક, સંત, ભક્ત, દૂરદેશી વ્યવસ્થાપક અને પ્રાણવાન ધર્મસુધારક ગુફામાં પ્રવેશ્યા તે પ્રવેશ્યા કદી એમાંથી પાછા ફર્યા નહિ. એક બીજી પરંપરાગત વાત એવી છે કે, તેમણે કાનેહીમાં સમાધિ લીધી હતી.

પદ્મપાદે શંકરના સૂત્રભાષ્ય ઉપર એક સંપૂર્ણ ટીકા લખવાનું કામ હાથ ધર્યું. એ કાર્ય પૂરું કરીને એમણે પોતાની હસ્તપ્રત પોતાના મીમાંસક કાકાને સોંપી અને પછી તેઓ રામેશ્વરની જાત્રાએ ગયા. કોણ જાણે કેમ પણ મીમાંસક કાકાએ એનો નાશ કર્યો, પરિણામે પદ્મપાદ ખૂબ નિરાશ થયા. એમનાં માત્ર 'પંચમ ટીકા' અને 'આત્મબોધ વ્યાખ્યાન' એટલાં જ રહ્યાં. કહેવાય છે તે પ્રમાણે તેઓ દ્વારકાપીઠ સંભાળતા હતા.

સુરેશ્વરને શૃંગેરી પીઠની જવાબદારી સોંપવામાં આવી હતી. પરંપરાથી ચાલી આવતી વાત પ્રમાણે, સુરેશ્વર તે જ મંડન અને વિશ્વરૂપ છે. મંડન એ ચાર પ્રકરણમાં સમાવિષ્ટ થતા બ્રહ્મસિદ્ધિના કર્તા છે. સુરેશ્વર તરીકે એમણે 'નૈષ્કર્મ્ય સિદ્ધિ' અને 'બૃહદારણ્યક ઉપનિષદ ભાષ્ય' અંગે વાર્તિકો લખ્યાં છે. શંકરનો સિદ્ધાંત સમજાવતાં સુરેશ્વર 'આભાસવાદ'નો, વાચસ્પતિ 'અવચ્છેદવાદ'નો અને સર્વજ્ઞાત્મમુનિ (સંક્ષેપ શારીરકના કર્તા) 'પ્રતિબિંબવાદ'નો આશ્રય લે છે.

સુરેશ્વરાચાર્ય પછી શૃંગેરી પીઠની ગાદી પર અત્યાર સુધી નિર્વિક્ષેપપણે એક પછી એક વિદ્વાન સ્વામીઓ જ આવતા રહ્યા છે. અત્યારના સ્વામી પૂજ્યપાદ શ્રીમદ્ જગદ્‌ગુરુ અભિનવ વિદ્યાતીર્થ એ પરંપરામાં પાંત્રીસમા છે.

ઈસુની ૧૪મી સદીમાં શૃંગેરી પીઠની ગાદી પર સહુથી મોટામાં મોટા ગુરુ, પ્રખર યોગી અને પંડિતસ્વામી વિદ્યાશંકર અથવા વિદ્યાતીર્થ બિરાજ્યા હતા. શૃંગેરી પીઠના અધિષ્ઠાતા તરીકે ઈ. સ. ૧૨૨૮ માં એમની પ્રતિષ્ઠા થઈ હતી. અને ઈ. સ. ૧૩૩૩ માં અર્થાત્ એક સો વર્ષ કરતાં પણ વધારે સમય સુધી એ પદે રહ્યા પછી સમાધિ લીધી હતી. વિદ્યાતીર્થ સ્વામી ઈ.સ. ૧૩૨૮થી ૧૩૩૧ સુધી પછી શૃંગેરી પીઠના અધિષ્ઠાતા તરીકે ભારતીકૃષ્ણતીર્થ સ્વામી રહ્યા. તેમના પછી બીજા વિખ્યાત ગુરુ વિદ્યારણ્ય સ્વામી આવ્યા. તેમની પ્રતિષ્ઠા ઈ. સ. ૧૩૩૧ માં કરવામાં આવી હતી અને ઈ. સ. ૧૩૮૯ માં એમણે સમાધિ લીધી હતી.

વિજયનગર શહેર ઈ. સ. ૧૩૩૬ માં હસ્તીમાં આવ્યુ.

કિંવદન્તી એવી છે કે તેલંગણના રાજા પ્રતાપરુદ્રના બે અધિકારીઓ હક્ક અને બક્ક સ્વામી વિદ્યારત્ન પાસે આવ્યા અને તેમની દિવ્ય સહાય યાચી અને શકે ૧૨૫૮ ના મહા સુદ સાતમે મધ્યાહ્નને અભિજિત મુહૂર્તમાં વિજયનગર શહેરની સ્થાપના કરવામાં આવી. બક્કને આ શહેરના રાજા તરીકે નિયુક્ત કરવામાં આવ્યા.

વિદ્યારત્ન આ વેળા બનારસ હતા. તેમને વિજયનગરનું રાજ્ય સ્થાપવામાં સહાય કરવા અને શંગેરી મઠની જવાબદારી સંભાળવા ખાસ નિમંત્રણ આપવામાં આવ્યું હતું. કહેવાની જરૂર નથી, પણ વિજયનગરના રાજવીઓએ વિદ્યાતીર્થ, ભારતીતીર્થ અને વિદ્યારણ્યને ખાસ અંજલિ અર્પી હતી અને મઠને કેટલીક નાણાંની રકમ સહાયમાં આપી હતી.

પવિત્ર વિદ્યાતીર્થ સ્વામીએ પોતાના દેહનો ત્યાગ પરંપરાનુસાર વિશિષ્ટ રીતે કર્યો હતો. તેમણે 'લંબિકાયોગ' આચર્યો હતો અને એક ભૂગર્ભ ભોંયરામાં પ્રવેશ્યા હતા. તેમણે એ ભોંયરું બરાબર બાર વર્ષ પછી ઉઘાડવાનું કહ્યું હતું. એમણે કહ્યું હતું કે બાર વર્ષ પછી દૈવી શક્તિથી એમના દેહનું શિવલિંગમાં રૂપાન્તર થઈ જશે, પણ અધીરા લોકોએ કુતૂહલવશાત્ ત્રણ વર્ષ પછી ભોંયરું ઉઘાડયું અને જોયું તો હજી લિંગ આકાર લઈ રહ્યું હતું.

વિદ્યારણ્ય તે જ માધવ એમ સાધારણ રીતે માનવામાં આવે છે. માધવ એ માયણા અને શ્રીમતીના પુત્ર હતા. એ ભારદ્વાજ ગોત્રમાં જન્મ્યા હતા અને કૃષ્ણયજુર્વેદી હતા. તેઓ બૌધાયન સૂત્રના હતા અને બક્કના અમાત્ય હતા. કેટલીક વાર એમને જ સાયન તરીકે ઓળખવામાં આવે છે.

જ્યારે બીજા લોકોનું કહેવું એમ છે કે માધવ અને સાયન બે ભાઈઓ હતા. માધવ તરીકે એમણે ચાર વેદો ઉપર અને ચાર વેદોના બ્રાહ્મણો પર ભાષ્યો રચ્યાં હોવાનું કહેવાય છે. તદુપરાંત એમણે 'પારાશર સ્મૃતિ' ઉપર ટીકાઓ લખી હોવાનું પણ કહેવાય છે. આ ઉપરાંત એમણે 'જૈમિનીયાન્યયમલ વિસ્તર,' તથા 'સર્વદર્શનસંગ્રહ' વગેરે લખ્યાં હોવાનું પણ કહેવાય છે. વિદ્યારત્ન તરીકે એમણે 'વિવર્ણ પ્રમેયસંગ્રહ' 'જીવનમુક્તિવિવેક' અને 'પંચદશી' લખ્યાં છે. માધવ મહાવિદ્વાન હતો. એણે જ્ઞાનની લગભગ તમામ શાખાઓ પર લખ્યુ છે તેમ સંસ્કૃતસાહિત્ય, ધર્મશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન આ ત્રણ ક્ષેત્રે પણ પુષ્કળ સેવા બજાવી છે. કેટલાક પંડિતો આ બધાનું પરસ્પર સાદૃશ્ય સ્વીકારતા નથી. ડૉ. કાણે જણાવે છે કે, વીર મિત્રોદય માધવ તે જ વિદ્યારત્ન હોવાનું ઘટાવે છે. વિદ્યારત્નના ત્રણ ગુરુ હોવાનું જણાય છે: વિદ્યાતીર્થ, ભારતીતીર્થ અને શંકરાનંદ.

પોતાના ગુરુ વિદ્યાશંકર અથવા વિદ્યાતીર્થની પવિત્ર સ્મૃતિમાં વિદ્યારણ્યે વિજયનગરના રાજાની મારફત શૃંગેરીમાં શિવનું વિખ્યાત વિદ્યાશંકર મંદિર બંધાવ્યુ હતું, જે હજી પણ હસ્તી ધરાવી રહ્યું છે. આદિ ગુરુ શંકરે ત્યાં શારદાની સુખડની મૂર્તિની પ્રતિષ્ઠા કરી હતી તેને બદલે વિદ્યારણ્યે શારદાની સુવર્ણપ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી. અનુગામી રાજાઓએ એ પ્રતિમા પ્રત્યે ભક્તિભાવ રાખ્યો હતો. મઠ અને મંદિરના નિભાવ અર્થે ગ્રામદાન કર્યાં હતાં.

આ મંદિરની બહારની બાજુએ બારણાં આગળ સુંદર દ્વારપાલકો છે અને બહારની દીવાલો પર જાતજાતનાં

પ્રાણીઓની આકૃતિઓ તથા પુરાણનાં દશ્યો આલેખવામાં આવ્યાં છે. શૃંગેરીમાં બીજાં પણ મંદિરો છે. એમાં એક જનાર્દનનું મંદિર છે. ત્યાં ગોખલામાં શંકરાચાર્યની સવા ફૂટની ઊંચી એક પાષાણની મૂર્તિ છે. આ ઉપરાંત વ્યાસ અને બ્રહ્માની મૂર્તિઓ પણ છે.

દેવી શારદાની મૂર્તિ પરનાં રત્નો અત્યંત મૂલ્યવાન છે. વેણુગોપાલ અને શ્રીનિવાસની માણેકની મૂર્તિઓ છે અને એક જ મોટા મોતીની નંદીની મૂર્તિ પણ છે. આ ઉપરાંત પૂજા માટેની બીજી પણ ઘણી કિંમતી ચીજો છે.

શૃંગેરીમાં અનેક રાજાઓ તરફથી મળેલી ભેટો અને પત્રો સંઘરાયેલાં છે. વિજયનગરના સમયના લગભગ વીસ જેટલા શિલાલેખો છે. હરિહર બીજા તરફથી મળેલી ભેટમાં વિદ્યારણ્યના મૃત્યુની નોંધ છે. ઈ. સ. ૧૭૭૦ થી ૧૮૧૪ સુધીના કાળમાં થઈ ગયેલા ગુરુ સચ્ચિદાનંદ ભારતી-સ્વામીના પ્રધાન પેશ્વા બાજીરાવ બલ્લાલે ઈ. સ. ૧૮૦૦ ની સાલમાં લખેલો એક પત્ર પણ સચવાયેલો છે. આ પત્રમાં ધાર્મિક કાર્યો અર્થે મળતી તમામ સભાઓમાં શૃંગેરી મઠની અગ્રપૂજા કરવાના પેશ્વાના નિર્ણયનો અને એ પૂજા ગ્રહણ કરવા માટે સ્વામીને પોતાના પ્રતિનિધિઓને પૂના તથા અન્ય સ્થળોએ મોકલવાની કરવામાં આવેલી વિનંતિનો ઉલ્લેખ છે.

શૃંગેરી મઠ પર હૈદરે પૂજ્યભાવથી ત્રણ પત્રો લખ્યા હતા તે પણ સચવાયેલા છે. એ પત્રો પૈકી એકમાં હૈદર જણાવે છે કે, રઘુનાથરાવ પેશ્વાએ તે વખતના સ્વામી પોતાને ત્યાં પધારે એવી ભાવના વ્યક્ત કરી હતી એટલે

નવાબ હૈદરઅલીખાન બહાદુરે સ્વામીને થનાર ખર્ચ માટે રૂપિયા સાડાદસ હજાર, એક હાથી, પાંચ અશ્વો, એક પાલખી, પાંચ ઊંટ, દેવી માટે કિનખાબનું વસ્ત્ર, ધ્વજો માટે પાંચ રેશમી કકડા તથા એક શાલ એટલી વસ્તુઓ મોકલી હતી.

ટીપુના લગભગ ત્રીસ જેટલા દસ્તાવેજો છે. કેટલાક લૂંટારુઓએ શૃંગેરી મઠમાં લૂંટ ચલાવી હતી અને દેવી શારદાની મૂર્તિને સ્થાનભ્રષ્ટ કરી હતી. આથી ક્રોધે ભરાયેલા ટીપુ સુલતાને તે વખતના મઠના સ્વામી ઉપર એક પત્ર લખ્યો હતો. એમાં એણે લખ્યુ હતું : 'આવા પવિત્ર સ્થળે જેમણે પાપ કર્યું છે, તેમને આ કલિયુગમાં નજીકના સમયમાં જ પોતાનાં દુષ્કૃત્યોનાં ફળ જરૂર ભોગવવાં પડશે જ. એક શ્લોકમાં કહ્યું જ છે કે हसद्भिः क्रियते कर्म रुदद्भिरनुभूयते । લોકો હસતાં હસતાં દુષ્કૃત્યો કરે છે, પણ તેનાં પરિણામ તો તેમને રડતાં રડતાં જ ભોગવવાં પડે છે.'

ટીપુએ શૃંગેરીના ગુરુને ઈશ્વરને પ્રાર્થના કરવાની અને પોતાના આશીર્વાદ પાઠવવાની વારંવાર વિનતિ કરી હતી, જેથી કરીને દેશમાં શાંતિ જળવાય અને પોતાનાં સૈન્યો વિજયી નીવડે. દેશના કલ્યાણાર્થે એક વાર સ્વામીના માર્ગદર્શન હેઠળ 'સહસચંડી જપ' કરાવવામાં આવ્યા હતા. તે પરત્વે ટીપુએ પોતાના એક પત્રમાં ખૂબ જ હર્ષ વ્યક્ત કર્યો હતો. એણે શાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણે તમામ ધાર્મિક વિધિઓ કરવા માટે સ્વામીને જોઈતી તમામ ચીજો પૂરી પાડવાનો પોતાના માણસોને હુકમ કર્યો હતો.

'સહસ્રચંડી જપ' કરવા માટે વરણ કરાયેલા બ્રાહ્મણોને દક્ષિણા મળે અને ચાળીસ દિવસ સુધી રોજ એક હજાર બ્રાહ્મણોને ભોજન મળે તેવો પ્રબંધ એણે કર્યો હતો. એ પછીના એક પત્રમાં ટીપુ જણાવે છે કે, 'જપ બહુ અસરકારક નીવડ્યા હતા.' શૃંગેરીના ગુરુ જ્યારે પ્રવાસે નીકળ્યા હતા ત્યારે ટીપુએ એમને એક પત્રમાં લખ્યું હતું: 'આપના જેવા પવિત્ર પુરુષો જે કોઈ દેશમાં વસતા હશે તે દેશ સારી વર્ષા અને ધાન્યથી સમૃદ્ધ થશે જ. એક પરાયા દેશમાં આપે દીર્ઘકાળ સુધી શું કામ રહેવું જોઈએ? આપનું કાર્ય આપ શીઘ્ર પૂરું કરો અને કૃપા કરી પાછા ફરો. (મહીસુરનું પુરાતત્ત્વખાતું. એ. આર. ૧૯૧૬. પૃષ્ઠ ૭૫)

પેશ્વા, શંભુ, છત્રપતિ અને સિંધિયા તથા હોલકર જેવા બીજા મરાઠી રાજવીઓએ પણ શૃંગેરીના ગુરુઓને અંજલિ આપી છે અને તેમના પ્રત્યે ખૂબ આદરભાવ ધરાવતા હતા. સમસ્ત ભારત ઉપર જેનો દૂરગામી પ્રભાવ પડ્યો છે, એવા મહાન આધ્યાત્મિક ગુરુઓ તરીકે શૃંગેરીના ગુરુઓ દક્ષિણ ભારતની વિરાટ જનતાના તથા મરાઠા દેશના આદરભાવના અધિકારી નીવડ્યા હતા.

શ્રી શંકરે સ્થાપેલી આ મહાન આધ્યાત્મિક સંસ્થાએ વિના સૈન્યે આખા રાષ્ટ્ર ઉપર સાંસ્કૃતિક વિજય મેળવ્યો હતો અને કાળની કસોટી સામે હજુએ ટકી રહી છે; તેમ જ હૈદર અને ટીપુ જેવા સુલતાનો તરફથી પણ પૂજ્યભાવ, આદર, સહાય અને આશ્રય પામી છે. શૃંગેરીની પીઠને અત્યંત દાર્શનિક, સંત પ્રકૃતિના અને વિદ્વાન એવા સ્વામીઓની પરંપરા સાંપડી છે અને આદિ ગુરુની

દીર્ઘદૃષ્ટિયુક્ત વ્યવસ્થાશક્તિ પ્રચંડ અને આશ્ચર્ય પમાડનારી પુરવાર થઈ છે.

શ્રી શંકર કેવળ શુષ્ક માયાવાદનો પ્રસાર કરનાર દાર્શનિક નહોતા. દાર્શનિકની સાથોસાથ તેઓ એક મહાન ભક્ત પણ હતા. કાશીમાં જ્યારે એમણે ભગવાન વિશ્વેશ્વરનાં દર્શન કર્યાં એ વેળા એમણે પ્રાર્થના કરી હતી.

यात्रा मया सर्वगता हता ते ध्यानेन चेतः परता हता ते।
स्तुत्याऽनया वाक्परता हता ते क्षन्तव्यमेतत् त्रयमेव शम्भो! ॥

'કાશીમાં તારાં દર્શન કરતાં હે શિવ! મારાથી ત્રણ પાપ થયાં છે. એક તારી યાત્રા કરી તે, બીજું તારો વિચાર કર્યો તે અને ત્રીજું તારી પ્રાર્થના કરી તે. યાત્રાથી, સર્વવ્યાપી ઈશ્વરને મેં કેવળ કાશીમાં જ મર્યાદિત સ્થળમાં જ વસેલો કલ્પ્યો. તારે વિષે વિચાર કરતાં અને તારી પ્રાર્થના કરતાં મારાથી પાપ એ થયું કે જે અનંત છે તે સાન્ત તથા ચિત્ત અને વાચા વડે ગ્રાહ્ય બની શકે એમ છે એવો વિચાર મને આવ્યો. કૃપા કરીને મારાં આ ત્રણે પાપો તું ક્ષમા કરજે.'

*

## ૧૫ : આરાસુરનાં અંબિકા

देव्या यया ततमिदं जगदात्मशक्त्या
निःशेषदेवगणशक्तिसमूहमूर्त्या ।
तामम्बिकामखिलदेवमहर्षिपूज्यां
भक्त्या नताः स्म विदधातु शुभानि सा नः ॥

'જેણે પોતાની આત્મશક્તિથી આ બ્રહ્માંડનું સર્જન કર્યું છે, જે તમામ દેવગણની સમસ્ત શક્તિના મૂર્તસ્વરૂપ સમી છે, દેવો અને મહર્ષિઓ પણ જેની ભક્તિ કરે છે, તે દેવી અંબિકાને અમે ભક્તિભાવપૂર્વક પ્રણામ કરીએ છીએ. તેની કૃપાની અમારા પર વર્ષા થાઓ.'

**અંબિકાનું** વિખ્યાત મંદિર ગુજરાતની ઉત્તરે આવેલી અરવલ્લીની ગિરિમાળાના નૈઋત્ય છેડા ઉપર આબુ પહાડ પાસે આવેલી આરાસુરની ટેકરી ઉપર આવેલું છે. આ સ્થળ આગળથી સરસ્વતી નદી વહે છે. સિદ્ધપુર શહેર આગળથી તે પસાર થાય છે અને કચ્છના રણમાં એનો પ્રવાહ વિલીન થાય છે. અંબિકાનું મંદિર સરસ્વતીનાં મૂળની પાસે આવેલું છે. નદીના મૂળની પાસે કોટેશ્વર મહાદેવનું મંદિર આવેલું છે. જાત્રાનું એ એક વિખ્યાત સ્થળ છે. દર વર્ષે લાખો લોકો કોટેશ્વર મહાદેવની યાત્રાએ જાય છે.

પુરાણોમાં સરસ્વતી નદી ત્રણ ભાગમાં વહે છે એવું વર્ણન છે. નદીનો એક ભાગ હિમાલયની શિવાલિક ગિરિમાળામાં આવેલા પ્લાક્ષ પ્રસવણમાં હોવાનું જણાવાય છે. ત્યાં એનું મૂળ આવેલું છે. ત્યાંથી નીકળીને આગળ વધતાં વધતાં સરસ્વતીનો પ્રવાહ કુરુક્ષેત્ર પાસે વિનાશન આગળ

લુપ્ત થઈ જાય છે. એનો બીજો ભાગ આરાસુરની ટેકરીઓ પર આબુ પહાડ પાસે કોટેશ્વર મહાદેવના મંદિર આગળ થઈને ફેલાઈને સિદ્ધપુર શહેર આગળથી પસાર થાય છે અને કચ્છના રણમાં લુપ્ત થાય છે. સરસ્વતીનો ત્રીજો ભાગ સૌરાષ્ટ્રમાં આવેલાં ગિરનાં જંગલોમાં થઈને આગળ વધે છે અને પ્રભાસપાટણ નજીક પશ્ચિમ સમુદ્રને મળે છે.

ઋગ્વેદમાં જણાવ્યા પ્રમાણે સરસ્વતી નદી હિમાલય-માંથી નીકળતી અને પશ્ચિમ સમુદ્રમાં સમાતી એક પ્રચંડ નદી છે; પરંતુ બ્રાહ્મણ ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે સરસ્વતી નદી વિનાશન નજીક અદશ્ય થાય છે અને પુરાણોમાં જણા-વાય છે તે પ્રમાણે સરસ્વતી ઉપર કહ્યા મુજબ ત્રણ ભાગમાં વહે છે. સરસ્વતીના વહેણની આ ઘટના જ્વાળામુખી ફાટવાને આભારી ગણવામાં આવે છે.

આબુ પહાડ પાસે સરસ્વતી નદી ઉપસ્થિત થતી દેખાય છે. તે તથા કલિયુગના ભયથી ગંગા તથા બીજાં તીર્થો એકત્ર થાય છે એ વસ્તુ સ્કંદપુરાણ(પ્રભાસ ખંડ અને અર્બુદા ઉપખંડ)માં નોંધવામાં આવી છે.

तेषां वासश्च संजातः पर्वतेऽर्बुदसंज्ञके।
एवं तत्र समापन्ना गंगा चैव सरस्वती॥

સરસ્વતી, હિમાલયથી પ્રભાસ સુધી તેના ઉપર્યુક્ત ત્રણે ભાગ સતત એક જ નદી તરીકે 'મહાભારત'માં (શલ્ય પર્વ'માં) પદ્મપુરાણ (સૃષ્ટિ)માં અને 'સરસ્વતીપુરાણ'માં ગણવામાં આવે છે.

કૃષ્ણ આ સ્થળે (આરાસુરમાં) તણ્ડ ઋષિ પાસે આવે છે, પુત્રપ્રાપ્તિ સંબંધે તેમને પ્રશ્નો પૂછે છે, એની એક કથા 'સરસ્વતીપુરાણ'(પ્રકરણ નવમું)માં છે. ઋષિ

એને એક આસન અથવા સમુદ્ર આપે છે અને તેથી એ વિસ્તાર 'આરાસન' તરીકે ઓળખાય છે. ચાલી આવતી કથા એમ કહે છે કે કૃષ્ણના કેશમુંડનની વિધિ અહીં કરવામાં આવી હતી. (બોમ્બે ગેઝેટ : ગ્રંથ પાંચમો : પૃષ્ઠ ૪૩૨) અંબિકા મંદિરથી લગભગ ત્રણ માઈલ દૂર ગબ્બાર ટેકરી પર આ જગ્યા બતાવાય છે.

ભાગવત(૧૦-૩૪-૧, ૨)માં કહ્યું છે:

एकदा देवयात्रायां गोपाला जातकौतुकाः ।
अनोभिरनडुद्युक्तैः प्रययुस्तेऽम्बिकावनम् ॥
तत्र स्नात्वा सरस्वत्यां देवं पशुपतिं विभुम् ।
आनर्चुरर्हणैर्भक्त्या देवीं च नृपतेऽम्बिकाम् ॥

કૃષ્ણ ગોપાલોની સાથે યાત્રાર્થે અને પ્રેક્ષણીય સ્થળો જોવા માટે બળદગાડીમાં અંબિકાવનમાં આવ્યા. ત્યાં સરસ્વતી નદીમાં તેમણે સ્નાન કર્યું અને શિવ તથા અંબિકાની સ્તુતિ કરી. આ જંગલમાં એક સર્પ નંદને ત્રાસ આપતો હતો, તેમાંથી એમણે નંદને છોડાવ્યો.

વિશેષમાં જણાવાય છે કે રુકિમણીનાં શિશુપાલ સાથે લગ્ન થવાની તૈયારીમાં હતાં તે વેળા રુકિમણીની પોતાની ઇચ્છાથી કૃષ્ણ તેનું હરણ કરી જતા હતા. તે વખતે રુકિમણીએ અહીં અંબિકાની પ્રાર્થના કરી હતી. આ કથા વલ્લભ ધોળા(ઈ. સ. ૧૬૪૦ થી ૧૭૫૧)ના 'આનંદ ગરબા'માં નોંધાઈ છે.

'નૃપ ભીમકની કુમારી તમ પૂજે પામી મા,
રુકિમણી રમણ મુરારિ મનગમતી સ્વામીના.'

રાજા ભીમની પુત્રી રુકિમણીએ તારી પ્રાર્થના કરી અને પોતાની પસંદગીના વર કૃષ્ણને એણે પ્રાપ્ત કર્યાં,

'ભાગવત'માં રુક્મિણીએ અંબિકાને પ્રાર્થના કરી હતી તેનો ઉલ્લેખ છે. (૧૦–૫૩).

અરવલ્લી ગિરિમાળા જેનો આબુ અથવા અર્બુદા એક ભાગ ગણવામાં આવે છે તે હિમાલય કરતાં ઘણો પ્રાચીન છે અને ઘણો મોટો છે. (ઉંમરમાં)પશુપતિ અને અંબાની સ્તુતિ સિંધુની ખીણની સંસ્કૃતિના જેટલી જ અથવા કદાચ તેથીયે પ્રાચીન છે. ભારતમાં અંબાની સ્તુતિ સૈકાઓથી થતી આવે છે. એકેએક ગામમાં, માતા, અંબા, ગ્રામ-દેવતા, કલિ અને બીજા અસંખ્ય નામે તેની પૂજા–પ્રાર્થના થાય છે. ઋગ્વેદમાં પણ તેનો ઉષસ, પૃથ્વી, સરિતા, શ્રદ્ધા, અદિતિ, વાક્ ઇત્યાદિ તરીકે નિર્દેશ મળે છે. કેનોપ-નિષદમાં ઉમા, હૈમવતી તરીકે એનો ચોક્કસ રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આબુ પહાડ અથવા અર્બુદા વસિષ્ઠ ઋષિના આશ્રમને કારણે પ્રખ્યાત છે. એમ કહેવાય છે કે, ઋષિની ગાય નંદિની અહીં એક ખાડામાં પડી હતી. ઋષિએ તે પછી સરસ્વતી નદીનું ધ્યાન ધર્યું. સરિતા દેવી પ્રસન્ન થઈ. એ પ્રગટ થઈ અને પેલા ખાડાને પોતાના જળથી ભરી દીધો અને ગાયને બહાર નીકળવામાં સહાય કરી.

આબુ પહાડ ઉપર અને તેની આસપાસમાં વસિષ્ઠાશ્રમ, સરસ્વતીસંગમ, કાત્યાયની, અચલેશ્વર, કોટીશ્વર, શ્રીમાતા, કોટીતીર્થ વગેરે જે અનેક તીર્થો આવેલાં છે, તેનું સ્કન્દ-પુરાણમાં વર્ણન સાંપડે છે. એમાંના મોટા ભાગનાં તીર્થોનું વર્ણન અસ્પષ્ટ છે, એટલે એ બધાંને ઓળખવાનું મુશ્કેલ છે. આરાસુરનાં અંબિકા અને કોટેશ્વરનો આ સ્પષ્ટ ઉલ્લેખોમાં સમાવેશ થયો છે કે નહિ તે કહેવું મુશ્કેલ છે.

'તીર્થકલ્પતરુ' (પૃષ્ઠ ૨૩૭) અને 'વીર મિત્રોદય તીર્થપ્રકાશ'(પૃષ્ઠ ૬૦૫)માં વામનનો હવાલો આપીને સરસ્વતી નદીના તટ ઉપર આવેલા કોટીતીર્થનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. હવે 'સ્કન્દ'ના અર્બુદા ખંડમાં જે કોટીતીર્થનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અથવા સરસ્વતીના મૂળ આગળ આરાસુરના કોટેશ્વરનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે આ જ હોવાનું લાગે છે.

સ્કન્દપુરાણના અંબિકા ખંડની બે હસ્તપ્રત નોંધાઈ છે. એક એકલિંગે નોંધી છે અને તે ઇન્ડિયા ઑફિસના કૅટલૅાગ છઠ્ઠા( પૃષ્ઠ ૧૩૨૧ )માં છે. એક બીજી હસ્તપ્રત એમ. એમ. હરપ્રસાદ શાસ્ત્રીએ બંગાળની એશિયાટિક સોસાયટીની સંસ્કૃત હસ્તપ્રતોમાં હોવાનું નોંધ્યું છે. (ગ્રન્થ પાંચ–નંબર ૩૯૨૧–૨૨) આ અંબિકા ખંડના ૧૨,૦૦૦ શ્લોકો છે.

આરાસુર પર જે અંબિકાનું મંદિર છે તેમાં દેવીની એક પણ મૂર્તિ નથી, ત્યાં માત્ર એક યંત્ર જ છે અને વસ્ત્રો તથા ઈતર સજાવટની મદદથી દર્શનાર્થે મૂર્તિના જેવો દેખાવ ઊભો કરવામાં આવ્યો છે. આ દુર્ગાદેવી શિવની લગ્ન સંબંધથી જોડાયેલી પત્ની અને હિમાલય તથા મેનાની પુત્રી છે. ઉત્તર ગુજરાતમાં ચુનાવલ આગળ બાલા તરીકે એ કન્યા છે. આરાસુર ખાતે એ શિવની અર્ધાંગિની અને પ્રેમાળ માતા છે. ચાંપાનેર નજીક પાવાગઢ ખાતે એ મુક્તિદાયિની ભદ્રકાલી છે.

આરાસુર મંદિરમાં ઈસુની ૧૬મી સદીના કેટલાક શિલાલેખો છે. એમાંના એક શિલાલેખમાં રાવ ભારમલની રાણીએ આપેલી મદદનો નિર્દેશ છે. માનસરોવર પર ઈ. સ. ૧૩૫૯ નો માલદેવના મહારાણાનો એક શિલાલેખ

છે. કુંભારિયા ખાતે જૈનોનાં આરસનાં ૩૬૦ દહેરાં હતાં. એમાંથી પાંચ જ દહેરાં યથાતથ રહ્યાં છે, બાકીનાં દહેરાંનો નાશ થયો છે. દંતકથા એવી છે કે વિમલશાહે દેવી અંબિકાની કૃપાનો સ્વીકાર ન કર્યો, એટલે અંબિકાએ ૩૬૦ દહેરાંમાંથી ૩૫૫ દહેરાં ભસ્મીભૂત કર્યાં. માત્ર પાંચ જ દહેરાં જેમનાં તેમ રાખ્યાં. એ પછી વિમલશાહે ઈ. સ. ૧૦૩૨ માં આબુ પહાડ ઉપર આદિનાથનું દેલવાડાનું દહેરું બંધાવ્યું. એ વેળા દેવી અંબિકાની ખૂબ સ્તુતિ કરી હતી.

અર્બુદાના રાજા ધારાવર્ષદેવનો ઈ. સ. ૧૨૦૦ નો એક શિલાલેખ કુંભારિયામાં છે. એમાં એમ નોંધવામાં આવ્યું છે કે, એણે એટલે ધારાવર્ષદેવે આરાસુરમાં એક વાવ બંધાવી હતી. રાજકમલનિર્ણય, રાવપાલજીનો ઈ. સ. ૮૦૯ માં નગર ઠઠ્ઠાના રાજા તરીકે નિર્દેશ કરે છે અને એના પંદરમા વંશજ જશરાજે સ્થળાંતર કરીને ગુજરાત જઈ ગબ્બાર ગઢમાં પોતાની રાજધાની સ્થાપી હોવાનો નિર્દેશ કરે છે ('રાસમાળા'નો રણછોડભાઈએ કરેલો અનુવાદ, પૃષ્ઠ ૨૪૯). એમ પણ નોંધવામાં આવ્યુ છે કે, ઈ. સ. ૭૪૫ માં વલભી શહેરનું પતન થયુ ત્યારે વલભીના રાજા શિલાદિત્યની રાણી પુષ્પાવતી અંબિકાની યાત્રાએ નીકળી હતી. (બૉમ્બે ગૅઝેટિયર, ગ્રંથ પાંચમો, પૃષ્ઠ ૪૪૩) આરાસુરના આ અંબિકામંદિરની નોંધો છેક ઈસુની આઠમી સદી પૂર્વના કાળની છે.

'દેવી ભાગવત'(૭–૩૦)માં એક કથા છે કે, દક્ષ રાજાએ યજ્ઞ કર્યો ત્યારે એણે શંકર સિવાય તમામ દેવોને તથા મહર્ષિઓને યજ્ઞમાં આવવાનું નિમંત્રણ આપ્યું. દક્ષની પુત્રી અને ભગવાન શંકરની અનુગામિની સતીને આથી

ઘણું અપમાન લાગ્યું. એટલે યજ્ઞમાં આવીને એણે યજ્ઞના પાવક અગ્નિમાં જ પોતાની આહુતિ આપી દીધી. શંકરને આ વાતની ખબર પડી અને એમનો કોપાનલ ભયંકર રીતે સળગી ઊઠ્યો. અતિશય આવેશમાં આવી જઈને એમણે પ્રલયંકારી તાંડવ નૃત્ય આદર્યું. સતીના અર્ધદગ્ધ દેહને પોતાની ભુજા પર રાખીને શંકરે પ્રલયકર તાંડવ શરૂ કર્યું. શંકરનું તાંડવ નિહાળી સહુ ભયગ્રસ્ત થયા. બ્રહ્માંડને ઉગારી લેવા અને શંકરને તેમના નિર્ધારમાંથી પાછા વળવાને સમજાવવા વિષ્ણુએ પોતાના શસ્ત્રના છેડાથી અથવા બીજા પાઠ પ્રમાણે પોતાના ચક્રથી સતીના મૃતદેહના ટુકડા કર્યા. સતીના દેહના તમામ ટુકડાઓ જુદે જુદે સ્થળે પડ્યા અને તે સર્વ શિલાખંડ બન્યા. શંકરને જ્યારે શાંત કરી શકાયા ત્યારે એ તમામ સ્થળો શક્તિનાં તીર્થપીઠો બન્યાં. કાલિપુરાણના ૧૮ મા પ્રકરણમાં આવી જ કથા છે.

આ શક્તિપીઠો કેટલાક કહે છે કે બાવન છે, કેટલાક બોંતેર અને કેટલાક એકસો આઠ હોવાનું કહે છે. શક્તિના દેહના અંશો જ્યાં જ્યાં પડ્યા તે તે સ્થળો 'દેવીગીતા,' 'દેવીભાગવત,' 'કાલિકાપુરાણ,' 'તંત્ર ચૂડામણિ' વગેરે ગ્રંથોમાં જુદી જુદી રીતે વર્ણવાયાં છે. એમ નોંધાયું છે કે, શક્તિનાં વક્ષઃસ્થળ જાલંધરમાં પડ્યાં હતાં.

जालन्धरे स्तनयुग्मम् । ( કાલિકા ૧૮–૪૩ )

બીજો પાઠ એવો છે કે,

आरासनेऽर्बुदाद्रे तु क्षेत्रे जालंधरे तथा ।
क्रमशः पतितौ तस्याः कुचौ तु वामदक्षिणौ ॥

શક્તિનું ડાબું સ્તન આબુ પહાડના ભાગ તરીકે ઓળખાતા આરસના( આરાસુર )માં પડ્યું, જ્યારે એનું જમણું

સ્તન જાલંધરમાં પડયું.

આ વસ્તુ દર્શાવે છે કે આરાસુર અંબિકાની પીઠ એ પ્રાચીન પરંપરાએ માન્ય રાખેલી પુરાણી અને પવિત્ર પીઠોમાંની એક છે.

શક્તિની પૂજાને શિવની ભક્તિ સાથે બહુ ગાઢ રીતે સાંકળવામાં આવી છે. ગુજરાતમાં શિવભક્તિનાં મુખ્ય સ્થળો સોમનાથ ખાતે અને નર્મદાના કાંઠા ઉપર આવેલાં છે. સોમ એટલે 'સ' વત્તા 'ઉમા' અર્થાત્ પોતાની અર્ધાંગિની ઉમા સહિત શિવ. ગુજરાત એ લકુલિશના પાશુપત સંપ્રદાયનું જન્મસ્થાન ગણાય છે. લકુલિશ ઈસુની લગભગ બીજી સદીમાં લાટ દેશની અંદર 'કાયાવરોહ' (કારવણ)માં જન્મ્યા હતા. એમણે સોમનાથમાં પોતાનો પાશુપત મઠ સ્થાપ્યો હતો. લગભગ દસમીથી તે ચૌદમી સદીના કાળ દરમિયાન ગુજરાત એ શૈવ અને પાશુપત સંપ્રદાયનું ધામ ગણાતું હતું. એ કાળ દરમિયાન કેટલાયે વિદ્વાન આચાર્યો થઈ ગયા. ઘણાયે ક્ષત્રપ, વલભી અને સોલંકી રાજાઓ શૈવ હતા, અને સોલંકીઓ પોતાને उमापतिवरलब्धप्रसादः તરીકે ઓળખાવતા.

ઈ. સ. ૭૪૬ માં વલભીનું પતન થયુ તે વેળા શિલાદિત્યની રાણી પુષ્પાવતી અંબિકાની યાત્રાએ નીકળી હતી એવી નોંધ છે. તે પરથી એમ પુરવાર થાય છે કે વલભી કાળમાં અંબિકાની ભક્તિ પ્રચલિત હતી. આરાસુરનું મંદિર દાંતા પ્રદેશમાં આવ્યું છે. અને એ વેળા રાજકીય વર્ચસ્ ધરાવતા નાગર બ્રાહ્મણો સાથે તે ગાઢ રીતે સંકળાયેલું હતું. એમ કહેવાય છે કે હાલનું મંદિર નાગર બ્રાહ્મણોએ બંધાવ્યુ છે (બૉમ્બે ગૅઝેટિયર ગ્રંથ ૫, પૃષ્ઠ ૪૩૩). આ

બ્રાહ્મણો શ્રાવણ અને ભાદરવા મહિનામાં ખાસ સંઘો કાઢે છે. ભાદરવા માસમાં અંબિકા જન્મ્યાં હતાં. અંબિકાની પહેલી પૂજા કરવાનો તેમનો હક માન્ય રાખવામાં આવ્યો છે. આચારમાં અથવા મંદિરના ચોકમાં ગરબાઓ યોજવામાં આવે છે. પગથિયાં પરનો અને ભોંયે આરસ ઘસાઈ ગયો છે, એમાં પોલાણ થયું છે અને આરસ લીસો પણ બન્યો છે, તે પરથી એ સ્થળની પ્રાચીનતા પુરવાર થાય છે.

'દેવી ભાગવત'માં ધારાવતી, સોમેશ્વર, પ્રભાસ, સરસ્વતી અને સમુદ્રતીર એમ કેટલેક સ્થળે શક્તિપીઠો હોવાનો નિર્દેશ છે. 'સરસ્વતીપુરાણ'માં જણાવાયું છે કે સિદ્ધાર્થ જયસિંહે સહસ્રલિંગ સરોવરની આસપાસ એક હજાર શિવલિંગની પ્રતિષ્ઠા કરી હતી. આ સરોવર સરસ્વતી નદીના જળથી ભરાતું. સિદ્ધરાજ જયસિંહે એક સો આઠ પીઠોનું પ્રતિનિધિત્વ ધરાવતાં શક્તિનાં ૧૦૮ મંદિરો પણ બંધાવ્યાં હતાં. એમાં મધ્યમાં દેવી હરસિદ્ધિનું મંદિર છે. શિરોહી નજીક પિંડવારના ઈ. સ. ૬૨૫ના એક શિલાલેખમાં દેવી ક્ષેમાર્યાની ભક્તિનો પણ ઉલ્લેખ છે.

અત્યારે ગુજરાતમાં શક્તિની ત્રણ મુખ્ય પીઠો છે: એક પીઠ આરાસુરમાં અંબિકાની છે, બીજી ઉત્તર ગુજરાતમાં ચુનાવલામાં બાલા(બહુચર)ની પીઠ છે અને ત્રીજી ચાંપાનેર નજીક પાવાગઢમાં કાલિની પીઠ છે. આ ઉપરાંત, કચ્છમાં આશાપુરા, કોલગિરિ અથવા કોયલા ખાતે હરસિદ્ધિ, હાલવડમાં સુંદરી, આબુ પહાડ ઉપર અર્બુદાદેવી, નર્મદા પર અનસૂયા અને એમ બીજાં પણ ઘણાં સ્થળો છે.

પાવકાચલ માહાત્મ્ય એ સ્કન્દનો એક ભાગ છે. કવિશ્રી નર્મદાશંકર મહેતા નોંધે છે કે પાવાગઢનો આકાર

કાલિકાના યંત્રના જેવો છે. (શાક્ત સંપ્રદાય, પૃષ્ઠ ૧૦૮) બાલાબહુચરા સંબંધમાં શ્રીમદ્ ભાગવતમાં (૧૦-૪-૧૨) એક ઉલ્લેખ એવો છે કે, કંસ યોગમાયાને પૃથ્વી ઉપર પછાડવાને ઉદ્યુક્ત થયો હતો તે વેળા એ અદૃશ્ય થઈ ગઈ અને તેથી તે દેવી બહુ અથવા બહુચરાને નામે ઓળખાય છે.

ગુજરાતમાં શક્તિનાં જે મુખ્ય મુખ્ય સ્વરૂપની ભક્તિ કરવામાં આવે છે તે શ્રીકલા, અંબિકા, લલિતા, બાલા, તુલજા અને બીજાં એ પ્રમાણે છે. ગુજરાતમાં જે કાલી છે તે દક્ષિણાચારની છે, ભયંકર ગણાતી કાલિકા નથી. એ ભદ્રકાલી તરીકે ઓળખાય છે. શંકરાચાર્યે દ્વારકા, બદરી, પુરી અને શૃંગેરી એમ ચાર સ્થળોએ ચાર મઠ સ્થાપ્યા ત્યારે જે ચાર અધિષ્ઠાતા દેવી હતી તેનાં નામ આ પ્રમાણે છે: ભદ્રકાલી, પૂર્ણાગિરિ, વિશાલા અને શારદા. ભદ્રકાલી તે ભયંકર અથવા વામાચાર રીતિની નથી.

ઘણા લોકો પોતાનાં બાળકોના કેશ ઉતરાવવાની વિધિ આરાસુરના મંદિરમાં કૃષ્ણના કેશનું જે રીતે મુંડન કરવામાં આવ્યું હતું તે રીતે કરે છે. અંબિકાના ભક્તોમાં માત્ર હિંદુઓ અને જૈનોનોજ સમાવેશ નથી થતો, પણ પારસીઓ અને મુસ્લિમોનો પણ સમાવેશ થાય છે. ઘણા પોતાની અમુક ઇચ્છા પાર પડે તો આરાસુરના મંદિરે જવાની માનતા માને છે અને કંઈક શુભ કાર્ય કરવાનું વ્રત લે છે. જેઓ શ્રદ્ધાવાન છે તેમની ઇચ્છા પાર પડે છે પણ ખરી.

વર્ષમાં કાર્તિક, માર્ગશીર્ષ, શ્રાવણ અને ભાદ્રપદ એમ ચાર માસમાં ચાર સંઘ હોય છે. બપોરના બાર વાગ્યા સુધી, સવારનાં દર્શન થયા પછી, સંધ્યાકાળે દુર્ગા સપ્તશતીના શ્લોકોના લલકાર, ઘંટનાદ અને ઢાલના ઢમકાર

છે. સુરથને કેવી રીતે તેના પોતાના રાજ્યથી વંચિત કરવામાં આવ્યો, કેવી રીતે ધૂમ્રલોચન, શુંભ અને બીજાઓનો સંહાર કરનાર દેવીના મહિમાથી એ જ્ઞાત થયો, અને કેવી રીતે રાજા સુરથે તપસ્યા કરી, દેવીની ભક્તિ કરી, તેને પ્રસન્ન કરી અને તેની કૃપાથી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું એ સર્વ ઘટનાઓનું બ્યાન કર્યું છે.

છેલ્લા શ્લોકમાં કવિ સોમેશ્વર કહે છે:

कुमारपुत्रेण कुमारमातुः काव्यं तदेतज्जगदेकदेव्याः ।
श्रुतिस्मृतिव्याकृतियज्ञविद्या-विशारदेन क्रियते स्म तेन ॥

આ મહાકાવ્ય, વેદ, સ્મૃતિ, વ્યાકરણ તથા યજ્ઞવિદ્યામાં વિશારદ, કુમારના પુત્ર સોમેશ્વર દેવે કુમાર અથવા કાર્તિકેયની માતા અંબિકા જે સમગ્ર વિશ્વની માતા છે, તેની સ્તુતિ અર્થે રચેલું છે.

માતાજીના સંખ્યાબંધ ગરબા લખનાર એક બીજો મહત્ત્વનો કવિ તે વલ્લભ ધોળા (ઈ. સ. ૧૬૪૦ થી ૧૭૫૧) છે. એણે ૧૧૦ વર્ષ કરતાં પણ વધુ આયુષ્ય ભોગવ્યું હતું. એ કંઈ ખાસ ભણ્યો નહોતો, પણ કહેવાય છે કે એને નવાર્ણ મંત્રની સિદ્ધિ હતી અને તેને લીધે એને મહાન કવિત્વશક્તિ પ્રાપ્ત થઈ હતી.

તંત્રવિદ્યા અંગે જેનું કહેવું પ્રમાણ મનાય છે એવા ૧૭મી સદીના વિખ્યાત ભાસ્કરરાય જેઓ ભાસુંર નન્દનાથ તરીકે પણ ઓળખાતા હતા અને જેમણે 'લલિતાસહસ્રનામભાસ્ય', 'વારિવાસ્યરહસ્ય', 'સેતુબન્ધ' અને બીજા પંદર ગ્રન્થ લખ્યા છે, તેમણે સુરતના અધિકારી અને પ્રખ્યાત ગુરુ શિવદત્ત પાસેથી દીક્ષા મેળવી હતી.

यश्च श्रीशिवदत्तशुक्लचरणैः पूर्णाभिषिक्तोऽभवत् । (ल. स. भा.)

અશ્વિન અને ચૈત્રના નવરાત્રિ તથા પૂર્ણિમા અને અમાસના દિવસો એ ખાસ માતાના પવિત્ર દિવસો મનાય છે. કુંભસ્થાપના, જવારા ઉગાડવા, ભવાઈઓ ખેલવી અને ગરબા ગાવા–એ બધાં નવરાત્રનાં ખાસ અંગો છે. આશ્વિન નવરાત્ર અને શરદપૂર્ણિમા આ પ્રસંગોએ ગુજરાત-ભરમાં અને મુંબઈમાં સ્ત્રીઓ રંગબેરંગી વસ્ત્રમાં સજ્જ થઈને ચીતરેલા અને કાણાંવાળા ઘડામાં મૂકેલા દીવાની સાથે વર્તુલાકારે ફરતાં માતાના ગરબા ગાય છે એ ઘણું જાણીતું છે.

રાજા સુરથે તપશ્ચર્યા કરીને પ્રાપ્ત કરેલી સિદ્ધિનું કવિ સોમેશ્વરે આ શબ્દોમાં વર્ણન કર્યું છે.

मुदितेन तेन मुनिना निवेदितं यदचिन्तयच्चिरमनन्यमानसः ।
पुरतःस्फुरन्निरुपमं महन्महस् तदवेक्ष्य स क्षितिपतिर्विसिस्मिये ॥
भुवनैकमातरमवेहि वत्स ! मां मुदितामनेन महता व्रतेन ते ।
तदलं वरं वद यदर्थमर्थिता भवताऽहमित्यभिदधे तमद्रिभूः ॥

સુરથોત્સવ પ્રકરણ ૧૪–૨–૩. (કાવ્યમાળા–મુંબઈ)

રાજા સુરથે બીજા કોઈનો પણ વિચાર કર્યા વિના અને જેનું ચિત્ત પ્રસન્નતાથી સભર હતું, એવા મુનિએ સૂચવ્યા પ્રમાણે દીર્ઘ કાળ સુધી માતા અંબિકાનું ચિંતવન કર્યું એ જ મહાન અને અનુપમ તેજ પોતાની સંમુખ ઝળહળતું નિહાળીને એ વિસ્મયથી ચકિત થઈ ગયો.

હિમાલયપુત્રીએ ત્યારે એને કહ્યું કે: 'વત્સ, મને તું સમગ્ર વિશ્વની જનની તરીકે જાણ. તારા મહાન તપથી હું પ્રસન્ન થઈ છું. હવે તું મને કહે, તેં શા માટે મારી આરાધના કરી? તું મને માત્ર કહે અને તારા પર મારી અનહદ કૃપાની વર્ષા કરું છું.'

*.

## ૧૬ : શ્રીરંગમ્

अन्तर्ज्योतिः किमपि यमिनामञ्जनं योगदृष्टे-
श्चिन्तारत्नं सुलभमिह नः सिद्धिमोक्षानुरूपम् ।
दीनानाथव्यसनशमनं दैवतं देवतानां
दिव्यं चक्षुः श्रुतिपरिषदां दृश्यते रङ्गमध्ये ॥

શ્રીરંગનાથ એ જેઓ આત્મસંયમ પાળે છે તેમની અંતર્જ્યોતિ છે, એ યોગદૃષ્ટિપ્રદ અંજન છે, સકલ સિદ્ધિપ્રદાયક સહજોપલબ્ધ એવા ચિંતામણિ છે. અકિંચન અને અસહાય લોકોનું સંકટવિમોચન કરનાર છે, દેવાધિદેવ અને દિવ્યચક્ષુ છે, તેમ શ્રુતિઓની પરિષદમાં એ કેંદ્રસ્થાને બિરાજેલા જોવામાં આવે છે.

—શ્રી વેંકટાચાર્ય

**શ્રીરંગમ્** એ ત્રિચિનોપલ્લી શહેરની ઉત્તરે લગભગ ત્રણ માઈલ પર કાવેરી નદીના બે પ્રવાહોની વચ્ચે એક દ્વીપરૂપે આવેલું છે. એ દ્વીપ ઉપર મહાન પુરાણપ્રસિદ્ધ ભગવાન શ્રીરંગનાથનું વિખ્યાત વૈષ્ણવ મંદિર છે. શ્રીરંગનાથ ત્યાં મહાન આદિશેષના અંકમાં પોઢેલા છે, અને તેમનાં ચરણ આગળ તેમની બે જીવનસંગાથિની શ્રીભૂ અને શ્રીનીલા ઊભેલાં છે.

દંતકથા એવી છે કે આદિ કાળમાં સ્વર્ગલોકમાં શ્રીરંગનાથ બ્રહ્માના આરાધ્ય દેવ હતા. એ પછી રાજા ઇક્ષ્વાકુએ પોતાના પાટનગર અયોધ્યામાં તેમની પ્રતિષ્ઠા કરી. રાજા ઇક્ષ્વાકુ અને તે પછી તેના વંશજોએ પેઢી દર પેઢી પોતાના કુળદેવતા તરીકે તેમની પૂજા—આરાધના કરી હતી. કાળના વહેવા સાથે શ્રીરંગનાથની મૂર્તિ શ્રીરામને પૈતૃક વારસારૂપે પ્રાપ્ત થઈ. શ્રીરામ લંકાથી વિજયયાત્રા

કરીને અયોધ્યા પાછા ફર્યા અને રાજ્યાસન પર આરૂઢ થયા. એ પછી તેમના મિત્ર વિભીષણ જેઓ તે કાળે અયોધ્યામાં હતા તેમને લંકા પાછા ફરવાની ઇચ્છા થઈ. તેમણે શ્રીરામને ખાસ વિનંતી કરતાં શ્રીરામે તેમને ઇક્ષ્વાકુઓના કુળદેવતા શ્રીરંગનાથની મૂર્તિ અર્પણ કરી. વિભીષણ લંકા લઈ જવા માટે એ મૂર્તિને દક્ષિણમાં લઈ ગયા, પણ એમાં એણે એક શરત પાળવાની હતી તે એ કે, એણે મૂર્તિને જમીન ઉપર ન મૂકવી. વિભીષણ આ શરતનું પાલન કરી ન શક્યા. એણે એ મૂર્તિ શ્રીરંગમ્‌માં જમીન ઉપર મૂકી દીધી. પરિણામે એ પછી એ પેલી મૂર્તિને ત્યાંથી ન ખસેડી શક્યા. દંતકથા પ્રમાણે તે કાળથી શ્રીરંગનાથ શ્રીરંગમ્‌માં જ રહ્યા છે.

શ્રીરંગમ્‌થી લગભગ પાંચ માઈલ પર કાવેરી નદી બે પ્રવાહમાં વિભક્ત થાય છે. ઓતરાદિ શાખા કોલેરુન નામથી ઓળખાય છે. જ્યારે દક્ષિણનો પ્રવાહ કાવેરી તરીકે ઓળખાય છે; શ્રીરંગમ્‌થી લગભગ બાર માઈલ આગળ આ બંને પ્રવાહો પાછા એક થાય છે. ખાસ કરીને સૂર્ય અને બૃહસ્પતિ તુલા રાશિમાં આવે છે ત્યારે કાવેરીમાં કરેલું સ્નાન બહુ જ પુણ્યદાયી મનાય છે.

પોષ સુદ પડવાથી તે એકાદશી સુધી અહીં વૈકુંઠ એકાદશીનો મહોત્સવ ઉજવાય છે. હકીકતમાં અહીં વર્ષની ચોવીસે એકાદશીઓએ ખાસ પૂજા–ઉત્સવ થાય છે. પદ્મપુરાણ-(ઉત્તર ૩૮)માં એક કથા છે કે, તાલજંઘના પુત્ર મુરા નામના દાનવે સહુ કોઈને, વિષ્ણુને સુદ્ધાં ત્રાસ આપવા માંડ્યો. એથી વિષ્ણુ હિમાલયમાં બદરી ખાતે ગયા. ત્યાં તેઓ સિંહવતી ગુફામાં પ્રવેશદ્વાર આગળ યોગમાયાને

ચોકી કરવાનું જણાવીને ગુફામાં જઈને નિદ્રસ્થ થયા. મુરા વિષ્ણુની પાછળ પાછળ ગયો. યોગમાયાએ તે પછી એકાદશી દેવી ઉત્પન્ન કરી. એ દેવીએ મુરાનો સંહાર કર્યો. વિષ્ણુ નિદ્રામાંથી જાગ્યા અને યોગમાયાના સુકૃત્યથી વાકેફ થતાં તેના પર પ્રસન્ન થયા. જે કોઈ એકાદશીનું વ્રત કરે તેનાં સઘળાં પાપનો નાશ કરવાની એમણે એને શક્તિ આપી. એકાદશીનું વ્રત આજે પણ પ્રજાના તમામ વર્ગો અને ખાસ કરીને વૈષ્ણવો ઉપવાસ કરીને કરે છે.

શ્રી રંગનાથનું મંદિર શ્રીરંગમ્ દ્વીપ ઉપર વિશાળ જગ્યામાં આવેલું છે. ત્યાંનું એ એક મોટામાં મોટું મંદિર છે અને મંદિરના સંખ્યાબંધ પ્રકારમ્, ગોપુરમ્ અને દરવાજા છે. ભક્તો કાવેરી અને ચંદ્રપુષ્કરણી સરોવરના જળમાં સ્નાન કરીને આદિશેષશાયી ચતુર્ભુજ ભગવાન શ્રી રંગનાથનાં દર્શન કરે છે. નજીકમાં નાથમુનિ, યમુનાચાર્ય અને રામાનુજાચાર્યની મૂર્તિઓ છે. એક ગોપુરમ્ ઉપર વેદાંતદેશિકની મૂર્તિ આવેલી છે. મંદિરનો વહીવટ અને પૂજા રામાનુજ સંપ્રદાય પ્રમાણે કરવામાં આવે છે.

આલવારો એ દક્ષિણ ભારતના અત્યંત પ્રાચીન વૈષ્ણવ સંતો છે, અને ભાગવતમાં જણાવાયા પ્રમાણે દક્ષિણ ભારત એ ભક્તિમાર્ગનું એક મહાન કેન્દ્ર છે. બાર આલવાર સંતો ગણાવાય છે, અને નીચેના શ્લોકમાં એ સઘળાનો એક સાથે નિર્દેશ કરવામાં આવ્યો છે.

भूतं सरश्च–महदाह्वय–भट्टनाथ–
श्रीभक्तिसार–कुलशेखर–योगिवाहान् ।
भक्ताङ्घ्रिरेणु–परकाल–यतीन्द्रमिश्रान्
श्रीमत्पराङ्कुशमुनिं प्रणतोऽस्मि नित्यम् ।

રૂઢ મતાનુસાર આ સંતો બહુ જ પ્રાચીન કાળમાં વહેલામાં વહેલા ઈ. સ. પૂર્વે ૪૨૦૩માં થયા હોવાનું મનાય છે. અર્વાચીન માન્યતા પ્રમાણે તેઓ છઠ્ઠીથી નવમી સદી સુધીના સમય ગાળામાં થઈ ગયા હોવાનું કહેવાય છે. પેરિયાલવારની દત્તક પુત્રી અંડલ અને નામ્માલવાર( શટકોપ મુનિ )ના શિષ્ય મધુર કવિ પણ આલવારો ગણાય છે. આ સર્વ સંતો ઈશ્વરભક્તિમાં મસ્ત રહેતા. ઈશ્વર વિષે તેઓ સહજ જ્ઞાન ધરાવતા અને પરમેશ્વરની ઉત્કટ હૃદયથી તેમ જ સુકુમારભાવે ભક્તિ કરતા. તેમનાં લખાણો 'નાલયીરપ્રબંધમ્'માં એકત્ર કરવામાં આવ્યાં છે. ઈશ્વરનું સદાકાળ સેવકકર્મ (કૈંકર્ય) તે જ અહીં મોક્ષ કહેવાય છે. આલવારોમાં વૈષ્ણવ ધર્મનાં ભાવમય અને આનંદમય પાસાંનું દર્શન થાય છે, જ્યારે તેમના અનુગામી આચાર્યોમાં વૈષ્ણવ ધર્મનાં દાર્શનિક અને બૌદ્ધિક પાસાંનું દર્શન થાય છે.

શંકર ક્યારે થઈ ગયા તે લગભગ નિશ્ચિત રીતે જાણવા મળે છે. તેઓ સંભવતઃ ઈ. સ. ૭૮૮ થી ૮૨૦ના ગાળામાં થઈ ગયા છે. તેમનો જીવનપટ માત્ર ૩૨ વર્ષ પૂરતો જ સીમિત હતો. આલવારો અને તેમના પુરોગામી આચાર્યોની જેમના ઉપર ખૂબ જ અસર થયેલી, ખૂબ પ્રભાવ પડ્યો હતો તે રામાનુજથી તેમના પછીના પંડિતો ઘણા પ્રભાવિત થયા હતા. રામાનુજે એકસો વીસ વર્ષનું દીર્ઘાયુષ્ય ભોગવ્યું હતું. તેમનો કાળ ઈ. સ. ૧૦૧૭ થી ૧૧૩૭ સુધીનો ગણાય છે. ઈ. સ. ૧૧૯૯થી ૧૨૭૮ સુધીનો જેનો જીવનપટ વિસ્તર્યો હતો તે મધ્વનું આયુષ્ય ૭૯ વર્ષનું હોવાનું માનવામાં આવે છે, પણ એક બીજા મત પ્રમાણે તેમનું આયુષ્ય ૬૯ વર્ષનું (ઈ. સ. ૧૧૧૮ થી

૧૧૮૯) હોવાનું કહેવાય છે. વલ્લભ પર (બાવન) વર્ષ (ઈ. સ. ૧૪૪૯ થી ૧૫૬૧ સુધી) જીવ્યા હોવાનું મનાય છે. જીવનકાળ અને પ્રભાવ આ બંને દૃષ્ટિએ શંકર પછીનું તરતનું સ્થાન રામાનુજનું મનાય છે.

શંકરે પોતાના ભાષ્યમાં કોઈ પણ પુરોગામીનો ઉલ્લેખ નથી કર્યો. જ્યારે રામાનુજે પોતાના પુરોગામીઓ તરીકે વૃત્તિકાર બોધાયન, ભાષ્યકાર દ્રમિડ અને વાક્યકાર ટંકનો નિર્દેશ કર્યો છે. શંકરે એક વૈષ્ણવધર્મી પંડિત વૃત્તિકારનો નિર્દેશ કર્યો છે; પરંતુ તેનું નામ નથી આપ્યું, પરંતુ એણે એનો જ્યાં જ્યાં નિર્દેશ કર્યો છે ત્યાં ત્યાં બધે જ એને પોતાનાથી જુદો પડતો એટલે કે ભિન્ન મત દર્શાવતો જણાવ્યો છે.

મહાપૂર્ણ (નામ્બી) એ યમુનાચાર્યનો શિષ્ય હતો. નામ્બીની એક બહેન કાન્તિમતીનું લગ્ન કેશવ યજવન્ સાથે થયું હતું. કેશવ અને કાન્તિમતીના પુત્ર રામાનુજનો જન્મ ઈ. સ. ૧૦૧૭માં થયો હતો. એણે વિદ્યા પોતાના ભાણેજ ગોવિંદાર ભટ્ટની સાથે યાદવપ્રકાશની પાસેથી પ્રાપ્ત કરી હતી. યાદવપ્રકાશ એ શાંકરવેદાન્તના અનુયાયી હતા.

આલવંદાર તરીકે ઓળખાતા યમુનાચાર્ય એ ઈશ્વરમુનિના પુત્ર અને નાથમુનિના પૌત્ર હતા. એમનો જીવનપટ ઈ. સ. ૯૧૮ થી ૧૦૩૮ સુધી વિસ્તર્યો હતો. રામાનુજ આલવંદારના તેમની પૌત્રીને પેટે જન્મેલા પ્રપૌત્ર હતા.

રામાનુજનું લગ્ન ૧૬ વર્ષની વયે થયું હતું. યાદવપ્રકાશના હાથ તળે શિક્ષા પ્રાપ્ત કરવા તેઓ કાંચી ગયા હતા. એમ કહેવાય છે કે, એ સ્થળના નગરપતિની પુત્રી

જેને ભૂત વળગ્યું હતું તેને રામાનુજે સારી કરી હતી. રામાનુજના ગુરુ યાદવપ્રકાશ એ વસ્તુ કરી શક્યા ન હતા. વળી કેટલાક પાઠોના અર્થઘટનની બાબતમાં રામાનુજ અને તેમના ગુરુ યાદવપ્રકાશ વચ્ચે કેટલોક મતભેદ હતો. सत्यं ज्ञानं अनन्तं ब्रह्म આ વસ્તુનું નિર્ગુણરૂપે અર્થઘટન રામાનુજને રુચતું નહોતું. બ્રહ્મના નિર્ગુણત્વને રામાનુજે हेयगुणवर्जितत्व તરીકે ઘટાવ્યુ હતું. सोऽश्नुते सर्वान् कामान् માંના કામને એમણે ભગવાનના કલ્યાણ ગુણ તરીકે ઘટાવ્યો હતો. યાદવપ્રકાશે कप्यास पुण्डरीकनो જે અર્થ ઘટાવ્યો હતો, તે પ્રત્યે રામાનુજને ઘૃણા છૂટી એટલે આખરે રામાનુજ તેમને છોડીને ચાલ્યા ગયા હતા.

શંકર એ જેમ શિવના અવતાર ગણાય છે એમ રામાનુજ એ લક્ષ્મણ અથવા શેષના અવતાર ગણાય છે. યમુનાચાર્ય અથવા આલવંદાર પોતાનો તત્ત્વબોધ પોતાના મૃત્યુ પહેલાં રામાનુજને સોંપી જવા માગતા હતા; પરંતુ રામાનુજ તેમને મળવા માટે શ્રીરંગમ્ જઈ પહોંચે તે પહેલાં યમુનાચાર્યનું અવસાન થયુ.

એમ કહેવાય છે કે રામાનુજે બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખવાની અને શટકોપ તથા પરાશરનાં નામ અમર કરવાની ત્રણ પ્રતિજ્ઞા લેતાં આલવંદારના મૃતદેહના હાથની બંધ મૂઠીનાં ત્રણ આંગળાં એક પછી એક ઊઘડ્યાં. એમ કહેવાય છે કે ભગવાન વરદરાજે રામાનુજના છ પ્રશ્નોના આ પ્રમાણે ઉત્તર આપ્યા હતા :—'વિષ્ણુ એ પરમ સત્ય છે. વિષ્ણુનો સાક્ષાત્કાર થયા પછી પણ અંતર્યામી ઈશ્વર અને તેનાં 'ચિત્' તથા 'અચિત્' એ દ્વિવિધ

શરીર વચ્ચે ભેદ તો રહે જ છે. પ્રપત્તિ એ સર્વોચ્ચ સાધન છે. મૃત્યુ સમયે ઈશ્વર પોતે જ પોતાના ભક્તની સમીપ આવે છે, મૃત્યુની ક્ષણે એનું સ્મરણ કરવાની ચિંતા કરવાની જરૂર નથી. જીવન્મુક્તિ જેવી કોઈ વસ્તુ નથી અને રામાનુજને મુનિ મહાપૂર્ણ સાથે સંબંધ હોવો જ જોઈએ.'

રામાનુજનું સાંસારિક જીવન કંઈ બહુ સુખી નહોતું. એની પત્ની નાની નાની નજીવી બાબતો પર એની સાથે ઝઘડ્યા કરતી, અને એક વાર એણે મુનિ મહાપૂર્ણનું અપમાન પણ કર્યું હતું. આખરે રામાનુજે સંન્યસ્ત ગ્રહણ કર્યું.

પોતાના વિદ્યાર્થી કૂરેશની સહાયથી રામાનુજે કાશ્મીર ખાતેથી બોધાયન વૃત્તિ પ્રાપ્ત કરી. બોધાયન વૃત્તિના માલિક કદી કોઈને તે આપે નહિ, એટલે કૂરેશ પોતે બોધાયન વૃત્તિનો જેટલો ભાગ વાંચતો તેટલો તેણે મોઢે કરવા માંડ્યો અને રાતે એટલા ભાગની એ નકલ કરી લેતા. આ વૃત્તિને અનુસરીને રામાનુજે બ્રહ્મસૂત્ર ઉપર પોતાનું ભાષ્ય રચ્યું. એમ કહેવાય છે કે, રામાનુજે ભાષ્ય રચીને તે દેવી સરસ્વતી સમક્ષ રજૂ કર્યું. દેવીએ તે ભાષ્યને માન્ય રાખ્યું અને તેથી તે શ્રીભાષ્ય કહેવાય છે.

રામાનુજે શ્રીરંગમમાં શંકરના એક અનુયાયીનો પરાભવ કર્યો. રામાનુજે 'શ્રીભાષ્ય,' 'વેદાંતસાર,' 'વેદાંતદીપ', 'ગીતાભાષ્ય', 'ગદ્યત્રય', 'વેદાર્થસંગ્રહ', અને 'ભગવદ્આરાધના ક્રમ' એટલા ગ્રંથો લખ્યા હતા. એમ કહેવાય છે કે એના ભૂતપૂર્વ ગુરુ યાદવપ્રકાશ એના

શિષ્ય બન્યા હતા. આખરે રામાનુજે શ્રીરંગમ્ ખાતે રહેવાનું નક્કી કર્યું અને પોતાનું જીવન શ્રીરંગનાથની ભક્તિમાં જ ગાળ્યું.

શૈવધર્મી રાજા કુલોત્તુંગ પહેલાએ મહાપૂર્ણ અને કૂરેશ ઉપર જુલમ ગુજાર્યો અને તે પછી રામાનુજ હોયસાલા આવીને રહ્યા. ત્યાં એમણે જૈન રાજા બિત્તિદેવનું સંપ્રદાયાંતર કરાવ્યું. એ વૈષ્ણવધર્મી થયો અને એણે પોતાનું નામ બદલીને વિષ્ણુવર્ધનદેવ રાખ્યું. કુલોત્તુંગનું ઈ. સ. ૧૧૧૭માં મૃત્યુ થયું તે પછી જ રામાનુજ ફરી વાર શ્રીરંગમ્ જઈને વસ્યા.

રામાનુજે કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય કર્યો. સમુચ્ચય કરીને જે સિદ્ધાંત સ્થાપ્યો એ એનું વિશિષ્ટ પ્રદાન ગણાય છે. કર્મ, જ્ઞાન અને ભક્તિ આ ત્રણેનું તેના ક્રમમાં અનુસરણ કરવાનું છે. જ્ઞાન કરતાં ભક્તિનું મહત્ત્વ વિશેષ છે. રામાનુજના આ શ્રી અથવા વિશિષ્ટ અદ્વૈત સંપ્રદાયમાં એવી માન્યતા રહેલી છે કે, શસ્ત્રો અને ભગવાનના પાર્ષદો માનવસ્વરૂપે જન્મે છે. શટકોપ આલવાર એ વિશ્વક્સેનનો અવતાર હતો અને પોતાની સહસ્રગીતિ તથા બીજા આલવારોનો દિવ્ય પ્રબંધ રામાનુજના પુરોગામીઓને એણે સુપરત કરી દીધાં હતાં.

શંકરના કેવલાદ્વૈતની સામે ત્રિવિધ આક્રમણ થયું હતું. રામાનુજે પોતાના વિશિષ્ટાદ્વૈતથી, મધ્વે પોતાના દ્વૈતથી અને વલ્લભે પોતાના શુદ્ધાદ્વૈત વડે આક્રમણ કર્યું હતું. શાંકરવાદના આગેવાન દાર્શનિકોએ આ દલીલોનો જવાબ આપ્યો છે.

રામાનુજે ૭૪ ધર્મમઠો ઉપર પોતાની હકૂમત ચલાવી હતી અને સંખ્યાબંધ પંડિતો એના અનુયાયીઓ તથા શિષ્યો હતા. એણે ઘણો વ્યાપક પ્રવાસ ખેડ્યો હતો અને વારાણસી તથા પુરીમાં મઠોની સ્થાપના કરી હતી. એણે સ્થાપેલા મઠોમાં વનમ્‌નલાઈ મઠ એક સહુથી મહત્ત્વનો મઠ છે.

શ્રીવૈષ્ણવોના બે વર્ગો પડે છે: એક, વડગલાઈ શ્રીવૈષ્ણવો અને બીજા તેંગલાઈ શ્રીવૈષ્ણવો. આ બંને વર્ગો વચ્ચે ભેદનો પહેલો મુદ્દો આ છે: ઈશ્વરની કૃપા અથવા સ્વામીકૃપા નિર્હેતુક છે કે ભક્તના પ્રયાસ પછી થાય છે એટલે કે સહેતુક છે? તેંગલાઈ વૈષ્ણવો માને છે કે સ્વામીકૃપા નિર્હેતુક હોઈ શકે છે. જ્યારે વડગલાઈ વૈષ્ણવો માને છે કે સ્વામીકૃપા ભક્તના પ્રયાસ પછી થાય છે એટલે કે સહેતુક હોઈ શકે છે. આ ભેદને પરિણામે ભક્તિના પ્રકાર પણ જુદા જુદા ઉદ્‌ભવ્યા. ભક્તિ મર્કટ-(વાંદરો)ના પ્રકારની હોવી જોઈએ કે બિલાડીના ઢબની હોવી જોઈએ. વાંદરાનું બચ્ચું પોતાની મા ઉપર આધાર રાખે છે અને તે સાથે પ્રયત્ન પણ કરે છે. જ્યારે બિલાડીનું બચ્ચું કેવળ પોતાની મા ઉપર જ આધાર રાખે છે.

રામાનુજના સમયમાં તેંગલાઈ વિચારસરણીના આલવારો અને વડગલાઈ વિચારસરણીના આચાર્યો વચ્ચે આ ભેદ એટલો બધો સ્પષ્ટ અથવા નોંધપાત્ર નહોતો. રામાનુજ પણ એમ કહે છે કે મુખ્ય સિદ્ધાંત પ્રપત્તિ અથવા સ્વાર્પણનો છે. ભગવાનમાં અશેષ શ્રદ્ધા રાખીને, એમ માનીને એની પ્રાર્થના કરવી કે, એ જ એક માત્ર શરણ છે. એ સિવાય અન્ય કોઈ ઉપાય નથી. આ બે સંપ્રદાયમાં કપાળ

ઉપર તિલક કરવાની બાબતમાં પણ ભેદ ઊભો થતો ગયો. વડગલાઈ સંપ્રદાયના આગેવાન વેંકટનાથ હતા ત્યારે તેંગલાઈ સંપ્રદાયના અગ્રણી પિલ્લાઈ લોકાચાર્ય હતા. આગળ જતાં સૌમ્ય જામાતૃ મુનિ તેંગલાઈ સંપ્રદાયના નેતા થયા. આ નેતાઓ મહાન અધ્યાત્મવાદથી અથવા ધર્મભાવનાથી પ્રેરાયા હતા. અને બંનેને એકબીજાના સંપ્રદાય પ્રત્યે સહાનુભૂતિ હતી; પરંતુ તેમના અનુયાયીઓએ નાના નાના મુદ્દાઓને ઉભય વચ્ચે મહાન મતભેદના મુદ્દા બનાવ્યા.

વેંકટનાથના જીવનકાળ દરમિયાન મલિક કાફૂરે ઈ. સ. ૧૩૧૦ માં દક્ષિણ ઉપર ચડાઈ કરી. ઈ. સ. ૧૩૨૬ માં શ્રીરંગમ્ ઉપર આક્રમણ થયું અને મંદિરના મુખિયાજીઓ શ્રી રંગનાથની મૂર્તિ ખસેડીને તિરુપતિ લઈ ગયા. જ્યારે વિજયનગરનું રાજ્ય સ્થપાયું ત્યારે શ્રી રંગનાથની મૂર્તિની ફરીથી શ્રીરંગમ્ ખાતે પ્રતિષ્ઠા કરવામાં આવી.

વેંકટનાથ જેઓ વેદાન્તદેશિક, વેદાન્તાચાર્ય અને કવિતાર્કિકસિંહ તરીકે પણ ઓળખાય છે, તેઓ વિશિષ્ટાદ્વૈતવાદના એક મોટામાં મોટા પુરસ્કર્તા હતા. તેમનો જન્મ ઈ. સ. ૧૨૬૮ માં કાંચીમાં થયો હતો. વેંકટનાથ અને મહાકેવલાદ્વૈતી વિદ્યારણ્ય સ્વામી બંને સહાધ્યાયીઓ હતા અને એકબીજાના પ્રગાઢ મિત્ર હતા. વેંકટનાથ સંસારી હતા જ્યારે વિદ્યારણ્યે ઉત્તર વયમાં સંન્યસ્ત લીધું હતું. વેંકટનાથ સાથેની પ્રગાઢ મૈત્રીને કારણે વિદ્યારણ્યે વિજયનગરના પ્રધાન તરીકે રાજ્યસંમાન અર્થે તેમને વિજયનગર આવવાનું નિમંત્રણ આપ્યું હતું; પરંતુ વેંકટનાથે રાજ્યસંમાનનો સ્વીકાર કરવાની ના પાડી અને સાધુનું ચુસ્ત રીતે દરિદ્ર જીવન જીવવાનું પસંદ કર્યું. વેંકટનાથ

બહુ જ શુદ્ધ અને નિર્દંભ જીવન જીવ્યા હતા. તેમના હૃદયમાં સહુ કોઈ પ્રત્યે સહાનુભૂતિનું ઝરણું વહેતું, અને પરિણામે સમાજના પ્રત્યેક વર્ગના આદરના અધિકારી બન્યા હતા. તેમણે અનેક વિષયો પર સંખ્યાબંધ ગ્રન્થો લખ્યા છે. તેઓ આજન્મ કવિ હતા. વેંકટનાથ અને વિદ્યારણ્ય બંને સહયોગથી કાર્ય કરતા હતા. એકે વૈષ્ણવ ધર્મને પોતાનું જીવન સમર્પ્યું હતું, બીજાએ શૈવ ધર્મને પોતાનું જીવન અર્પણ કર્યું હતું. બંને પોતપોતાના ધર્મ અર્થે કાર્યરત રહેતા. અત્યંત કટોકટીના કાળે આ બંને જણા પોતપોતાની રીતિએ વૈદિક ધર્મ ઉપર બીજા સંપ્રદાયોના પડતા પ્રભાવને ખાળી શક્યા હતા. બંનેએ હિંદુધર્મને ઉગારી લેવામાં અને તેને નવપ્રાણિત કરવામાં સહાય કરી હતી. વેંકટનાથ ભગવાનની ઘંટાના અવતાર તરીકે કહેવાતા. એમણે શ્રી રંગનાથની સ્તુતિ કરતાં એક સહસ્ર સ્તોત્રો લખ્યાં છે. આ શ્લોકો ‘પાદુકાસહસ્રમ્’ તરીકે ઓળખાય છે. એમના અન્ય કાવ્યગ્રંથો પણ છે. તેમાંના કેટલાંકનાં નામ આ પ્રમાણે છે: ‘યાદવાભ્યુદય’, ‘હંસસંદેશ’ અને ‘સંકલ્પસૂર્યોદય’. એમણે સંસ્કૃત અને તામિલમાં બધા મળીને એકસો વીસ ગ્રંથો લખ્યા છે.

શ્રી રંગનાથના મંદિરને પલ્લવો, ચોલ, પાંડ્ય, હોયસલો, એમ દક્ષિણ ભારતના લગભગ તમામ વંશો તથા વિજયનગરના રાજાઓ અને તેમના હાથતળેના સરદારો તરફથી સહાય મળતી. તમામ આલવરોએ શ્રી રંગનાથની સ્તુતિ ગાઈ છે. કેરળના રાજા કુલશેખર આલવારે ભગવાન શ્રી રંગનાથની સ્તુતિરૂપે ‘મુકુન્દમાળા’ લખી છે, જે જાણીતી છે.

भवजलधिगतानां द्वन्द्ववाताहतानां
सुतदुहितृकलत्रत्राणभारार्दितानाम् ।
विषमविषयतोये मज्जतामप्लवानां
भवति शरणमेको विष्णुपोतो नराणाम् ॥

જેઓ ભવસાગરમાં ભરાઈ ગયા છે, જેઓ વિરોધી સંઘર્ષોના ઝંઝાવાતોનો ભોગ થઈ પડેલા છે, જેમના ઉપર કૌટુંબિક જીવનની ચિંતાનો ભાર આવી પડેલો છે અને જેઓ ભૌતિક પદાર્થોનાં તોફાની જળ અથવા જળના વમળમાં અસહાય રીતે ડૂબી રહ્યા છે, તેવાઓને માટે ભગવાન વિષ્ણુ જ એક માત્ર નૌકા અને આશ્રય છે.

'મુકુન્દમાળા'

રામાનુજ પોતાના ગદ્યમાં લખે છે :

अपारकरुणाम्बुधे ! अनालोचितविशेषाशेषलोकशरण्य ! प्रणतार्तिहर ! आश्रितवात्सल्यैकमहोदधे ! अनवरतविदितनिखिलभूतजातयाथात्म्य ! सत्यकाम ! सत्यसंकल्प ! आपत्सख ! काकुत्स्थ ! श्रीमन् ! नारायण ! पुरुषोत्तम ! श्रीरङ्गनाथ ! मम नाथ नमोऽस्तु ते !

'હે અપાર કરુણાના સાગર, કોઈપણ જાતનો ભેદભાવ જેમની દૃષ્ટિમાં નથી એવા તમામ લોકોના આધાર, આપને જે ભજે છે તે સહુ કોઈના સંકટના હર્તા, આશ્રિતજન માટે એક માત્ર વાત્સલ્યના સાગર, ભૂત માત્રના ખરા અંતર્ગત સત્યના સતત જ્ઞાતા, સત્યકામ, સત્યસંકલ્પ, આપત્તિમાં સખા, કાકુત્સ્થ, શ્રીમન્ નારાયણ, પુરુષોત્તમ, શ્રી રંગનાથ. મારા નાથ, હું આપને પ્રણામ કરું છું.'

*

## ૧૭ : કેદારનાથ

**લોમશ** ઋષિ અને અન્ય મુનિઓની સાથે પાંડવો અર્જુનની શોધમાં ગંધમાદન પહાડ ઉપર આવ્યા.

ઋષિ લોમશે ગંગામૈયાની પ્રાર્થના કરતાં કહ્યું :

इन्द्रस्य जाम्बूनदपर्वताद् वै शृणोमि घोषं तव देवि गङ्गे ।
गोपायमेनं सुभगे गिरिभ्यः सर्वाजमीढोपचितं नरेन्द्रम् ॥
ददस्व शर्म प्रविविक्षतोऽस्य शैलानिमाञ्छैलसुते नृपस्य ।
उक्त्वा तथा सागरगां स विप्रो यतो भवस्वेति शशास पार्थम् ॥

'દેવી ગંગા! સુમેરુ પહાડમાંથી વહી રહેલા તારા પ્રવાહનો ગંભીર ઘોષ મને સંભળાય છે. હસ્તિનાપુરના સ્થાપક અને હિંદુસ્તાનને 'ભારતવર્ષ'ના નામથી ઓળખાવનાર ભરતના પુત્ર દુષ્યંતની પાંચમી પેઢીના વંશજ હસ્તિનૂના પુત્ર રાજા અજમીઢના કુળમાં જન્મેલો પુત્ર યુધિષ્ઠિર હિમાલયના ગન્ધમાદન પહાડમાં પ્રવેશવાની તૈયારીમાં છે. હે શૈલજા! અહીં તું એની રક્ષા કર અને એને આશિષ આપ.' ગંગામૈયાની આ પ્રમાણે પ્રાર્થના કરીને ઋષિ લોમશે યુધિષ્ઠિરને તેના પહાડી પ્રવાસ દરમિયાન શુદ્ધ અને આત્મસંયમી થવાની આજ્ઞા કરી.

—વનપર્વ : પ્રકરણ ૧૩૯, ૧૬, ૧૭

કેદારનાથનું મંદિર હિમાલયમાં, સમુદ્રની સપાટીથી ૧૧,૩૭૫ ફૂટ ઊંચે આવેલું છે. ઉત્તરે ૩૦ અક્ષાંશ અને પૂર્વમાં ૭૬ રેખાંશ પર આવેલું છે, તે નાગપુર પરગણામાં પટ્ટી મહા કાલીકૂટમાં આવેલું છે. ભગવાન કેદારનાથ–શિવનું મંદિર પહાડની ઉપસેલી ધાર ઉપર આવેલું છે.

આ ધાર મહા પંથ (જેની ઊંચાઈ ૨૨,૮૫૦ ફૂટ છે.) નામે ઓળખાતા હિમાચ્છાદિત શિખરની તળેથી કાટખૂણે બહાર આવેલી છે. કેદારનાથના મંદિરને સારી રીતે જાળવવામાં આવ્યું છે અને છે પણ આકર્ષક.

પ્રાચીનકાળનું આ વિખ્યાત મંદિર જે ગિરિમાળા પર આવેલું છે તે રુદ્ર હિમાલય તરીકે જાણીતી છે. આ રુદ્ર હિમાલય સુમેરુ પર્વત અથવા પંચ પર્વત તરીકે પણ ઓળખાય છે. પંચ પર્વત તરીકે ઓળખાવાનું કારણ એ છે કે, એનાં પાંચ શિખર છે. એ પાંચનાં નામ આ પ્રમાણે છે: 'રુદ્રહિમાલય', 'વિષ્ણુપુરી', 'બ્રહ્મપુરી', 'ઉદ્દગારીકંઠ' અને 'સ્વર્ગારોહિણી.' ચાર પાંડવ બંધુઓનું મૃત્યુ 'સ્વર્ગારોહિણી' શિખર ઉપર થયું હતું. તેઓ જતાં કેવળ યુધિષ્ઠિર અને એનો વફાદાર શ્વાન એ બે જ જણ જીવતા રહ્યા હતા. ગંધમાદન ટેકરી એ રુદ્રહિમાલયનો એક ભાગ છે. મહાભારતમાં વર્ણવ્યા પ્રમાણે આ ટેકરી બદરીનારાયણની ઈશાન દિશામાં જરાક દૂરથી શરૂ થાય છે. ઋષિ લોમશ યુધિષ્ઠિરને કહે છે:

तपसा शक्यते गन्तुं पर्वतं गन्धमादनम् ।

આ દુર્ગમ પહાડ ઉપર કેવળ મહા ખંત અને તપશ્ચર્યાથી જ ચડી શકાય છે. અનુગામી પેઢીઓએ આ તીર્થસ્થળે વારંવાર આવીને ઘણી સગવડો કરી છે અને પહાડી યાત્રાની ઘણી કઠિનાઈઓ હળવી કરી નાખી છે.

ભવ્યાતિભવ્ય નગાધિરાજ હિમાલયને ઋગ્વેદમાં ભગવાનની મહત્તાના દર્શક તરીકે વર્ણવવામાં આવ્યો છે.

यस्येमे हिमवन्तो महित्वा यस्य समुद्रं रसया सहाहुः ।<br>
यस्येमे प्रदिशो यस्य बाहू कस्मै देवाय हविषा विधेम ।

'તમારા પરાક્રમથી હિમાલય જેવા પહાડો અને સરિતાઓ સહિત મહાસાગરોનું નિર્માણ થાય છે અને દૂરદૂરની દિશાઓમાં કેવળ તમારા બાહુ વિસ્તરેલા છે, તો કયા દેવને અમે અમારી પ્રાર્થના અર્પીએ?'

—ઋગ્વેદ, ૧, ૧૨૧, ૪

'શિવપુરાણ કોટિરુદ્રસંહિતા'માં (પ્રકરણ ૧૯—વેંકટેશ્વર પ્રેસની આવૃત્તિ) કેદાર વિષે એક દંતકથા છે જે આ પ્રમાણે છે:

હરિના સાક્ષાત્ અવતારરૂપ બે ઋષિઓ નર અને નારાયણ એક વેળા બદરીકાશ્રમમાં તપ કરતા હતા. બન્ને જણા શિવનું પાર્થિવ લિંગ રચીને તેની પૂજા કરતા તથા ભક્તિ કરતા. દીર્ઘકાળ સુધી બન્નેએ એકનિષ્ઠાથી ભક્તિ કરતાં શિવ પ્રસન્ન થયા અને ઇચ્છામાં આવે તે વરદાન માગવાનું કહ્યું. બન્ને ઋષિઓએ એવી પ્રાર્થના કરી કે ભગવાન શંકરે માનવજાતના કલ્યાણ અને દર્શનાર્થે કેદારમાં કાયમને માટે જ્યોતિર્લિંગ સ્વરૂપે નિવાસ કરવો. ત્યારથી શિવ તે સ્થળે જ્યોતિર્લિંગ સ્વરૂપે રહ્યા છે. કુરુક્ષેત્રના મહાયુદ્ધ પછી પાંડવોને ચિત્તની શાંતિ પ્રાપ્ત કરવા માટે અહીં આવવાની સલાહ મળી હતી. એમ કહેવાય છે કે પાંડવોને જોઈને ભગવાન શિવે પાડાનું સ્વરૂપ ધારણ કર્યું અને દોડવા માંડ્યું. પાંડવો તેને પકડવાને ધસ્યા એટલે શિવ ધરતીની અંદર પ્રવેશ્યા અને એમના દેહનો માત્ર પાછલો ભાગ કેદારેશ્વર તરીકે પાછળ રહ્યો. કહેવાય છે કે એનો અગ્ર ભાગ નેપાળમાં છે. કથા એવી છે કે શિવ જ્યારે આ પ્રમાણે પૃથ્વીમાં પ્રવેશ્યા ત્યારે તેઓ પાંચ ભાગમાં વિસ્તર્યા. એમનો પાછલો ભાગ કેદારમાં રહ્યો, એમના બાહુ

તુંગનાથમાં રહ્યા, એમનું મુખ રુદ્રનાથ ખાતે રહ્યું, એમનો ઉદરનો ભાગ મધ્યમેશ્વરમાં રહ્યો અને જટા કલ્પેશ્વર ખાતે રહી. હિમાલયમાં આ પાંચે સ્થળો પંચકેદાર તરીકે ઓળખાય છે અને ભક્તો એ પાંચેની યાત્રાએ આવે છે. પાંડવોએ કેદાર પ્રભુની સ્તુતિ કરી અને ઘણા સુખી થયા.

तत्र नित्यं हरः साक्षात् क्षेत्रे केदारसंज्ञके ।
भारतीभिः प्रजाभिश्च तथैव परिपूज्यते ॥

'કેદારમાં પાંડવોએ જે રીતે ભગવાન શંકરની ભક્તિ કરી હતી તે જ રીતે ભારતના પ્રજાજનો પરાપૂર્વથી શિવની ભક્તિ કરતા આવ્યા છે.'

–શિવપુરાણ–કોટિરુદ્ર : ૧૯, ૧૮

अस्य खण्डस्य स स्वामी सर्वेशोऽपि विशेषतः ।
सर्वकामप्रदः शम्भुः केदाराख्यो न संशयः ।

'સર્વેશ્વર કેદાર શંભુ નિઃસંશય આ ભરતખંડના સવિશેષ મુખ્ય દેવ છે, અને તે સર્વ કામનાઓને સંતોષનારા છે.'

–શિવપુરાણ–કોટિરુદ્ર : ૧૯, ૨૫

આસ્તિક અને શ્રદ્ધાવાન યાત્રીએ અહીં કંકણ અથવા વીંટીનું દાન કરવું એવી ભલામણ કરવામાં આવી છે.

જેઓ કેદારનાથનાં દર્શને જાય છે તેઓ પ્રથમ કેદાર પ્રભુ પર અભિષેક કરવા માટે યમુના અને ગંગાના પ્રભવસ્થાનમાંથી પવિત્ર જળ લેવા જમનોત્રી અને ગંગોત્રી જાય છે. આ માટે લોકો હરિદ્વાર અને ઋષિકેશથી આવે છે અને ત્યાંથી દેવપ્રયાગ, ટેહરી અને ધારાસુ જાય છે. જમનોત્રી જઈ આવીને તેઓ ઉત્તરકાશી જાય

છે અને ગંગોત્રી જાય છે. ત્યાંથી તેઓ ત્રિજુગી નારાયણ, ગૌરીકુંડ અને કેદાર જાય છે. હૃષીકેશથી લોકો દેવપ્રયાગ, શ્રીનગર, રુદ્રપ્રયાગ અને ઉખીમઠ થઈને સીધા પણ કેદાર જઈ શકે છે. બીજો રસ્તો ભીમતાલ, દ્વારાહાટ, કર્ણપ્રયાગ અને ચમોલી થઈને કાઠગોદામથી નીકળવાનો છે. ચમોલીથી ઉખીમઠ અને કેદાર જઈ આવીને ફરી પાછા ચમોલીથી વિષ્ણુપ્રયાગ અને બદરીનાથ જઈ શકાય છે. લોકો સાધારણ રીતે હરિદ્વાર થઈને દાખલ થાય છે અને કાઠગોદામ થઈને પાછા જાય છે.

મહાભારતમાં જણાવાયું છે કે પાંડવો આ ગંધમાદન પર્વત પર ઘણી વાર આવ્યા હતા. અર્જુન તપ કરવા અને શિવ પાસેથી પાશુપત અસ્ત્ર મેળવવા અહીં આવ્યો હતો.

પાંડવોને લાંબા કાળ સુધી અર્જુનના કોઈ સમાચાર ન મળ્યા ત્યારે તેઓ એની શોધમાં અહીં આવ્યા હતા. જેઓ આ પહાડી માર્ગ ઉપર ચાલી શકતા નથી તેઓ કાંડી, દાંડી અથવા ઝંપાનની મદદ લે છે. દ્રૌપદી આ પહાડી રસ્તા ઉપર ચાલી શકી નહોતી. એટલે ઘટોત્કચ એને કાંડીમાં લઈ ગયો હતો. તે જ પ્રમાણે એના બીજા મિત્રો પાંડવોને અને ઋષિઓને થોડાક અંતર સુધી લઈ ગયા હતા અને તેમનો થાક ઉતાર્યો હતો.

દ્રૌપદીને તે પછી 'કલ્યાણસૌગન્ધિકમ્' નામના એક સ્વર્ગીય કમળની સુગંધ આવી અને ભીમને પોતાની ઇચ્છા જણાવી તથા એવાં સંખ્યાબંધ કમળ લઈ આવવાનું કહ્યું. ભીમ એ દિવ્ય પદ્મની શોધમાં ઊપડ્યો અને પોતાના બંધુ તથા વાયુપુત્ર હનુમાનને મળ્યો. તે પછી એ કુબેરના

સરોવર આગળ ગયો અને દ્રૌપદીને જેની કામના થઈ હતી તે દિવ્ય કમળો લઈ આવ્યો.

-સભાપર્વ

અર્જુન હિમાલય જીતીને તેની પારના પ્રદેશમાં ઋષિક દેશ જે રશિયા હોવાનું માનવામાં આવે છે ત્યાં ગયો હતો.

તે પછી પાંડવો છેલ્લી વાર અહીં આવ્યા હતા અને એમાંના ચાર જણાનું સ્વર્ગારોહિણી ખાતે મૃત્યુ થયું હતું.

કેદાર પાસે મંદાકિની નદીનું પ્રભવસ્થાન છે. એ કાલિગંગા તરીકે પણ ઓળખાય છે. આ નદી લગભગ ૪૫ માઈલ પછી રુદ્રપ્રયાગ આગળ અલકનંદાને મળે છે. અલકનંદા બદરીનાથ આગળ થઈને વહે છે. મંદાકિનીમાં કરેલું સ્નાન અત્યંત પુણ્યદાયી નીવડે છે. બદરી અને કેદારનાં મંદિરો વચ્ચે એક પહાડ છે. તે જો ન હોત તો બંને વચ્ચેનું અંતર ઘણું ટૂંકું હોત. આ પહાડ ચડવાનું બહુ મુશ્કેલ હોવાથી યાત્રીઓને ચકરાવો લેવો પડે છે. આ ચકરાવો લેતાં નવ દિવસ લાગે છે.

ભગવાન કેદારની મૂર્તિ એક પ્રચંડ અને ખરબચડી શિલાના રૂપમાં છે. યાત્રાળુઓ આ મૂર્તિને ઘી લગાડીને કેદાર પ્રભુના આ જ્યોતિર્લિંગને આલિંગે છે.

કેદાર, ગુપ્તકાશી, ઉખીમઠ અને મધ્યમેશ્વર આટલાં સ્થળોના પૂજારીઓ કેદારનાથના રાવળ તરીકે ઓળખાતા મુખિયાજીના હાથ તળે હોય છે. મુખિયાજીનું મથક ઉખીમઠ ખાતે છે. આ બધા જંગમ ગોસાંઈ તરીકે ઓળખાય છે અને લિંગાયત અથવા વીરશૈવ સંપ્રદાયના છે.

ગૌરીકુંડથી કેદાર સુધીનો લગભગ બાર માઈલનો

માર્ગ ઘણો દુર્ગમ છે, પણ ચિત્રાત્મક પહાડી દશ્યોથી ઘણો આકર્ષક પણ છે. ગૌરીકુંડમાં ગરમ પાણીના ઝરા છે અને યાત્રીઓ ખૂબ જ ભક્તિભાવથી એ ઝરાઓમાં સ્નાન કરે છે. એમ કહેવાય છે કે કાર્તિકેયને જન્મ આપ્યા પછી ગૌરીએ અહીં સ્નાન કર્યું હતું. દંતકથા એવી છે કે ત્રિજુગીનારાયણની સહેજ દક્ષિણે શિવ અને પાર્વતીનાં લગ્ન થયાં હતાં અને તે વેળા એટલે કે લગ્નસમયે જે અગ્નિ પ્રગટાવવામાં આવ્યો હતો તે અગ્નિકુંડ ખાતે હજી પણ પ્રજ્વલિત રહ્યો છે. ત્રિજુગીનારાયણથી કેદાર જતાં મુંડકટ્ટા ગણેશ–મસ્તકવિનાના ગણપતિ જોવામાં આવે છે. કથા એવી છે કે પાર્વતીએ પોતાના અંગ પરના પ્રસ્વેદ-માંથી ગણેશનું સર્જન કરીને પોતે જ્યારે સ્નાન કરી રહ્યાં હતાં ત્યારે ચોકી કરવાને ગણેશને બેસાડ્યા હતા. તે વેળા અણધાર્યા શિવ આવી ચડ્યા પણ ગણેશે તેમને ઘરની અંદર પ્રવેશવા ન દીધા. શિવને એકદમ કોપ આવ્યો અને ક્રોધમાં આવીને ગણેશનું મસ્તક છેદી નાખ્યું. પાર્વતી-ની ખૂબ ખૂબ વિનવણીથી શિવે તેમને સજીવન કર્યા અને હાથીનું ડોકું શીશવિહીન ગણેશના ધડ ઉપર ચોંટાડયું.

શિયાળામાં કેદારપુરી બરફથી છવાઈ જાય છે. સૂર્ય જ્યારે વૈશાખ માસમાં મેષ રાશિમાં પ્રવેશે છે, ત્યારે કેદાર મંદિર ઉઘાડવામાં આવે છે અને સૂર્ય વૃશ્ચિક રાશિમાં પ્રવેશતાં મંદિર બંધ કરવામાં આવે છે. એ વેળા પૂજારીઓ ઉખીમઠમાં જાય છે અને શિયાળામાં કેદારનાથ-ની ભક્તિ ત્યાં રહીને કરે છે. વૈશાખમાં પણ કેદારમાં સખત ઠંડી પડતી હોય છે અને ઘણા યાત્રીઓ ત્યાં દર્શન કર્યા પછી એક પણ રાત રહેવાનું જોખમ ન ખેડતાં તરત

જ પાછા ફરે છે.

મંદિરથી ચાર માઈલ દૂર મહાપંથ શિખર તરફ જતાં એક સીધી ટેકરી છે જે ભૈરવઝાંપ તરીકે જાણીતી છે. ભક્તો આ ભૈરવઝાંપ પરથી અથવા મહાપંથ શિખર પરથી ભૂસકો મારીને પોતાનો પ્રાણ ત્યાગ કરતા, પણ જેમ સરકારે સતીનો રિવાજ બંધ કરાવ્યો તેમ કાયદો કરીને અહીંથી પ્રાણાર્પણ કરવાની પ્રથા પણ બંધ કરાવી.

દર બાર વર્ષે બૃહસ્પતિ અથવા ગુરુ કુંભ રાશિમાં આવે ત્યારે હરિદ્વારમાં કુંભ મેળો ભરાય છે. એ પ્રસંગે કેદાર અને બદરીની યાત્રાનું ખાસ માહાત્મ્ય છે. તે જ પ્રમાણે દર છ વર્ષે અર્ધકુંભ મેળો ભરાય છે. આ પ્રસંગોએ યાત્રાળુઓ પ્રથમ હરિદ્વાર ખાતે મેળામાં જઈ આવે છે અને પછી કેદાર તથા બદરીની યાત્રા કરી આવે છે.

કેદાર ખંડમાં જણાવાયું છે :

अकृत्वा दर्शनं वैश्य केदारस्याघनाशिनः।
यो गच्छेद् बदरीं तस्य यात्रा निष्फलतो व्रजेत्॥

પાપનો નાશ કરનાર કેદારનાં દર્શન કર્યા વગર બદરીની યાત્રા નિષ્ફળ ગણાય છે.

ચુસ્ત શૈવો એકલા કેદારની યાત્રા કરે છે અને ચુસ્ત વૈષ્ણવો કેવળ બદરીની જ યાત્રા કરે છે, પણ સામાન્ય હિંદુ સમાજ બંને તીર્થસ્થળોની યાત્રા કરે છે. આદિ શંકરાચાર્યે બંનેની ઉપાસનાને ઉત્તેજન આપ્યું હતું. બદરીમાં એમણે પોતાનો જ્યોતિર્મઠ સ્થાપ્યો અને કેદારમાં શંકરાચાર્યે પોતાનો દેહ ત્યાગ્યો હતો.

લક્ષ્મીધર (ઈ. સ. ૧૧૦૦–૧૧૩૦) પોતાના 'તીર્થ-

કલ્પતરુ'માં કેદાર વિષે પુષ્કળ અવતરણો ટાંકે છે. એ જ કંડિકા અક્ષરશઃ 'વીરમિત્રોદય તીર્થપ્રકાશ'માં આપવામાં આવી છે. એમાં જણાવાયું છે કે ભગવાન શિવ ઈશાન શિખર તરીકે ઓળખાતા આ સ્થળમાં રહે છે. એક રેતસકુંડ પણ છે અને એમ કહેવાય છે કે એનું જળ પીધા પછી પુનર્જન્મ થતો નથી. એની વિધિ આ પ્રમાણે વર્ણવી છે: 'આસ્તિક યાત્રીએ મંદાકિનીમાં સ્નાન કરવું અને પિતૃઓને પિંડદાન કરવું. શિવને, ઉમાને, ગણેશને તથા બીજા દેવોને પ્રણામ કર્યા પછી યાત્રીએ પ્રથમ પોતાના જમણા હાથે ત્રણ વાર એ કુંડમાંથી પાણી પીવું. તે પછી બંને હાથની અંજલિ કરીને ખોબે ખોબે ત્રણ વાર પાણી પીવું. તે પછી કુંડમાંથી સીધું જ પાણી પીવું અને એ રીતે પાણી પીતી વેળા પોતે ભગવાન શંકરનું વાહન નંદી છે એવી કલ્પના કરવી. બસ એટલું કર્યું એટલે એનું જીવન-કાર્ય પૂરું થયું અને એ ભગવાન સાથે તદાકાર બને છે અને એના આખા કુળનો મોક્ષ થાય છે.'

'વિષ્ણુધર્મસૂત્ર'(ઈ. સ. ૧૦૦થી ૩૦૦)ના પ્રકરણ ૮૫માં શ્રાદ્ધ કરવાને યોગ્ય એવાં અનેક તીર્થસ્થળો ગણાવાયાં છે. ૧૭મા સૂત્રમાં કેદારનો નિર્દેશ છે. નંદ પંડિતે પોતાની ટીકામાં એને હિમાલયના વિખ્યાત કેદાર તરીકે ઓળખાવ્યું છે. એ જ પ્રમાણે ૨૩મા સૂત્રમાં મહા ગંગા નદીનો નિર્દેશ છે. એ નદીને બદરી ખાતેની અલકનંદા તરીકે ઓળખાવવામાં આવી છે. ૩૬મા સૂત્રમાં કેદાર પહાડમાંના ઉત્તરમાનસનો નિર્દેશ છે. હિમાલય પ્રદેશમાંનાં આ તમામ સ્થળોએ કરવામાં આવતા શ્રાદ્ધને બહુ જ શ્રેયસ્કર ગણવામાં આવે છે.

પાશુપત અસ્ત્ર મેળવવા માટે શિવને પ્રસન્ન કરવા અર્જુન તપ કરવા માટે ગંધમાદન પહાડ ઉપર ઇંદ્રકીલ ટેકરી તરીકે ઓળખાતા સ્થળે આવ્યો હતો. એ સ્થળને રાણીબાગ અને શ્રીનગર વચ્ચે આવેલા ભીલેશ્વર તરીકે ઓળખાવવામાં આવે છે. યુધિષ્ઠિર અર્જુનને કહે છે: 'વ્યાસ ભગવાને મને ઉપનિષદ અથવા અધિકારી જનને જ ગમ્ય થાય એવી ગુપ્ત વિદ્યા આપી છે અને જો એનો વિવેકપૂર્વક ઉપયોગ કરવામાં આવે, તો તે ઉપયોગ કરનારને સમગ્ર વિશ્વનુ સ્પષ્ટ અને યથાર્થ દર્શન થાય!!

> कृष्णद्वैपायनात् तात गृहीतोपनिषन्मया ।
> तया प्रयुक्तया सम्यग् जगत् सर्वं प्रकाशते ॥
>
> —વનપર્વ, પ્રકરણ ૩૭-૧૦-૧૧

આ સમગ્ર ઘટનાને કવિ ભારવિએ પોતાના મહાકાવ્ય 'કિરાતાર્જુનીયમ્'માં ગૂંથી લીધી છે. શિવે કિરાતનું સ્વરૂપ ધારણ કરી અર્જુનને પોતાની સાથે યુદ્ધ કરવાની ફરજ પાડી. ભારવિ('કિરાતાર્જુનીયમ્, ૧૮ઃ ૧૪માં) કહે છે:

तपसा तथा न मुदमस्य ययौ भगवान् तथा विपुलसत्त्वतया ।

ભગવાન એના તપથી એટલા પ્રસન્ન નહોતા થયા, જેટલા એના વિશાળહૃદયી સત્ત્વથી થયા હતા.

ભારતીય કવિઓએ હિમાલયનું બહુ જ ઉત્કટ રીતે વર્ણન કર્યું છે. તેમણે હિમાલયને પૃથ્વીના માપદંડ તરીકે, ધેનુરૂપી પૃથ્વીના પ્રિય વત્સ તરીકે, અનંત રત્નો અને મહામૂલી વનસ્પતિના ભંડાર તરીકે, નિરંતર હિમાચ્છાદિત એવા નિત્યશુદ્ધ તરીકે, અને સિદ્ધો, યક્ષો તથા સાધુઓના

આવાસ તરીકે અને નગાધિરાજ તરીકે વર્ણવ્યો છે. ચમરી ગાયો પોતાનાં સુંદર શ્વેત પુચ્છોને પ્રસારીને એવી રીતે હલાવે છે કે ગિરિરાજ તરીકેના પોતાના નામને તે સાર્થક કરે છે.

ભારવિ હિમાલયનું વર્ણન આ પ્રમાણે કરે છે:

वीतजन्मजरसं परं शुचि ब्रह्मणः पदमुपैतुमिच्छताम् ।
आगमादिव तमोपहादितः सम्भवन्ति मतयो भवच्छिदः ॥

—કિરાતાર્જુનીયમ્ઃ ૫-૨૨

જન્મ અને જરાવિમુક્ત બ્રહ્મની શુદ્ધ અવસ્થા અને સર્વોચ્ચ દશાને પ્રાપ્ત કરવાનો જેઓ પ્રયાસ કરે છે, તેમના કલ્યાણ અર્થે અજ્ઞાનરૂપી તિમિરનો નાશ કરતું, શ્રુતિઓમાંથી ઉદ્‌ભવ્યું હોય એમ સત્ય અને મોક્ષદાયી જ્ઞાન આ સ્થળેથી ઉદ્‌ભવ્યું છે. અહીં શિવનો આવાસ છે. કવિ કાલિદાસ શિવની યોગની સમાધિ અવસ્થાનું વર્ણન આ પ્રમાણે કરે છે:

पर्यङ्कबन्धस्थिरपूर्वकाय मृज्वायतं सन्नमितोभयांसम् ।
उत्तानपाणिद्वयसन्निवेशात प्रफुल्लराजीवमिवाङ्कमध्ये ॥

શિવ વીરાસન કરીને પલાંઠી લગાવીને બેઠા છે, એમનું પૂર્વ અંગ દૃઢ અને સ્થિર છે, સીધા અને ટટ્ટાર બેઠા છે, એમના સ્કંધ ઉન્નત અને ઢળેલ છે અને પૂર્ણ ખીલેલા પદ્મ જેવી બંને હાથની હથેલીઓ એક ઉપર એક એમણે પોતાના અંક પર ગોઠવેલી છે.

*

## ૧૮ : બદરીનાથ

ॐ नारायणाय विद्महे वासुदेवाय धीमहि तन्नो विष्णुः प्रचोदयात्।

'ॐ। આપણે નારાયણને જાણીએ અને વાસુદેવનું ચિંતન કરીએ. ભગવાન વિષ્ણુ આપણને પ્રેરણા આપે અને આપણને દોરવે.'

—નારાયણોપનિષદ ૧ : ૬

જે કોઈ બદરીવિશાલ જાય છે તે વિષ્ણુના અવતારરૂપ નારાયણના વિખ્યાત મંદિર માટે જાય છે. અને સામાન્ય રીતે એ હરદ્વાર, હૃષીકેશ, દેવપ્રયાગ, કીર્તિનગર, શ્રીનગર અને રુદ્રપ્રયાગ થઈને જાય છે અને ત્યાંથી પછી કેદાર થઈને ચમોલી, પીપલકોટિ, ગરુડ-ગંગ, હેલંગ ચટ્ટી, જોશીમઠ, વિષ્ણુપ્રયાગ, પાંડુકેશ્વર તથા હનુમાન ચટ્ટી જાય છે અને ત્યાંથી છેવટે બદરીનાથ જાય છે.

બદરીનાથનું મંદિર હરદ્વારથી લગભગ ૧૮૪ માઈલ પર, શ્રીનગરથી ૧૦૫ માઈલ પર અને માના ઘાટની દક્ષિણે લગભગ પચીસ માઈલ પર મલ્લપાયન ખંડ પરગણામાં આવેલુ છે. એ મંદિર અલકનંદા નદીના જમણા કાંઠા પર આવેલું છે. જે ખીણમાં એ આવેલું છે તે ત્રણ માઈલ લાંબી અને એક માઈલ પહોળી છે. ખીણની પૂર્વે અને પશ્ચિમે બે વિખ્યાત અને ઉત્તુંગ પહાડો-નર અને નારાયણ પર્વતો-આવેલા છે. હિમાલય ગિરિમાળાનું આ મંદિર સમુદ્રની સપાટીથી લગભગ ૧૦,૨૮૪ ફૂટ ઉપર, ઉત્તર અક્ષાંશ ૩૦° ૪૪' પર અને પૂર્વ રેખાંશ ૭૯° ૩૨' પર આવેલું છે.

પરાપૂર્વથી ચાલી આવેલી કથા મુજબ બદરીનારાયણનું મંદિર ઈસુની નવમી સદીમાં આદિ શંકરાચાર્યે બંધાવ્યુ હતું. મંદિરની મૂર્તિ ગુમ થઈ હતી તે તેમણે

નારદકુંડની અંદર ડૂબકી મારીને શોધી કાઢી હતી. આદિ શંકરાચાર્યનો જન્મ કેરળમાં કાલપી ખાતે થયો હતો. પિતાનું નામ શિવગુરુ અને માતાનું નામ અંબિકા હતું. શંકરે આઠ વર્ષની વયે સંન્યાસ ગ્રહણ કર્યો હતો અને કેટલાક સમય સુધી તેમણે કાશીમાં વાસ કર્યો હતો. ૧૧ વર્ષની વયે તેઓ રવિગ્રામની નજીક આવેલા આ સ્થળે આવ્યા હતા. પછીથી આ સ્થળ જ્યોતિર્મઠ તરીકે પ્રસિદ્ધ થયું હતું અને તેમણે પાંચ વર્ષ સુધી ગુફાવાસ સેવ્યો હતો. સોળ વર્ષની વયે તો હિમાલય જેવી વિરાટ પ્રતિભા ધરાવનાર શંકરે સોળ ગ્રંથો રચ્યા હતા, જેમાં બ્રહ્મસૂત્ર, ગીતા અને ઉપનિષદો પર રચેલાં પ્રસિદ્ધ ભાષ્યોનો પણ સમાવેશ થાય છે. સોળ ગ્રંથો પૂરા કર્યાં બાદ બદરીમાં નારાયણની પ્રાર્થના કરીને પોતાના તમામ ગ્રંથો, ભગવાન નારાયણને સહુ પ્રથમ કોઈએ પણ અર્પણ કર્યા હોય તો તે શંકરે કર્યા હતા. એમના જે ચાર મુખ્ય મઠો છે, તેમાંનો 'ઉત્તરામ્નાય જ્યોતિર્મઠ' તરીકે પ્રસિદ્ધ એવો મઠ એમણે સ્થાપ્યો હતો. ગાદીના અત્યારના અધિપતિ શ્રી કૃષ્ણબોધાશ્રમ સ્વામી છે. કાલિદાસે રચેલા કહેવાતા પોતાના 'શંકરચરિત'માં આ પરંપરાને નીચે મુજબના સારમાં આલેખવામાં આવી છે:

गत्वैकादशवार्षिको बदरिकारण्यं सुपुण्याश्रमं
पञ्चाब्दान्नरकुण्ठया निजधिया भाष्याणि यः षोडश।
निर्माय प्रथमां चकार बदरीनारायणार्चां ततः
श्रीज्योतिर्मठमावबन्ध स गुरुः श्रीशङ्करो वन्द्यते ॥

જોશીમઠમાં નૃસિંહનું, જ્યોતીશ્વર મહાદેવનું પણ મંદિર છે. ત્યાંની અધિષ્ઠાતા દેવી પૂર્ણગિરિ દેવી છે.

બદરીનાથનું હાલનું મંદિર, હિમપ્રપાતથી કેટલાંયે

જૂનાં મંદિરો નાશ પામ્યાં પછી બાંધવામાં આવ્યું છે. મંદિરની પાસે સાડાસોળ ફૂટ લાંબો અને સવાચૌદ ફૂટ પહોળો એક તપ્તકુંડ છે. એમાં ઊના ગંધકિયા પાણીનો એક ઝરો વહે છે. આ કુંડમાં કરેલું સ્નાન ઘણું અસરકારક નીવડે છે. બદરીની આસપાસનો પ્રદેશ વૈષ્ણવ ક્ષેત્ર તરીકે ઓળખાય છે. એમાં પંચ બદરી આવેલા છેઃ બદરીનારાયણ અથવા વિશાળબદરી, પાંડુકેશ્વર ખાતે યોગબદરી, તપોવન નજીક ભવિષ્યબદરી, અણીમઠ ખાતે વૃદ્ધબદરી અને શિલાંગ પાસે ધ્યાનબદરી તરીકે ઓળખાય છે.

બદરીનારાયણ અથવા વિશાલબદરીમાં પાંચ તીર્થ છે–હૃષીકેશ, ગંગ, કર્મધારા, પ્રહ્લાદધારા, તપ્તકુંડ અને નારદકુંડ. બદરીકાશ્રમમાં પંચશિલાઓ પણ છેઃ નારદ-શિલા, વરાહશિલા, માર્કંડેયશિલા, નૃસિંહશિલા અને ગરુડશિલા. બદરીનાથની જરાક ઉત્તરે અલકનંદા નદીના જમણા કાંઠા પર પ્રસિદ્ધ 'બ્રહ્મકપાલ' આવેલું છે અને ત્યાં યાત્રીઓ ઘણી વાર જાય છે. ત્યાં સદ્ગત પૂર્વજોનું શ્રાદ્ધ કરવામાં આવે છે. તેમનું શ્રાદ્ધ થયા પછી તેમની તત્કાળ મુક્તિ થાય છે.

नित्यं जल्पन्ति पितरो मद्वंशे कश्चिदुत्तमः ।
गमिष्यति विशालां यो तारितास्तेन वै वयम् ॥

'પૂર્વજો હમેશાં એમ કહેતા હોય છે કે અમારો કોઈક ઉત્તમ વંશજ બદરીવિશાલ જશે અને ત્યાં 'બ્રહ્મકપાલ'માં અમને પિંડદાન કરશે અને તે પછી અમારી મુક્તિ થશે.'

—સ્કંદ : કેદારખંડ : બદરીમાહાત્મ્ય

'મત્સ્યપુરાણ' (૨૨–૭૩) અને 'વિષ્ણુધર્મ'-(૮૫–૨૩)માં પણ આ સ્થળે શ્રાદ્ધ કરવાની ભલામણ

કરવામાં આવી છે.

અહીં શ્રાદ્ધ કર્યા પછી પૂર્વજોને માટે ભવિષ્યમાં અન્યત્ર ક્યાંય પણ બીજું શ્રાદ્ધ કરવાની જરૂર નથી; કારણ કે તેમની મુક્તિ થઈ ચૂકી હોય છે, બ્રહ્મમાં તેઓ મળી ગયા હોય છે અને તેથી તે પછી કંઈ પણ પિંડદાન સ્વીકારવા વ્યક્તિ સ્વરૂપે તેમનું કોઈ અસ્તિત્વ હોતું નથી. શ્રાદ્ધ ન થયું હોય ત્યાં સુધી બ્રહ્મકપાલ ખાતે પૂર્વજો પોતાના કોઈ વંશજના આગમનની આતુરતાથી પ્રતીક્ષા કરતા હોય છે. પણ શ્રાદ્ધ થઈ ગયા પછી વિષ્ણુના સર્વોચ્ચ ધામમાં તેમની ગતિ થઈ હોય છે.

બદરીનું સ્થૂળ, સૂક્ષ્મ વગેરે જુદી જુદી ચાર રીતે પ્રત્યેકના ભિન્ન ભિન્ન વિસ્તારાનુસાર વર્ગીકરણ થયેલું છે.

બદરીની યાત્રાએ જવા ઈચ્છનારને માટે નીચે મુજબ કાર્યપદ્ધતિનું પાલન કરવાનું સૂચવવામાં આવે છેઃ 'પોતે જન્મ્યો અને ઊછર્યો હોય તે સ્થળે એણે યાત્રાનો સંકલ્પ કરવો, નારાયણને નમસ્કાર કરવા અને પછી આગળ વધવું. જ્યાં સુધી વ્યક્તિના દેહમાં પ્રાણ હોય અને અંગો સશક્ત હોય, ત્યાં સુધી એણે જરાયે વિલંબ કર્યા વગર યાત્રાએ નીકળી જવું જોઈએ. માર્ગમાં એણે ત્રણ બાબતનો ત્યાગ કરવો ઘટેઃ ચોરી, હિંસા અને ભિક્ષાવૃત્તિ. દાનમાં બીજાઓ પાસેથી માગીને અન્નભક્ષણ કરવાની વાત આવી જાય છે. માર્ગમાં જ્યાં જ્યાં પ્રાચીન કાળના ઋષિ–મુનિઓએ માનવ-જાતના કલ્યાણ અર્થે તપ કર્યાં હોય છે, તે તે તીર્થસ્થળોની મુલાકાત એણે લેવી જોઈએ. બની શકે ત્યાં સુધી યાત્રીએ ચાલીને જ તીર્થાટન કરવું જોઈએ.

चरणानां साफल्यं कुर्याद् बदरिकागमात् ।

જ્યોતિર્મઠમાં યાત્રીએ નૃસિંહને અચૂક પ્રણામ કરવા જ જોઈએ. વૈખાનસ તીર્થમાં એણે સ્નાન કરવું. કુબેરશિલા ખાતે એણે દાન કરવું, ઋષિગંગામાં સ્નાન કરવું, નવાં વસ્ત્રો ધારણ કરવાં અને પછી જ જઈ શકાય એવા બદરીના મંદિરને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા. કર્મધારામાંથી જળનું આચમન કરવું, સભામંડપ આગળ જય અને વિજયને વંદન કરવાં અને તે પછી જ મંદિરમાં પ્રવેશ કરવો.

અલકનંદા નદીના જમણા કાંઠા પર નારાયણનું લગભગ ૪૫ ફૂટ ઊંચું મંદિર છે ને તે પૂર્વાભિમુખ છે. મંદિરના શિખર ઉપર સોનાનો કળશ છે. મંદિરની અંદર ભગવાન નારાયણ પોતાના બંને હસ્ત યોગમુદ્રામાં રાખીને પદ્માસનસ્થ થયેલા છે. ભગવાનની મૂર્તિ કૃષ્ણવર્ણી શાલિગ્રામ પાષાણની છે અને તે લગભગ ત્રણ ફૂટ ઊંચી છે. ડાબી બાજુ પર નર અને નારાયણની પાષાણની મૂર્તિઓ છે, સામે ઉદ્ધવ અને નારદની મૂર્તિઓ છે અને જમણી બાજુએ ગરુડ તથા કુબેરની મૂર્તિઓ છે.

કંઈ કાળથી ઋષિઓ, સંતો, સમ્રાટો, રાજાઓ, પૃથગ્જનો, ગરીબો અને નિરાધાર યાત્રીઓ—એમ ભારતના ખૂણેખૂણામાંથી સર્વ પ્રકારના યાત્રીઓ બદરીની યાત્રાએ આવતા રહ્યા છે.

બદરીનું નૈવેદ્ય જો આપવામાં આવે તો કદાપિ તેની ના પાડી શકાય નહિ. ભગવાનની સમક્ષ અસ્પૃશ્યતા જેવી કોઈ વસ્તુ જ નથી. તેમ કોઈની પણ પાસેથી ભગવાનનો પ્રસાદ સ્વીકારવામાં કોઈ નીતિની અપવિત્રતા કે અશુદ્ધિ-દોષ પણ નથી.

बदरीनाथनैवेद्यं यो मोहाद्धि परित्यजेत् ।
चाण्डालादधमो ज्ञेयः सर्वधर्मबहिष्कृतः ।
चाण्डालेनापि संस्पृष्टं न दोषाय भवेत्क्वचित्॥

'અજ્ઞાનને કારણે કે પછી પોતે અન્ય કરતાં ઉચ્ચ છે એવી વૃત્તિથી પ્રસાદ સ્વીકારવાની ના પાડનાર વ્યક્તિ ચાંડાલ કરતાં પણ અધમ છે. અને કોઈ પણ ધાર્મિક કર્તવ્ય અર્થે એ અયોગ્ય છે. ચાંડાલનો સ્પર્શ પામેલું નૈવેદ્ય પણ કદી અશુદ્ધ થતું નથી.'

અહીં સુવર્ણનું યા રૂપાનું જરાક અમસ્તું દાન કરનાર પણ બીજા હજાર અવતારોમાં કદી પણ ગરીબ તરીકે જન્મતો નથી.

બદરીક્ષેત્ર કણ્વના આશ્રમથી તે નંદગિરિ સુધી લગભગ ત્રણથી બાર યોજન જેટલું છે.

બદરીથી લગભગ આઠ માઈલ પર વસુધારાતીર્થ છે. ત્યાં આઠ વસુઓએ તપ કર્યું હતું. પહાડોમાંથી સતત જળધોધ પડતો હોવાને કારણે એ સ્થળ ઘણું દુર્ગમ છે. એમ કહેવાય છે કે જળધોધની નીચે ઊભી રહેનાર વ્યક્તિ જો નિષ્પાપ હોય તો એના પર જળની ધારા સીધી પડે છે, પણ એ જો પાપાત્મા હોય તો એના ઉપર જળની ધારા વાંકી અથવા ત્રાંસી પડે છે.

બદરીનાથના મુખિયાજીઓ મલબારના નામ્બુદ્રી બ્રાહ્મણો છે. મુખિયાજીઓના અધિપતિને રાવળ કહેવામાં આવે છે અને જોશીમઠમાં એનો કાયમી આવાસ હોય છે. શિયાળામાં બદરીનાથની પ્રાર્થના–પૂજા જોશીમઠમાં થાય છે. એમ કહેવાય છે કે જોશીમઠમાં નૃસિંહની મૂર્તિનો એક હાથ રોજ સુકાતો જાય છે અને ક્ષીણ થતો જાય છે.

કોઈક દિવસે એ હાથ ખરી પડશે અને તે પછી બદરી જવાનો માર્ગ જમીન ધસી પડતાં અવરોધાશે અને ત્યારે બદરીનું નવું મંદિર તપોવન પાસે ભવિષ્યબદરી ખાતે બાંધવામાં આવશે.

દંતકથા એવી છે કે ધર્મસુત નર અને કાળપુત્ર નારાયણ બંને મુનિઓ, જેઓ વિષ્ણુના ચોથા અવતાર હતા તેઓ આધ્યાત્મિક શાંતિની પ્રાપ્તિ અર્થે બદરિકાશ્રમ ખાતે ઉગ્ર તપ કરતા હતા.

तुर्ये धर्मकलासर्गे नरनारायणावृषी ।
भूत्वाऽऽत्मोपशमोपेतमकरोद् दुश्चरं तपः ॥

—ભાગવત, ૧, ૩–૯.

નર અને નારાયણની ઉગ્ર તપશ્ચર્યાથી ઇંદ્ર ભયભીત થયો અને તેણે થોડીક અપ્સરાઓ મોકલી આપી. નારાયણને ક્રોધ વ્યાપ્યો અને ઇંદ્રને શાપ આપવા તૈયાર થયા; પરંતુ નરે તેમને શાંત પાડ્યા. એ પછી નારાયણે ઉર્વશી ઉત્પન્ન કરી અને તે ઇન્દ્રે મોકલેલી અપ્સરાઓ કરતાં ઘણી રૂપવાન હતી. નારાયણે ઉર્વશીને ઇંદ્રને ભેટ તરીકે મોકલાવી. અપ્સરાઓએ નારાયણને પરણવાની ખાસ વિનંતી કરતાં તેમણે વચન આપ્યુ કે, કૃષ્ણ તરીકેના બીજા અવતારમાં પોતે અપ્સરાઓને જરૂર પરણશે. બીજા અવતારમાં નર અને નારાયણ અર્જુન અને કૃષ્ણ તરીકે જન્મ્યા. 'દેવી ભાગવત'માં એવી કથા છે કે, પ્રહ્લાદે એકવાર નર અને નારાયણના આશ્રમની બહાર બદરિકાશ્રમ પાસે લશ્કરી સાધનસરંજામ જોયો. તેમને ધુતારાઓ સમજી પ્રહ્લાદે તેમની સાથે યુદ્ધ કર્યું અને તે યુદ્ધ અનંત ચાલ્યા જ કર્યું. આખરે વિષ્ણુએ દરમિયાનગીરી

કરી અને શાંતિ સ્થાપી.

વાસુદેવ અને વિષ્ણુ સાથે જેનો અભેદ ઘટાવવામાં આવે છે એ નારાયણને પરમદેવતા તરીકે લેખવામાં આવે છે. એની ભક્તિ કરનાર સમાજને પંચરાત્ર અથવા ભાગવત સંપ્રદાયના સમાજ તરીકે ઓળખવામાં આવે છે. એના અત્યંત પ્રાચીન સિદ્ધાંતો મહાભારતના શાંતિ-પર્વના નારાયણીય ખંડમાં જળવાયેલા છે. ભીષ્મપર્વની ગીતામાં જેમ ૧૮ પ્રકરણો છે તેમ નારાયણીયપર્વનાં પણ ૧૮ પ્રકરણો છે.

નારાયણ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે કરવામાં આવી છે: 'નાર'નો આશ્રય. નારનો અર્થ જળ પણ થાય છે. નરનો અર્થ માનવસમાજ એવો પણ થાય છે. મનુષ્ય સાધારણ રીતે ગાયક છે. ઈશ્વર એ એની ભક્તિનો વિષય છે. ઋગ્વેદ(૧૦–૯૦)ના પુરુષસૂક્તમાં નારાયણ ઋષિ છે અને પુરુષ અથવા નર એ દેવતા છે. અલબત્ત, અહીં પુરુષ તે અનંત વિસ્તાર પામેલી દિવ્ય ગુણ-સંપત્તિઓયુક્ત વિશ્વમાનવીનો જ પ્રતિનિધિ છે. ઐતરેય આરણ્યક(૮૨–૩–૨૧)માં જણાવાયું છે કે આત્મા પુરુષમાં બરાબર યથાસ્થિત છે. કારણ પુરુષ જ્ઞાન ધરાવે છે, બુદ્ધિ-પૂર્વક વાણી ઉચ્ચારે છે અને જુએ છે. ભવિષ્યમાં શું સર્જિત, નિર્મિત છે તે એ જાણે છે. શું પ્રેક્ષણીય અને પ્રાપણીય છે અને શું નથી, તે પણ એ સમજે છે. વિશેષમાં મરણાધીન હોવાનું જાણવા છતાં અમરત્વ સિદ્ધ કરવાની એ મહત્ત્વાકાંક્ષા સેવે છે.

मर्त्यानमृतमीप्सति ।

એટલા માટે 'ભાગવત'(૧૧–૯–૨૮)માં જણાવાયું છે:

सृष्ट्वा पुराणि विविधान्यजयाऽऽत्मशक्त्या
वृक्षान् सरीसृपपशून् खगदंशमत्स्यान्।
तैस्तैरतुष्टहृदयः पुरुषं विधाय
ब्रह्मावबोधधिषणं मुदमाप देवः।

'પોતાની અનંત આત્મિક શક્તિ વડે ઈશ્વરે તરેહ તરેહના જીવ–વનસ્પતિ, સર્પ, પશુ, પક્ષી, કીટ, મત્સ્ય ઈત્યાદિને સર્જ્યાં અને છતાં એને સંતોષ ન થયો. એટલે બ્રહ્મને જાણી શકે એવી બુદ્ધિવાળો મનુષ્ય સરજ્યો અને પછી ભગવાન અત્યંત સંતુષ્ટ થયા.'

મનુષ્યનું ગૌરવ, સર્વોચ્ચને સિદ્ધ કરવાની એની શક્તિ તથા મનુષ્ય પોતાનું કર્તવ્ય સિદ્ધ કરશે એવી ઈશ્વરની શ્રદ્ધાને સ્થાપિત કરવા આથી વિશેષ બીજા શેની જરૂર છે? આ નરને નારાયણની બાજુમાં જ સ્થાન આપવામાં આવ્યું છે. પુરાણોમાં ઇન્દ્રના આસનમાં ભાગ પ્રડાવનાર મનુષ્યોના દાખલા છે.

अर्धासनं गोत्रभिदोऽधितस्थौ —રઘુવંશ

મુણ્ડકોપનિષદમાં આત્મા (મનુષ્ય) અને પરમાત્માને એક જ વૃક્ષ ઉપર બેઠેલાં બે પક્ષી તરીકે વર્ણવ્યા છે. એમાંનું એક ફળ આરોગે છે અને આસ્વાદે છે, જ્યારે બીજું પક્ષી માત્ર સાક્ષી તરીકે જોયા કરે છે.

મહાભારતના નારાયણીય પર્વનો આરંભ એવી પંક્તિથી થાય છે કે: 'નર, નારાયણ, હરિ અને કૃષ્ણ એ ધર્મના ચાર પુત્રો છે. એમાંના નર અને નારાયણ બદરિકાશ્રમમાં તપ કરતા હતા. પ્રત્યેક પર્વની શરૂઆતમાં વ્યાસજી નર અને નારાયણને નમસ્કાર કરે છે. તેમને વારંવાર અર્જુન તથા કૃષ્ણ તરીકે ઘટાવવામાં આવે છે.

મહાભારતમાં જણાવ્યું છે: એક વાર નારદમુનિ બદરી ખાતે નર અને નારાયણ પાસે ગયા. નારાયણ પોતાના રોજના રિવાજ મુજબ ઈશ્વરની ઉપાસના કરતા હતા. નારદે એમને પ્રશ્ન કર્યો કે: 'આપ નારાયણ પોતે કોની પૂજા કરો છો? કોની ભક્તિ કરો છો?' નારાયણે જવાબ દીધો: 'અમે આત્માની ભક્તિ કરીએ છીએ.' નારદ એ વસ્તુ સમજવા માગતા હતા. નારાયણે તેમને કહ્યું: 'તમે શ્વેતદ્વીપ જાઓ. ત્યાં તમને નારાયણના અસલ સ્વરૂપનું દર્શન થશે.' નારદ શ્વેતદ્વીપ ગયા. ત્યાં એમને નારાયણનાં બંને સ્વરૂપનું દર્શન થયું—એક 'નિર્ગુણ' અને બીજું 'વિશ્વરૂપ.'

નારાયણનું સ્તવન કરતા ચિત્રશિખંડીઓ તરીકે ઓળખાતા સપ્ત મુનિઓ અને ઉપરિચર વસુની દંતકથા પણ એમાં વર્ણવવામાં આવી છે.

પાણિનિ(ઈ. સ. પૂર્વે ૫ મી સદી)એ નારાયણસ્વરૂપ વાસુદેવના ભક્તિ સંપ્રદાયનો ૪-૩-૯૮ સૂત્રમાં નિર્દેશ કર્યો છે.

બદરીમાહાત્મ્યમાં સ્કંદના જણાવવા પ્રમાણે નારદ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે: 'બદરી ખાતે ભગવાન ઉપર ગંગાજળ( નાર )નો અભિષેક કરનાર મુનિ (નારદ).

બદરિકાશ્રમ વ્યાસના આશ્રમના સ્થળ તરીકે પ્રસિદ્ધ છે. બદરીવનમાં જન્મ્યા હોવાથી વ્યાસ બાદરાયણ કહેવાય છે.

વ્યાસે વેદોને પુનઃ વ્યવસ્થિત કર્યા અને તેથી તેઓ વ્યાસ કહેવાય છે. એમણે પોતે મહાભારતનાં પ્રતિષ્ઠિત પાત્રો સરજાવ્યાં, તેમના પછી પણ જીવ્યા અને મહાન અમર કાવ્ય 'મહાભારત'માં અવિસ્મરણીય પાત્રો તરીકે તેમને વર્ણવ્યાં પણ ખરાં. ગણેશ જેવા લહિયાને રોકીને વ્યાસે કહેવા જેવું કશું જ બાકી નથી રાખ્યું. व्यासोच्छिष्टं जगत्सर्वम् ।

पुण्ये हिमवतः पादे मध्ये गिरिगुहालये ।
विशोध्य देहं धर्मात्मा दर्भसंस्तरमाश्रितः ॥
शुचिः सनियमो व्यासः शान્તાत्मा तपसि स्थितः
भारतस्येतिहासस्य धर्मेणान्वीक्ष्यतां गतिम् ।
प्रविश्य योगं ज्ञानेन सोऽपश्यत्सर्वमन्ततः ॥

'હિમાલયની વિમલ પહાડી ભૂમિ ઉપર આવેલી એક પર્વતી ગુફામાં ઉચ્ચાત્મા વ્યાસ ભગવાન યૌગિક વ્યાયામ કરીને પોતાના દેહને શુદ્ધ કર્યા પછી દર્ભાસન ઉપર બિરાજતા ત્યાં તપ કરતાં કરતાં શાંતચિત્ત રહીને, પવિત્ર અને નિયમબદ્ધ જીવન ગાળતાં ગાળતાં ધર્મની સહાયથી તેમણે ભારતનો ઇતિહાસ તેના ઘટનાક્રમમાં નિહાળ્યો. તેમણે યોગાવસ્થા અથવા સમાધિ અવસ્થામાં પ્રવેશ કર્યો હોવાથી અને સર્વોચ્ચનું જ્ઞાન મેળવ્યું હોવાથી તેમને અથેતિ સઘળું જ દર્શન થયું.'

—આદિપર્વ, ૧, ૩૯ થી ૪૧

પરાશરસ્મૃતિમાં જણાવાયું છે કે, વ્યાસના પિતા ભગવાન પરશુરામ બદરીમાં વસતા હતા:

ततस्त ऋषयः सर्वे धर्मतत्त्वार्थकांक्षिणः ।
ऋषिं व्यासं पुरस्कृत्य गता बदरिकाश्रमम् ॥

—પરાશરસ્મૃતિ ૧–૫

મત્સ્યપુરાણ(૨૦૧–૨૪)માં કહ્યું છે કે મિત્ર અને વરુણ અહીં તપશ્ચર્યા કરતા.

પાંડવો અર્જુનને શોધતા શોધતા નર અને નારાયણના આ આશ્રમમાં આવ્યા હતા.

'અહીં ભૂખ અને તરસ, ઠંડી કે ગરમી કોઈ વસ્તુ મુશ્કેલી જન્માવતી નથી. આ સ્થળે તમામ ગમગીની નષ્ટ થાય છે.' —વનપર્વ

પાંડુકેશ્વરમાં પાંડુ રાજાએ પોતાની પત્ની સાથે મૃગનું સ્વરૂપ ધારણ કરીને ક્રીડા કરતા એક મુનિને બાણથી હણી નાખ્યા હતા. મુનિએ એને શાપ આપ્યો કે પાંડુ પોતાની જ પત્ની સાથે ક્રીડા કરતો હશે તે વેળાએ જ એ મૃત્યુ પામશે. આ શાપથી પાંડુ ઘણો જ દુઃખી થયો અને તેણે અહીં તપશ્ચર્યા કરી.

વિષ્ણુપ્રયાગમાં નારદે વિષ્ણુની ભક્તિ કરી. બે નદીઓ એકબીજાને આશ્લેષે તે સંગમ માટે 'પ્રયાગ' શબ્દ વપરાય છે. પાંચ પ્રયાગોમાંના એક વિષ્ણુપ્રયાગ ખાતે અલકનંદા ધવલગંગાને મળે છે. અહીં અલકનંદા વિષ્ણુ-ગંગા તરીકે પણ ઓળખાય છે. દંતકથા એવી છે કે ગંગા વિષ્ણુના ચરણમાંથી પ્રભવી હતી.

હનુમાન ચટ્ટી આગળ ભીમ પોતાના બંધુ તથા વાયુપુત્ર હનુમાનને મળ્યો હતો. ચમોલીમાં લોકો કસ્તૂરી અને શિલાજિત ખરીદે છે. ચમોલીથી ચાર માઈલ પર વિરહી સંગમ છે, જ્યાં અલકનંદા અને વિરહી બે નદીઓ મળે છે. અહીં શિવને પોતાની પત્ની સતી પાર્વતીના મૃત્યુથી ઉદ્‌ભવેલા વિયોગની વેદના સહેવી પડી હતી. ગરુડ-ગંગા આગળથી કેટલાક લોકો શિલાઓ ઉપાડી લે છે. એમ કહેવાય છે. આ પથ્થરથી સર્પદંશની ઝેરી અસર નષ્ટ થાય છે.

યાદવોનો નાશ થવાનો હતો અને દ્વારકા સમુદ્રમાં ડૂબી જવાનો યોગ આવ્યો હતો, ત્યારે કૃષ્ણે ઉદ્ધવને બદરિકાશ્રમ જઈને ત્યાં તપ કરવાની સલાહ આપી હતી; કારણ કૃષ્ણ અને નારાયણ એક જ સ્વરૂપ છે અને તેથી બદરીમાં કૃષ્ણનો પોતાનો જ આશ્રમ છે.

ततस्तमन्तर्हृदि सन्निवेश्य गतो महाभागवतो विशालाम्।
यथोपदिष्टां जगदेकबन्धुना तपः समास्थाय हरेरगाद् गतिम्॥

'મહાભાગવત ઉદ્ધવ કૃષ્ણે કરેલા ઉપદેશ ઉપર મનન કરીને વિશ્વબંધુ એવા કૃષ્ણની સલાહને અનુસરીને બદરી-વિશાલ ગયા. ત્યાં એમણે તપશ્ચર્યા કરી અને હરિધામની પ્રાપ્તિ કરી.' —ભાગવત, ૧૧-૨૯-૪૭

'ભારતવર્ષમાં ભગવાને પોતાની સહજ કૃપા વડે ભગવાન નર અને નારાયણનું સ્વરૂપ ધારણ કર્યું છે અને આત્મસંયમી પ્રજાના કલ્યાણાર્થે કલ્પના અંત સુધી પોતાના સ્થૂલ, સૂક્ષ્મ શરીર દ્વારા તપ આચરવાનું ચાલુ રાખ્યું છે. એના તપથી ધર્મની, જ્ઞાનની, વૈરાગ્યની, ઐશ્વર્યની, ઉપશમની અને ઉપરામની વૃદ્ધિ થાય છે. સર્વોચ્ચ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. ભગવાનના પરાક્રમનું વર્ણન જેમાં સાંપડે છે, તે 'પંચરાત્ર'નું અને સાંખ્યયોગનું જ્ઞાન ખુદ ભગવાને પોતે ઉપદેશ્યું હતું. નારદને એવી ઇચ્છા થઈ કે એ જ્ઞાન સાવર્ણિ મનુને મળવું જોઈએ. ભારતની સમસ્ત આસ્તિક પ્રજા સહિત નારદે વિનમ્રતાથી અને ભક્તિભાવથી નર-નારાયણ સમીપ ઉપસ્થિત થઈ તેમને પ્રાર્થના કરી: 'ૐ અમે સહુ સાથે જેનો ઉપશમ છે, જે નિઃસ્વાર્થ છે, જે નિર્ધનની અને નિઃસહાયની સંપત્તિ છે. ઋષિઓમાં જે શ્રેષ્ઠ છે, પરમહંસના પણ જે સર્વોચ્ચ ગુરુ છે, આત્મસિદ્ધિ આનંદ પામનાર યોગીઓમાં પણ જે શ્રેષ્ઠ છે, એવા નર-નારાયણને અમે પ્રણામ કરીએ છીએ.'

—ભાગવત, ૫, ૧૯-૯ થી ૧૨

*

## ૧૯ : પુષ્કર

सर्वतीर्थेषु राजेन्द्र तीर्थं त्रैलोक्यविश्रुतम् ।
पुष्करं नाम विख्यातं महाभागः समाविशेत् ।
दशकोटिसहस्राणि तीर्थानां वै महामते ।
सान्निध्यं पुष्करे येषां त्रिसन्ध्यं कुरुनन्दन ॥

પુલસ્ત્ય કહે છે: 'હે રાજેન્દ્ર, કુરુનન્દન, કેવળ ભાગ્યવાન જ, જગતભરનાં તીર્થોમાં સહુથી વિશેષ વિખ્યાત અને શ્રેષ્ઠ એવા પુષ્કર તીર્થની મુલાકાત લઈ શકે છે. એક અબજ તીર્થો તો કાયમને માટે અહીં વસેલાં છે.' —વનપર્વ, ૮૦, ૨૦-૨૧

પવિત્ર એવું પુષ્કર સરોવર અજમેરની દક્ષિણે સાત માઈલ પર આવેલું છે. આ ઉભયની વચ્ચે નાગ પર્વત આવેલો છે. ખડકાળ ટેકરીઓથી વીંટળાયેલી એવી સાંકડી ખીણની અંદર ભારતનું આ અત્યંત પવિત્ર સરોવર આવેલું છે અને પરાપૂર્વથી પ્રતિવર્ષ લાખો હિંદુઓ આ તીર્થસ્થળે આવે છે. આ સરોવર પુષ્કરરાજ અથવા તીર્થરાજ તરીકે ઓળખાય છે. પુષ્કર સરોવરના જળમાં સ્નાન કર્યા વગર બદરી, પુરી, રામેશ્વર અને દ્વારકા આ ચાર વિખ્યાત તીર્થધામોની યાત્રા અધૂરી ગણાય છે. પ્રાણીમાત્રના પિતામહ બ્રહ્માનો અહીં સનાતન વાસ છે અને દેવો તથા અસુરો સમાન દૃષ્ટિથી એમની ભક્તિ કરે છે. કારતક માસમાં પુષ્કરની એક વાર યાત્રા કરવાથી બ્રહ્મવાસની પ્રાપ્તિ થાય છે. જન્મ પછીથી થયેલાં તમામ પાપોનો અહીં કેવળ સ્નાન કરવાથી નાશ થાય છે. જેમ મનુષ્યો અને દેવોની સૃષ્ટિમાં પ્રથમ સ્થાનના અધિકારી કૃષ્ણ છે, તેમ સર્વ તીર્થોમાં પ્રથમ સ્થાન પુષ્કરનું છે (વનપર્વ). पुष्करादीनि तीर्थानि। આપણે તીર્થોનો સામાન્ય નિર્દેશ કરવો હોય

તોપણ 'तीर्थारंभो पुष्करः' એવો પ્રયોગ અવારનવાર થતો જ હોય છે.

એમ કહેવાય છે કે, 'સત્યુગમાં દરેક વસ્તુ શુદ્ધ હતી. ત્રેતાયુગમાં પુષ્કર પવિત્ર મનાવા માંડ્યું. દ્વાપરમાં કુરુક્ષેત્ર અને કલિયુગમાં ગંગા પવિત્ર મનાઈ (વનપર્વ ૮૩–૯૦).' તીર્થસ્થળ તરીકે પુષ્કરની ખ્યાતિ કેટલી બધી પ્રાચીન છે તે આ ઉપરથી જોઈ શકાશે.

અનુશાસન પર્વ (૬૪–૯)માં પુષ્કર, પ્રભાસ, નૈમિષ, સાગર, દેવિકા (સરયૂ) અને તુરણ્યબિંદુ આ સકલ તીર્થોનો એક સાથે નિર્દેશ મળે છે અને જણાવાયું છે કે આ તીર્થોની યાત્રા પછી વિમાનમાં બેસાડીને સ્વર્ગે લઈ જતી અપ્સરાઓની સ્વાગતવાણીથી જ જાગ્રત થવાનુ બાકી રહે છે (અલબત્ત મૃત્યુ પછી).

पुष्कर च प्रभासं च नैमित्तं सागरोदकम्।
देविकामिन्द्रमार्गं च स्वर्णविन्दुं विगाह्य च
विबोध्यते विमानस्थः सोऽप्सरोभिरभिष्टुतः॥

'વાલ્મીકિ રામાયણ'માં 'બાલકાંડ' (૬૧)માં વિશ્વામિત્ર મુનિ તપ કરતા હતા એવા સ્થળ તરીકે પુષ્કરનો નિર્દેશ મળે છે. એટલે એમણે પોતાની દેવી શક્તિથી નવું સ્વર્ગ રચવા માંડ્યું. આથી દેવોએ વિશ્વામિત્ર સાથે સમાધાન કર્યું અને ત્રિશંકુને અવકાશમાં યોગ્ય સ્થાન આપ્યુ. આ ઘટના પછી વિશ્વામિત્રને કોઈક એવા પવિત્ર સ્થળે જઈને રહેવાની ઇચ્છા થઈ કે જ્યાં કોઈ એમને તેમની તપશ્ચર્યામાં વિક્ષેપ ન પહોંચાડે. એટલે તેઓ પુષ્કર આવ્યા.

एवमुक्त्वा महातेजाः पुष्करेषु महामुनिः।
तप उग्रं दुराधर्षं तेपे मूलफलाशनः॥—બાલકાંડ, ૬૧–૪

મુનિ વિશ્વામિત્ર પુષ્કર ખાતે પોતાની તપશ્ચર્યામાં નિમગ્ન હતા એ વેળા સુનઃશેપ તેમની પાસે આશ્રય ખોળતો આવ્યો. 'બાલકાંડ'(૬૧–૬૨)માં જે વૃત્તાન્ત છે તે આ પ્રમાણે છેઃ રાજા અંબરીષને યજ્ઞ કરવો હતો પણ યજ્ઞ માટેનું પશુ ઇંદ્ર ચોરી ગયો હતો. હવે યજ્ઞ તો પૂરો કરવાનું અનિવાર્ય હતું એટલે મૂળ પશુને સ્થાને બીજા કશાકનો બલિ આપી શકાય એમ સૂચવાયું. અંબરીષે એને માટે સારું એવું મૂલ્ય ચૂકવવાની તત્પરતા દાખવી. એક ઋચિકાને ત્રણ પુત્રો હતા. એ ઋચિકા અજીગર્તો તરીકે ઓળખાતી. ત્રણમાંનો સહુથી મોટો પુત્ર બાપને લાડકો હતો, સૌથી નાનો પુત્ર માને વહાલો હતો. વચલો પુત્ર સુનઃશેપ હતો અને તેથી સુનઃશેપે પોતે જ પેલા પશુને બદલે હોમાવાની તત્પરતા દર્શાવી. અંબરીષ એને એનાં મા–બાપ પાસેથી લઈ જતો હતો તે વેળા એ પુષ્કર આગળ વિશ્વામિત્ર ઋષિના આશ્રમ ખાતે થોભ્યો. સુનઃશેપ મુનિને ચરણે પડ્યો. મુનિએ પોતાના પુત્રોને પૂછ્યું કે, 'તમારામાંથી કોઈ સુનઃશેપને બદલે જઈ એને ઉગારવા તૈયાર થશો?' પણ કોઈ આગળ આવ્યું નહિ. કોઈ પુત્ર તૈયાર ન થયો એટલે વિશ્વામિત્રે પુત્રોને શાપ આપ્યો. એ પછી વિશ્વામિત્રે સુનઃશેપને બે ખાસ ગાથાઓ આપી. એથી ઇંદ્ર ખુશ થયો અને સુનઃશેપ ઊગરી ગયો. તે પછી વિશ્વામિત્રે ફરી વાર પોતાનું તપ આરંભ્યું. એક વેળા મેનકાએ એમના તપમાં ભંગ પાડ્યો. મેનકાનો તેમણે દશ વર્ષ સુધી સહવાસ કર્યો. તે પછી પાછું વિશ્વામિત્રે તપ શરૂ કર્યું. પણ તેમાં રંભાએ ભંગ કરાવ્યો. આ વેળા વિશ્વામિત્ર ચળ્યા નહિ, એમણે રંભાને શાપ આપીને પાષાણ બનાવી

દીધી. એમનું તપ ચાલુ રહ્યું. એમણે એવું ઉગ્ર તપ કર્યું કે, બ્રહ્મા પોતે તેમની સમક્ષ આવી ઊભા અને તેમને બ્રહ્મર્ષિ બનાવ્યા. પણ વિશ્વામિત્રે કહ્યું : ब्रह्मपुत्रो वसिष्ठो मामेवं वदतु देवताः ( બાલકાંડ ૬૪–૨૪ ) એમની એવી ઇચ્છા હતી કે વસિષ્ઠે એમનો એ રીતે સ્વીકાર કરવો જોઈએ. ગુણદર્શન સહુથી વધારેમાં વધારે મહત્ત્વની વ્યક્તિ તરફથી થવું જોઈએ.

ततः प्रसादितो देवैर्वसिष्ठो जपतां वरः ।
सख्यं चकार ब्रह्मर्षिरेवमस्त्विति चाब्रवीत् ॥
विश्वामित्रोऽपि धर्मात्मा लब्ध्वा ब्राह्मण्यमुत्तमम् ।
पूजयामास ब्रह्मर्षिं वसिष्ठं जपतां वरम् ॥

મુનિઓમાં શ્રેષ્ઠ એવા વસિષ્ઠ તે પછી દેવોથી પ્રસન્ન થયા અને મુનિ વિશ્વામિત્રની સાથે સુલેહ અને મૈત્રી સાધવાનું તેમણે સ્વીકાર્યું. વિશ્વામિત્રે પણ પોતાની ઉગ્ર તપશ્ચર્યાથી ઉત્તમ બ્રાહ્મણત્વ સિદ્ધ કર્યું હોવાથી મહાન બ્રહ્મર્ષિ એવા વસિષ્ઠનું પૂજ્ય ભાવથી સન્માન કર્યું.

—બાલકાંડ ૬૫, ૨૫ અને ૨૭

'ઐતરેય બ્રાહ્મણ'( ૭–૩ )માં સુનઃશેપની કથાનું વર્ણન સાંપડે છે. પરંતુ તેમાં તેનો સંબંધ અંબરીષ સાથે નહિ પણ રાજા હરિશ્ચંદ્ર સાથે જોવા મળે છે. ત્યાં જેને પ્રસન્ન કરવાના હતા તે દેવ ઇંદ્ર નહિ પણ વરુણ હતા. 'ઋગ્વેદ'( ૩–૫૩ )માં જણાવાયુ છે કે, વિશ્વામિત્રે જમદગ્નિ ઋષિ પાસેથી સસર્પરિ વિદ્યા પ્રાપ્ત કરી હતી. એ વિદ્યા ચિત્તને તેજસ્વી બનાવી શકે એવી અને ગદ્ય તેમ જ પદ્યમાં ઉત્તમ સાહિત્ય સર્જવાની શક્તિ પ્રાપ્ત થાય એવી હતી. ઋગ્વેદનું સમગ્ર ત્રીજું મંડળ પરંપરા-

થી મનાતું આવ્યું છે તેમ વિશ્વામિત્રની સરજત છે. ઋગ્વેદના ત્રીજા મંડળનું સર્જન એ સસર્પરિ વિદ્યાના પ્રભાવની પ્રતીતિ કરાવે છે. મુનિ વિશ્વામિત્ર વિપાસ (બિયાસ) અને શતદ્રિ (સતલજ) નદીઓની સાથે વાત કરી શકતા. તેઓ વિખ્યાત ગાયત્રીમંત્રના ઋષિ છે. એ મંત્રનો અર્થ આવો છે: 'અમે તિમિર અને અજ્ઞાનના રાશિનું નિવારણ કરનાર ભર્ગ સમા સર્વોચ્ચ અને મુખ્ય, અત્યંત દિવ્ય તથા શ્રેષ્ઠ એવા તેજનું, અંદરથી પ્રેરણા આપનાર સવિતૃ જે સહુના અંતર્યામી છે તેના તેજનું ચિંતન કરીએ છીએ. એ સત્યને માર્ગે અમારી બુદ્ધિને દોરવો એવી અમારી પ્રાર્થના છે.' આ મંત્રમાં ધીમહિ ક્રિયાપદ છે. તે પરથી સ્પષ્ટ થાય છે કે, આ પ્રાર્થના કેવળ વ્યક્તિગત નથી, સમસ્ત માનવ–સમાજની છે. આ ગાયત્રીને, વેદોના નિષ્કર્ષ અથવા સારતત્ત્વરૂપે અને વેદોની માતા તરીકે ઘટાવવામાં આવે છે. સતત આત્મસંયમ અને સખત તપશ્ચર્યા દ્વારા સર્વોચ્ચ બ્રહ્મવર્ચસ્ અને આધ્યાત્મિક સર્વાધિપત્ય પ્રાપ્ત કરી ચૂકેલા અને પોતાના સંચિત તપના સમગ્ર બળથી તેને સમૃદ્ધ કરનાર મુનિની આંતર પ્રેરણામાંથી આ ગાયત્રી મંત્રનો પ્રાદુર્ભાવ થયો હતો. વેદોના સત્ત્વ તરીકે સમગ્ર ભારતે એનો પુરસ્કાર કર્યો છે. એના વિના દીક્ષા મળી શકે નહિ. કંઈક કાળથી લાખો આસ્તિક જનો પ્રાર્થના ભાવે પુનઃ પુનઃ એ મંત્રનો ઉચ્ચાર કરે છે અને એનું બળ વધારવામાં પોતાનો ફાળો આપે છે.

'પદ્મપુરાણ'(સૃષ્ટિ પંદરથી ઓગણીસ)માં પુષ્કરનું વિસ્તારથી વર્ણન મળે છે. એક વાર બ્રહ્મા પૃથ્વી-

ની પ્રદક્ષિણા કરી રહ્યા હતા. તેઓ પ્રદક્ષિણા કરતાં કરતાં પુષ્કર પાસેના જંગલમાં આવ્યા. એ વન નેત્રોને આનંદ અર્પે એવું લીલાંછમ વૃક્ષોથી સભર, સુગંધી પુષ્પોથી ભર્યું ભર્યું અને મિષ્ટ ફળોથી સમૃદ્ધ હતું. પદ્મપાણિ બ્રહ્માને એ અરણ્યમાં આવતાં ઘણો આનંદ થયો. વૃક્ષોએ પુષ્પવૃષ્ટિ કરી બ્રહ્માનું સ્વાગત કર્યું.....પિતામહ બ્રહ્માએ તેમના આતિથ્યનો સ્વીકાર કર્યો અને તેમને ઇચ્છામાં આવે તે વરદાન માગવાનું જણાવ્યું. વૃક્ષોએ બ્રહ્માને સદાયને માટે પુષ્કર વનમાં નિવાસ કરવાની વિજ્ઞપ્તિ કરી. બ્રહ્માએ તેમની વિનંતી માન્ય રાખી અને એક હજાર વર્ષ સુધી તેઓ ત્યાં રહ્યા. અત્યંત સમૃદ્ધ વૃક્ષોએ પૂરા આદર ભાવે અર્પેલા પુષ્પગુચ્છો સ્વીકારવાને સર્જનહાર ભગવાનને નિમંત્રણ આપ્યું હોય એવો આ પહેલવહેલો અને મહાન વન–મહોત્સવ ઊજવાયો.'

બ્રહ્મા આ વનમાં હતા ત્યારે એક વાર તેમના કરમાંથી કમળ પૃથ્વી પર પડયું. કમળના પડવાથી એવડો મોટો અવાજ થયો કે આખી પૃથ્વી કંપી ઊઠી. દેવો દોડતા દોડતા બ્રહ્મા પાસે ગયા અને પૂછયું કે, 'શાથી આવો અવાજ થયો ? શું થયું ?' બ્રહ્માએ તેમને કહ્યું, 'વજ્રનાભ કરીને એક રાક્ષસ હતો અને તે નાનાં બાળકોને મારી નાખતો; તેથી મેં મંત્રોથી પવિત્ર કરાયેલા એવા મારા કમળ વડે એને હણી નાખ્યો.' આ કમળ જે સ્થળે ફેંકવામાં આવ્યું હતું, તે સ્થળ પુષ્કર( કમળ )-તીર્થ તરીકે પ્રસિદ્ધ થયું : બ્રહ્માના હસ્તમાંથી ફેંકાયેલું પદ્મ એક સ્થળેથી ઊછળીને બીજે અને ત્યાંથી ત્રીજે એમ ત્રણ સ્થળે પડયું અને આ સ્થળોએ ધરતીમાંથી

જળનો પ્રવાહ બહાર ધસી આવ્યો હતો. આ ત્રણ સ્થળો છ માઈલના વિસ્તારમાં આવેલાં છે અને તે જ્યેષ્ઠ, મધ્ય તથા કનિષ્ઠ પુષ્કર તરીકે જાણીતાં છે. આ ત્રણેના પ્રમુખ દેવો બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર છે.

જ્યેષ્ઠ પુષ્કર ખાતે બ્રહ્માએ એક યજ્ઞ કરવાનો નિર્ણય કર્યો. આ યજ્ઞ બ્રહ્મા પોતાનાં પત્ની સાવિત્રીને સાથે રાખીને જ કરવાના હતા. યજ્ઞનો સમય થતાં સાવિત્રી યજ્ઞસ્થળે પહોંચી જવાં જોઈતાં હતાં; પરંતુ તેઓ પોતાની સહિયરની રાહ જોવા રહ્યાં. તેમાં નિર્ધારિત સમય કરતાં વિલંબ થયો. હવે યજ્ઞની એ ઘડી એટલી બધી શુભ હતી કે બ્રહ્માને તે ગુમાવવી પરવડે એમ ન હતું. એટલે એમણે યજ્ઞમાં પોતાની સાથે પત્ની તરીકે બેસી શકે એવી કન્યા તત્કાળ શોધી કાઢવાનું ઇંદ્રને ફરમાવ્યું. ઇંદ્રે તાબડતોબ એક ગોપકન્યા મેળવી આપી. એ કન્યા ગાયના મુખમાં ફેંકાઈ ગઈ હતી અને ગોમુખમાંથી એનો પુનર્જન્મ થતાં એ ગાયત્રી કહેવાઈ. બ્રહ્માએ ગાયત્રીની સાથે લગ્ન કર્યું અને પોતાના યજ્ઞનો સમય સાચવ્યો; પરંતુ એ વેળા યજ્ઞમાં શિવે અંતરાય નાખ્યો; પરંતુ દેવોએ પુષ્કર ખાતે શિવાલય બાંધવાની બાંયધરી આપી તેમને શાંત પાડ્યા. યજ્ઞનું કાર્ય આગળ ચાલ્યું અને એ જ ક્ષણે સાવિત્રી આવ્યાં. તેમણે બ્રહ્માની સાથે ગોપકન્યાને બેઠેલી જોઈ અને તેમને અતિશય ક્રોધ વ્યાપ્યો. તેમણે બ્રહ્માને શાપ આપ્યો. બ્રહ્માએ સાવિત્રીને સામો શાપ આપ્યો. અને એમ સામસામા શાપ–પ્રતિશાપ અપાયા પછી તેની અસરનું મારણ અથવા નિવારણ કરવાના ઉપાય વિચારાયા. સાવિત્રીએ બ્રહ્માને એવો શાપ આપ્યો કે: 'જાઓ, હવેથી કોઈ જ તમારી પૂજા નહિ કરે.' શાપ આપીને સાવિત્રી

પુષ્કરની દક્ષિણે એક ટેકરી પર ચાલ્યાં ગયાં. આજે પણ ત્યાં તેમનું એક મંદિર છે.

પુષ્કર ખાતે કોઈ પણ પશુનો વધ કરવા દેવામાં આવતો નથી.

પુષ્કર સરોવર પર એ જ નામનું શહેર આવેલું છે. બ્રહ્માના તીર્થ તરીકે એ પ્રસિદ્ધ છે. કારતક માસની પૂર્ણિમાએ અહીં એક મોટો મેળો ભરાય છે. આ દિવસે ભારતભરમાં બ્રહ્માની પૂજા થાય છે. પુષ્કરનાં પ્રાચીન મંદિરોનો ઔરંગઝેબે નાશ કર્યો હતો. અત્યારે જે મંદિરો, ધર્મશાળાઓ અને ઘાટ છે, તે સર્વ રજપૂતાનાના રાજાઓએ બંધાવ્યાં છે. કારતક મહિનામાં લાખો યાત્રાળુઓ આ સ્થળે આવે છે. આ સરોવરની આસપાસનો વિસ્તાર કમળો માટે ખૂબ વિખ્યાત છે. એમ કહેવાય છે કે, સરસ્વતી નદી કુરુક્ષેત્ર પાસે વિનાશન આગળ લુપ્ત થયા પછીથી આ પુષ્કર સરોવર આગળ ફરીથી વહેતી થઈ છે. પુષ્કર એ પિતામહ બ્રહ્માની યજ્ઞની વેદી છે. ત્યાં આગળ બ્રહ્માઘાટ, ગૌઘાટ, કપાલવિમોચનઘાટ, બદરીઘાટ તથા સ્વરૂપઘાટ એમ જાતજાતના ઘાટ આવેલા છે.

સ્વરૂપઘાટની કથા આવી છે: નવમી સદીમાં પ્રસિદ્ધ પરિહર નરેશ નરહરરાવ મૃગયા ખેલતાં ખેલતાં આ સ્થળે આવી ચડ્યા. આ વિસ્તારમાં જળનું સરોવર જોઈને એણે પીવા માટે ખોબો ભરીને પાણી લીધું. પાણીનો કરતલ-(હથેળી)ને સ્પર્શ થતાં જ ત્યાં હતા તે સફેદ કોઢના ડાઘાઓ તરત જ નીકળી ગયા. એ ચમત્કાર નીરખીને એણે એ ખરાબ હાલતમાં હસ્તી ધરાવતું સરોવર ફરીથી બંધાવ્યુ અને ત્યાં બધી બાજુએ ઘાટ પણ બંધાવ્યા.

વેદની પાછલી ઋચાઓમાં સર્વોચ્ચ સ્થાન વિશ્વકર્માને આપવામાં આવ્યું છે (ઋગ્વેદ ૧૦, ૮૧ અને ૮૨). વિશ્વકર્મા એ ચારે દિશામાં અભિમુખ થઈને બિરાજતા સર્વદ્રષ્ટા છે. તે સ્વર્ગ અને પૃથ્વીના સર્જનહાર છે. મરણાધીન મનુષ્યો તેનો પાર પામી શકે એમ નથી. તેઓ ધાત્રી અને વિધાત્રી પણ કહેવાય છે. બૃહસ્પતિ અને બ્રહ્મણસ્પતિમાં પણ સર્વેશ્વરનાં લક્ષણો આરોપવામાં આવે છે. પ્રજાપતિઓ સર્જક કહેવાય છે અને હિરણ્યગર્ભ તથા 'કઃ' સાથે તેનું આત્મૌપમ્ય ઘટાવાય છે. એક આખી ઋચા તેને સંબોધવામાં આવી છે. સારીયે ઋચા દરમિયાન તેમનો નિર્દેશ 'કઃ' તરીકે કરવામાં આવ્યો છે. ફક્ત છેલ્લી ઋચા પરથી એમ સ્પષ્ટ થાય છે કે, ઈશ્વરની પ્રજાપતિ તરીકે ભક્તિ કરવામાં આવે છે. પછીની સંહિતાઓમાં અને બ્રાહ્મણ ગ્રંથોમાં પ્રજાપતિને દેવોના અધિષ્ઠાતા તરીકે, માત્ર દેવોના જ નહિ, પણ અસુરોના પણ પિતા તરીકે અને પ્રથમ યજ્ઞકર્તા તરીકે ગણવામાં આવે છે. તે વિશ્વોનું, વેદોનું અને વર્ણોનું નિર્માણ કરે છે. તેઓને બ્રહ્મરૂપે ઓળખવામાં આવે છે.

પ્રજાપતિની અનેક કથાઓ છે. તેમાંની એક તેની પોતાની પુત્રી ઉષા સાથેના અણઘટતા વર્તનની છે. પ્રજાપતિ ઉષાથી મોહાઈને તેની પાછળ દોડ્યા તે એટલે સુધી કે ઉષા હરિણીનું સ્વરૂપ ધારણ કરીને નાસી છૂટી એટલે પ્રજાપતિએ હરણનું સ્વરૂપ ધારણ કર્યું અને તેની પાછળ દોડ્યા. આ અણઘટતા વર્તનથી રુદ્ર કોપ્યા અને તેમણે પ્રજાપતિ તરફ બાણ છોડયું. 'ઐતરેય બ્રાહ્મણ'(૩–૩૩)માં જણાવાયું છે કે, દેવોએ પ્રજાપતિને શિક્ષા કરવા માટે ભયંકર

દ્રવ્યોમાંથી રુદ્રનું સર્જન કર્યું હતું. આ પુરાણકથ
આકાશમાંના નક્ષત્ર સાથે ઘટાવવામાં આવેલ છે. આકાશ
મૃગશીર્ષ નક્ષત્રનું તારકગુચ્છ છે, જેમાં મૃગ, વ્યાધ
બાણ (બાણના ત્રણ તારા) તરીકે એ તારાઓને ઘટ
વામાં આવે છે. રુદ્ર એ અધમાચરણ અને ઇંદ્રિયવાર
સામેના ક્રોધ તરીકે અને તે સાથે નૈતિક સિદ્ધાંતોના
સ્વરૂપ તરીકે ઘટાવાયા છે. પુષ્પદન્ત વિરચિત 'મહિ
સ્તોત્ર'માં નીચે મુજબ એક બાવીસમો શ્લોક છે:

प्रजानाथं नाथ! प्रसभमभिकं स्वां दुहितरं
गतं रोहिद्भूतां रिरमयिषुमृष्यस्य वपुषा।
धनुष्पाणेर्यातं दियमपि सपत्राकृतममुं
त्रसन्तं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः॥

હે નાથ, મૃગના શિકાર કરતા પારધીની જેમ આપ
ધનુષધારી હસ્તમાંથી છૂટેલું બાણ, એનાથી વીંધાઈને
પામતા અને ત્રસ્ત એવા પ્રજાપતિ જેઓ પોતાની જ
ઉપર બળજબરીથી આક્રમણ કરવાની ઇચ્છા સેવતા
અને જેમણે મૃગનું સ્વરૂપ ધારણ કર્યું હતું તથા
આશયથી હજી આજે પણ આકાશમાં તેની પાછળ
રહ્યા છે તેને હજી પણ છોડતું નથી.

આ સંબંધમાં એક બીજી કથા છે તે સર્વોપરીપ
માટેની નારાયણ અને બ્રહ્મા વચ્ચેના યુદ્ધને લગતી
નારાયણ અને બ્રહ્મા–બંનેએ એકમેકની વચ્ચે તેજનો
સ્તંભ જોયો. એ સ્તંભ તે શિવ પોતે હતા. શિવે બં
આ જ્યોતિસ્તંભનો ઉપલો અને નીચલો છેડો શો
કાઢવાનું કહ્યું. વિષ્ણુ નીચે ગયા પણ નિષ્ફળ થઈને પા
ફર્યા. બ્રહ્મા ઉપર ગયા અને જ્યોતિનો ઉપલો છેડો શો

શક્યા નહોતા, તેમ છતાં તેમણે ગાય અને કેતકીની સાક્ષીએ પોતે તે જોયો હોવાની વાત ઉપજાવી કાઢી; પણ બ્રહ્માની આ વાત અસત્ય હોવાનું જણાતાં ત્રિમૂર્તિમાં એમને છેલ્લું સ્થાન મળ્યું અને હમેશને માટે અપૂજ્ય લેખાયા. રુદ્ર સત્યનો ખૂબ જ આગ્રહ રાખતા હતા. અને નીતિના સિદ્ધાંતો પ્રમાણે સર્વોચ્ચ સ્થાને હોય તેને પણ દંડ ભોગવવો પડતો એમ જણાવતી એક બીજી કથા પણ છે. બ્રહ્માએ પોતાનું પાપ ધોવા માટે ગંધમાદન પહાડ ઉપર ખૂબ ઉગ્ર તપ કર્યું અને તે પછી જ તેઓ પાછા પૂજાને યોગ્ય લેખાયા.

શિવે ત્રિપુરા રાક્ષસનો નાશ કર્યો તે વેળા બ્રહ્મા શિવના રથના સારથિ બન્યા હતા અને વિષ્ણુ શિવધનુવના બાણ બન્યા હતા.

બ્રહ્માને અસલ પાંચ મુખ હતાં. પણ એક વાર શિવે તેમની સાથેની તકરારમાં પોતાના નખ વડે તેમનું પાંચમું મસ્તક છેદી નાખ્યું. આથી શિવને લલાટે બ્રહ્મહત્યા ચોંટી. બ્રહ્મહત્યાનું પાપ એમની પાછળ પડયું. આથી શિવને પાપમુક્ત થવા માટે પોતાના હાથમાં ખોપરીનું પાત્ર લઈને ભિક્ષા માગતાં માગતાં પૃથ્વીની આસપાસ પ્રવાસ આદરવો પડેલો. આખરે તેઓ કાશીની સમીપ પહોંચ્યા ત્યારે શિવ એ ખોપરીના પાત્રથી અથવા કપાલથી મુક્ત થયા. આથી કાશી ખાતેનું એ તીર્થ કપાલમોચન તીર્થ તરીકે ઓળખાય છે. રુદ્ર જેવા રુદ્રને પણ બ્રહ્મહત્યાનું પાપ ચોંટયું અને તેમાંથી એમને મુક્ત થવા માટે પૃથ્વીમાં આ પ્રમાણે ભિક્ષા માગતાં ભટકવું પડયું, જે ફરી વાર નૈતિક સિદ્ધાંતોની સર્વોપરિતા સ્થાપે છે.

આ કથાઓ સિવાય પણ બ્રહ્માની મહત્તાનો ઉપનિષદોમાં વારંવાર નિર્દેશ કરવામા આવે છે. સહુથી પ્રથમ બ્રહ્મા ઉત્પન્ન થયા હતા. તેમણે અથર્વણ મુનિને બ્રહ્મવિદ્યાનો બોધ કર્યો. એ જ પ્રમાણે એમણે એ સર્વોચ્ચ વિદ્યાનો બોધ નારદ મુનિને પણ કર્યો. પ્રજાપતિએ નારદને એ જ્ઞાન આપ્યુ. પ્રજાપતિએ એ જ્ઞાન ઇંદ્ર અને વીરમોચનને પણ આપ્યુ. જોકે ઇંદ્ર વધારે શિસ્તવાળો હોવાથી એનામાં સમજણ વિશેષ હતી. (છાંદોગ્યોપનિષદ)

વિશ્વની ઉત્પત્તિ વિષે પુરાણોમા ઘણી ઉપપત્તિઓ સાપડે છે. એમાની ઘણીની સાથે બ્રહ્માનો સંબધ જોડવામાં આવે છે. બ્રહ્મા વિષ્ણુની નાભિમાથી, કમળમાથી પ્રગટ્યા હતા. તે પછી એમણે જે રીતે પ્રલયવેળા આખું વિશ્વ પોતાની અંદર સમાઈ ગયુ હતું તે જ મૂળ સ્વરૂપ સરજાવ્યુ. વેદોનુ પ્રાકટ્ય બ્રહ્મામાથી થયુ છે. ગાયત્રીનો ઉદ્ભવ પણ એમનામાથી થયો છે. ગાયત્રી કદી પણ બ્રહ્માથી અળગી નથી થતી. બ્રહ્મા પિતામહ કહેવાય છે.

માર્કણ્ડેયપુરાણ અને બ્રહ્મપુરાણમા બ્રહ્માને ઉપનિષદોમા સર્વોચ્ચ બ્રહ્મસ્વરૂપે ઘટાવવામા આવે છે. એમ માનવામા આવે છે કે પદ્મપુરાણ, જેમા પુષ્કરમાહાત્મ્ય પણ છે, તે મૂળ બ્રહ્મપુરાણ હતું. પદ્મ અને પુષ્કર બંનેનો અર્થ કમળ થાય છે. ત્રિમૂર્તિમા જે બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર છે, તે પ્રકૃતિના રજસ્, સત્ત્વ અને તમસ એ ત્રણ ગુણોના સૂચક છે. પણ ત્રિગુણ ઉપરાત એક ચતુર્થ અને સર્વોચ્ચ સિદ્ધાત છે, જે આ ત્રણેને અંકુશમા રાખે છે. આ ચોથો ગુણ તે તુરીય કહેવાય છે. શૈવો એને શિવસ્વરૂપે, ભાગ-

વતો એને વિષ્ણુસ્વરૂપે, સૌરો એને સૂર્યસ્વરૂપે, શાક્તો એને શક્તિસ્વરૂપે, બ્રહ્માના ઉપાસકો એને બ્રહ્માસ્વરૂપે અને ગણપતિના ઉપાસકો એને ગણપતિના સ્વરૂપે ઘટાવે છે. પ્રજ્ઞાવાન લોકો એ જ સર્વોચ્ચ સિદ્ધાંતને જુદી જુદી રીતે વર્ણવે છે.

एकं सद् विप्रा बहुधा वन्दति। —ઋગ્વેદ : ૧-૧૬૪-૪૬

ઋગ્વેદમાં એનું વર્ણન હિરણ્યગર્ભ, કઃ અથવા પ્રજાપતિસ્વરૂપે આ રીતે કરવામાં આવ્યું છે :

हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥
प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परि ता बभूव ।
यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणाम् ॥

'આ વિશ્વનું સર્જન થયું તે પહેલાં હિરણ્યગર્ભ-સ્વરૂપે પ્રજાપતિ હસ્તી ધરાવતા હતા. આ જગત સર્જતાં તેઓ એના નાથ બન્યા. એણે સ્વર્ગ અને પૃથ્વી જ અવલંબન આપ્યું. કયા દેવને આપણે આકૃતિ આપીને એમની ભક્તિ કરીશું? હે પ્રજાપતિ! આ સમગ્ર વિશ્વમાં તારા સિવાય અન્ય કોઈ દેવ વ્યાપી શકે નહીં. અમે જે કંઈ આકાંક્ષાઓથી તારી ભક્તિ કરીએ તે સઘળી પરિપૂર્ણ થાઓ. અમે સમૃદ્ધ થઈએ.' —ઋગ્વેદ : ૧૦-૧૨૧, ૧ અને ૧૦

*

## ૨૦ : નાસિક

किन्तु व्यादिश मे देशं सोदकं बहुकाननम् ।
यत्राश्रमपदं कृत्वा वसेयं निरतः सुखम् ॥
ततोऽब्रवीन्मुनिश्रेष्ठः श्रुत्वा रामस्य भाषितम् ।
ध्यात्वा मुहूर्तं धर्मात्मा ततोवाच वचः शुभम् ॥
इतो द्वियोजने तात बहुमूलफलोदकः ।
देशो बहुमृगः श्रीमान् पञ्चवट्यभिविश्रुतः ।
तत्र गत्वाश्रमपदं कृत्वा सौमित्रिणा सह ।
रमस्व त्वं पितुर्वाक्यं यथोक्तमनुपालयन् ॥

શ્રીરામે એક વાર અગસ્ત્ય મુનિને આદરભાવ સાથે પૂછયું : 'કૃપા કરીને મને કાનનોથી સમૃદ્ધ અને ખૂબ જળસભર એવું સ્થળ ન બતાવો, જેથી હું ત્યાં મારો આશ્રમ સ્થાપી શકું અને સુખપૂર્વક જીવન વ્યતીત કરી શકું ?' રામની વિનંતી સાંભળીને તથા તે ઉપર કાળજીથી ઊંડો વિચાર કરીને મુનિઓમાં શ્રેષ્ઠ એવા અગસ્ત્યે કહ્યું : 'આ મારા આશ્રમથી બે યોજન પર એક સરસ સ્થળ છે જે પંચવટી તરીકે ઓળખાય છે. ત્યાં ફળ, મૂળ અને જળ યથેચ્છ પ્રમાણમાં ઉપલબ્ધ છે ત્યાં વનમાં હરણાંયે સારા પ્રમાણમાં છે. એટલે તમે લક્ષ્મણ સાથે ત્યાં જાઓ અને આશ્રમ બાંધીને રહો. અલબત્ત, તમારા પિતાનાં વચન ઉથાપ્યા વગર તમારે રહેવાનું છે. ત્યાં સુખેથી રહો'

—રામાયણ : અરણ્યકાંડ-૧૩; ૧૧ થી ૧૪

**પ્રાચીન** સાહિત્યમાં નાસિકનો નિર્દેશ નાસિક્ય તરીકે મળે છે. પાણિનિ ઉપરના પતંજલિના મહાભાષ્યમાં શબ્દનો નામોલ્લેખ નાસિક્ય તરીકે કરવામાં આવ્યો છે. આ શબ્દ નાસિકા અથવા નાક ઉપરથી બનેલો છે. પરંપરાની વાત એવી છે કે, રાવણની બહેન શૂર્પણખાએ

રામ અને લક્ષ્મણની સમક્ષ બેમાંથી કોઈ પણ એકને પરણવાની ગંદી માગણી કરી એટલે લક્ષ્મણે એનાં નાક-કાન કાપી નાખ્યાં હતાં અને તે આ સ્થળે કાપી નાખ્યાં હતાં. શૂર્પણખાએ લગ્નની માગણી ઉપરાંત તે જો નહીં સંતોષાય તો નરભક્ષકની જેમ સીતાને મારી નાખીને તેનો પણ આહાર કરી જવાની ધમકી આપી હતી. નાસિક શબ્દ 'નવશિક' પરથી પણ બન્યો છે. એક કહેવત છે કે, 'નાસિક નવ ટેકાવર વસવિલે'–નાસિક નવ ટેકરી પર વસાવ્યું છે (બોમ્બે ગેઝેટિયર–ગ્રંથ ૧૬, પૃષ્ઠ ૪૬૭).

નાસિક એ યાત્રાના સ્થળ તરીકે વિખ્યાત છે. ખાસ કરીને દર બાર વર્ષે બૃહસ્પતિનો સિંહ રાશિમાં પ્રવેશ થાય છે ત્યારે તીર્થસ્થળ તરીકે નાસિકનું માહાત્મ્ય વધી જાય છે. નાસિક–ત્ર્યંબકની આ કુંભયાત્રાર્થે તેમ જ ગોદાવરીમાં સ્નાન કરીને પાવન થવા માટે ભારતભરમાંથી લાખો લોકો એકત્ર થાય છે. ઈ. સ. ૧૯૫૬ માં ભાદ્રપદમાં બૃહસ્પતિ સિંહ રાશિમાં પ્રવેશ્યો હતો. એ વેળા ગુરુ આશરે વર્ષ માટે સિંહ રાશિમાં સતત રહેવાનો છે, એટલે કે અખંડી છે કે પછી સિંહમાંથી કર્કમાં જઈ આવીને પુનઃ સિંહમાં પ્રવેશવાનો છે, અર્થાત્ ત્રિખંડી છે એ મુદ્દા પર જરાક વિખવાદ જાગ્યો હતો. બૃહસ્પતિ સિંહ રાશિમાં આવે છે ત્યારે સાધારણ રીતે લગ્ન લેવાતાં નથી, એટલે આ પ્રશ્ને કંઈક મહત્ત્વ ધારણ કર્યું હતું; પણ એમ છતાં જો લગ્ન ગોદાવરીતટે કરવામાં આવતાં હોય, તો સિંહ રાશિમાં બૃહસ્પતિએ પ્રવેશ કર્યો હોય તોયે તે નિષિદ્ધ નથી ગણાતું; કારણ, એ વેળા ગોદાવરીતીરે તમામ દેવતાઓનો વાસ હોય છે.

નાસિકની સામી બાજુએ પંચવટી છે અને નાસિક તથા પંચવટીની વચ્ચે ગોદાવરીનો પ્રવાહ વહ્યો જાય છે. આ નદીનો સ્રોત નાસિકથી વીસ માઈલ પર ત્ર્યંબક પાસે બ્રહ્મગિરી ટેકરીમાંથી વહે છે.

નાસિકમાં લગભગ સાઠ મંદિરો છે. આ સ્થળ આ બાજુના કાશી તરીકે વિખ્યાત છે. આ સ્થળની કાશી તરીકેની ખ્યાતિ પામવા માટે ઘણાં કારણો છે. ગોદાવરીનું પાવિત્ર્ય, રામ–સીતા અને લક્ષ્મણ સાથે નાસિક અને પંચવટીનો સંબંધ, ત્ર્યંબકેશ્વરના જ્યોતિર્લિંગનું સાન્નિધ્ય અને તે ઉપરાંત નાસિક એ પેશ્વાઓનું બીજું મહત્ત્વનું નગર ગણાતું. આ સર્વ કારણોને લીધે નાસિક એ આ બાજુનું કાશી ગણાય છે. 'બ્રહ્મપુરાણ'માં ૭૦ થી ૧૪૫ સુધીના શ્લોકોમાં ગોદાવરી અને એનાં તીર્થોની વાત આવે છે. ગોદાવરી 'દક્ષિણની ગંગા' કહેવાય છે અને 'ગૌતમી' પણ કહેવાય છે.

ઈસુનાં બસો વર્ષ પૂર્વેથી નાસિક જાણીતું હતું. ઈસવી સન પૂર્વે બસોના કાળનો ભાર્હુટ ખાતે એક શિલાલેખ છે, જેમાં વાસુકની પત્ની–નાસિકની ગોરક્ષિતા–ના ઉપહારની નોંધ છે. ઈસવી સન પૂર્વે ૧૫૦નો કાળ આપીને ટોલેમી પણ નાસિકનો નિર્દેશ કરે છે. ચૌદમી સદીના એક જૈન લેખક જિનપ્રભસુરિએ પણ નાસિકનો તીર્થ તરીકે ઉલ્લેખ કર્યો છે.

ઈ. સ. ૧૬૮૦માં ઔરંગઝેબના દખ્ખણના સૂબાએ નાસિકનાં પચીસ મંદિરોનો નાશ કર્યો હતો. અત્યારે જે મંદિરો જોવામાં આવે છે, તેમાંનાં મોટા ભાગનાં પેશ્વાઓના શાસનકાળમાં ( ઈ.સ. ૧૭૫૦ થી ૧૮૧૮માં ) બંધાયાં હતાં.

સુંદરનારાયણનું મંદિર આદિત્યવાર પેઠમાં આવેલું

છે અને તે પૂર્વાભિમુખ છે. આ મંદિરમાં કાળા પાષાણની ત્રણ મૂર્તિઓ છે. એક મૂર્તિ નારાયણની ત્રણ ફૂટ ઊંચી અને મધ્યમાં આવેલી છે અને તેની બંને બાજુએ નાના કદની લક્ષ્મીની મૂર્તિઓ છે. આ મંદિર એવી રીતે બાંધવામાં આવેલું છે કે, ૧૦ મી અથવા ૨૧ મી માર્ચે સૂર્યોદય થતાં સૂર્યનાં કિરણ સીધાં નારાયણનાં ચરણો ઉપર પડે છે. લગભગ ઈ. સ. ૧૭૫૦ માં પેશ્વા બાલાજીએ જૂના મંદિરનું સ્થળ સાફસૂફ કરાવ્યું અને ત્યાં અગાઉ સ્મશાન હોવાથી તે સ્થળને પવિત્ર કરાવ્યું અને તે પછી ત્યાં હાલ છે તે મંદિર બંધાવ્યું.

કાળા રામજીના મંદિરની ઈશાન દિશાએ લગભગ પચાસ વાર પર સીતાગુફા છે. આ ગુફા બહુ જૂનાં અને ઘટાદાર વટવૃક્ષોની બહુ જ સમીપમાં આવેલી છે. આ વૃક્ષો તે પંચવટીનાં વિખ્યાત વટવૃક્ષો તરીકે ઉદ્ભવ્યાં હોવાનું માનવામાં આવે છે. ગુફાની પાછલી ભીંતમાં એક મોટા ગોખલામાં રામ, સીતા અને લક્ષ્મણની મૂર્તિઓ છે. ગુફાનું પૂર્વ તરફનું દ્વાર શિવાલય તરફ પડે છે. શિવાલયની પાછળ એક રસ્તો છે, જે હવે બંધ કરવામાં આવ્યો છે. આ રસ્તા ઉપર ઉત્તરમાં છ માઈલ ચાલતાં રામસેજ ટેકરી આવે છે. એમ કહેવાય છે કે, આ સ્થળે રામ શયન કરતા. સીતાને આ ગુફામાં રાખવામાં આવ્યાં હતાં અને ત્યાંથી દશાનન રાવણ સંન્યાસીને વેષે આવીને એનું હરણ કરી ગયો હતો.

પંચવટીમાં કાળા રામ અથવા શ્રીરામજીનું જે મંદિર છે તે પશ્ચિમ ભારતનાં અર્વાચીન મંદિરમાં એક બહુ જ સુંદર મંદિર ગણાય છે. સારુંયે મંદિર સાદું, સુઘડ અને

બહુ જ મજાનું છે. રામ પોતાના વનવાસ દરમિયાન આ સ્થળે રહ્યા હતા અને ત્યાં આ મંદિર બાંધવામાં આવ્યુ છે. આ મંદિર સરદાર રંગરાવ ઓધેકરે ઈ. સ. ૧૭૮૨માં બંધાવ્યુ હતું. એ બાંધવા પાછળ રૂપિયા તેવીસ લાખ ખર્ચાયા હતા. મંદિરમાં સરસ રીતે કોતરવામાં આવેલી પીઠિકા ઉપર રામ, લક્ષ્મણ અને સીતાની મૂર્તિઓ બિરાજે છે. આ મૂર્તિઓ કાળા પાષાણની છે ને તે લગભગ બબ્બે ફૂટ ઊંચી છે. રામની મૂર્તિ પર સુવર્ણની મૂછ છે અને સોનાનાં હસ્તાભરણુ છે. રામનવમીનો દિવસ ખાસ પવિત્ર છે અને ચૈત્ર માસમાં રામનવમી નિમિત્તે તેર દિવસ સુધી ઉત્સવ ઊજવાય છે. આ તેર દિવસો પૈકી અગિયારમા દિવસે આખા નગરમાં રથયાત્રા નીકળે છે.

ગોદાવરીના ડાબા કાંઠા ઉપર એક નારૂશંકરનુ મંદિર આવેલું છે. આ મંદિર રામેશ્વરના મંદિર તરીકે પણ ઓળખાય છે. નાસિકમાં શિલ્પસ્થાપત્યની જે ઇમારતો કે મંદિરો છે, તેમાં આ શ્રેષ્ઠ અને સહુથી સમૃદ્ધ છે. રામ ગયા કુંડની પૂર્વે આ મંદિર આવેલુ છે. રામ પોતાના પિતા રાજા દશરથનું શ્રાદ્ધ રામ ગયા કુંડમા કરતા હતા. આ પશ્ચિમાભિમુખ મંદિરમાં શિવનું લિંગ છે. મંદિરમાં એક ઘંટ છે, જેનો નીચેનો ઘેરાવો ખાસ્સો છ ફૂટનો છે. આ મંદિર માલેગાંવના નારૂશંકર રાજા બહાદુરે ઈ. સ. ૧૭૪૭ માં ૧૮ લાખ રૂપિયા ખર્ચીને બાંધ્યું હતું.

ગોદાવરીના ભાઠામાં કુંડ તરીકે ઓળખાતાં પવિત્ર જળાશયો છે. આ બધા કુંડ સુંદરનારાયણઘાટ અને મુક્તેશ્વરના મંદિરની વચ્ચે આવેલા છે. ગોદાવરીનું જળ એક સાંકડી અને કૃત્રિમ એવી નેળમાંથી પસાર થાય છે.

વહેતું જળાશય અથવા કુંડ તાસની પૂર્વે ૪૦ ફૂટ પર આવેલો છે ને તે લક્ષ્મણ કુંડ તરીકે ઓળખાય છે. એ પછી ધનુષ્કુંડ આવે છે. આ કુંડથી આગળ જતાં રામ-કુંડ આવે છે, જે ૮૩ ફૂટ લાંબો અને ૪૦ ફૂટ પહોળો છે. નાસિકમાં આ સહુથી પવિત્રમાં પવિત્ર સ્થળ છે; કારણ એમ માનવામાં આવે છે કે, આ સ્થળે રામે સ્નાન કર્યું હતું. રામકુંડની ઉત્તરે દસ ફૂટ પર સીતાકુંડ છે.

પ્રયાગ, ગયા, પુષ્કર અને નૈમિષારણ્યની સાથે નાસિક પણ પાંચ મહા તીર્થસ્થળોમાંનું એક ગણાય છે. ગોદાવરી અહીંથી દક્ષિણ તરફ વળાંક લે છે અને સ્થળને સવિશેષ પવિત્રતા અર્પે છે. નાસિક આગળ બીજા સાત પ્રવાહો ગોદાવરીને મળે છે. બ્રહ્મ અને અસ્થિ વિષય તીર્થો અહીં આવેલાં છે. રામ, લક્ષ્મણ અને સીતાએ પોતાના વન-વાસનાં ઘણાં વર્ષો નાસિકમાં ગાળ્યાં હતાં.

નાસિકની નૈર્ઋત્યે લગભગ વીસ માઈલ પર શિવના જ્યોતિર્લિંગનું એક ઘણું વિખ્યાત તીર્થસ્થળ છે. એ છે ત્ર્યંબકેશ્વર....કારતક માસની પૂર્ણિમાએ અને મહા વદ ચૌદશે ત્ર્યંબકેશ્વરના મંદિર આગળ મેળો ભરાય છે. અત્યારે જે મંદિર છે તે પેશ્વા બાલાજી બાજીરાવે જૂના મંદિરને સ્થળે બંધાવ્યું હતું. દર બાર વર્ષે બૃહસ્પતિ સિંહ રાશિમાં પ્રવેશે છે, ત્યારે ત્ર્યંબકેશ્વર આગળ તેર મહિના સુધી મેળો ભરાય છે. બૉમ્બે ગૅઝેટિયરના સોળમા ગ્રંથમાં ૬૫૩ મા પૃષ્ઠ ઉપર એવી નોંધ છે કે દર બાર વર્ષે અહીં ભરાતો મેળો એટલો બધો પ્રખ્યાત છે કે ગુજ-રાતમાં સાધારણ રીતે બારના આંકડા તરીકે ગોદાવરી શબ્દ પ્રચલિત બન્યો છે. ગોદાવરી શબ્દ બારનો સમાનાર્થ

બની ગયો છે.

નાસિકની પશ્ચિમે છ માઈલ પર ગોવર્ધનનગર આવેલું છે. ઉષાવદત નામે નાસિકનો એક વિખ્યાત શિલાલેખ છે. તેમાં આ ગોવર્ધનનગરનો કેટલીક વાર નિર્દેશ થયો છે. ગામની નૈઋર્ત્યે લગભગ દસ માઈલ ઉપર પાંડુ ગુફાઓ આવેલી છે તેમાં ખ્રિસ્તી યુગના લગભગ આરંભના પાંચ શિલાલેખોમાં લગભગ બાર વાર ગોવર્ધનનગરનો નિર્દેશ મળે છે. આ ગોવર્ધનનગર એ આંધ્ર ભૃત્યના જિલ્લાનું એક વડું મથક હતું.

પંચવટીની પૂર્વે લગભગ એક માઈલ પર તપોવન આવેલું છે. આ તપોવનમાં એક વિખ્યાત મંદિર છે અને મંદિરમાં રામની મૂર્તિ છે. એમ કહેવાય છે કે રામ આ જંગલમાંથી લક્ષ્મણ જે ફળો વીણી લાવતા તે આરોગીને રહેતા. રામ અહીં માત્ર ફળ ખાઈને જ રહેતા. અહીં જે ઘટાદાર વટવૃક્ષ છે અને આમલીનાં ઝાડ છે, તે બધાં અહીં યજ્ઞ કરતા ઋષિઓના આશ્રમો જેટલાં જૂનાં છે. નાસિકની દક્ષિણે લગભગ પાંચ માઈલ પર ત્રણ છૂટી-છવાઈ ટેકરીઓ છે. એમાં સહુથી ઊંચી અને છેક પૂર્વ તરફ આવેલી ટેકરી સમુદ્રની સપાટીથી ૩૦૦૪ ફૂટ ઊંચી છે, અને એ ટેકરી પર પ્રાચીન બૌદ્ધ ગુફાઓ છે અને તે પાંડુ ગુફાઓ તરીકે ઓળખાય છે. (ઈ. સ. પૂર્વ ૨૫૦ થી તે ઈ. સ. ૬૦૦) આ ગુફાઓ ઉત્તરાભિમુખ છે અને ઈશાનાભિમુખ છે: તેમનાં મુખ ઉત્તર તરફ આવેલાં હોવાથી સૂર્યના તડકાથી બચી શકાય છે અને ઈશાનાભિમુખ હોવાથી વરસાદથી બચી શકાય છે. આ ગુફાઓનું કોતર-કામ અત્યંત કલામય છે અને છેલ્લાં લગભગ બે હજાર

વર્ષથી આ ગુફાઓમાં લાંબા અને મૂલ્યવાન શિલાલેખો આવેલા છે, જે હજી એવા ને એવા છે–એટલે કે એ શિલાલેખોને કશું નુકસાન નથી પહોંચ્યું.

રામાયણમાં પંચવટીનો દેશ તરીકે નિર્દેશ છે. દંડકારણ્યમાં જનસ્થાન હતું અને પંચવટી એ જનસ્થાનનો એક ભાગ હતું.

કૃતયુગમાં નાસિક એ પદ્મનગર તરીકે ઓળખાતું. ત્રેતામાં એ ત્રિકંટક તરીકે ઓળખાતું. દ્વાપરમાં એ જનસ્થાન તરીકે ઓળખાતું અને કલિયુગમાં એ નાસિક તરીકે ઓળખાય છે.

આ જનસ્થાન તે રામના વનવાસનું સ્થળ હતું. રામ, સીતા અને લક્ષ્મણની સાથે આ વિસ્તાર નજીક આવ્યા હતા. તેમણે પંચાસરસ સરોવર વિષે મુનિ ધર્મભૃતની સાથે વાત કરી. એ પછી તેઓ સુતીક્ષ્ણ મુનિના આશ્રમે આવ્યા. આ સ્થળથી ચાર જોજન દૂર અગસ્ત્યના બંધુનો આશ્રમ હતો. દક્ષિણે એક યોજન પર અગસ્ત્યનો પોતાનો આશ્રમ હતો. મુનિ સુતીક્ષ્ણે રામને તે જ દિવસે મહામુનિ અગસ્ત્યને ત્યાં જઈ તેમને મળવાની સલાહ આપી. શ્રીરામ મુનિ અગત્સ્યને પ્રણામ કરવા અને અંજલિ અર્પવા તેમને ત્યાં જવા ઊપડ્યા. માર્ગમાં શ્રીરામે જોયું તો જંગલી ફળો અને ફૂલોથી વૃક્ષો વિસ્તરેલાં હતાં. પોતાનો આનંદ પોતાની રીતે વ્યક્ત કરતા મદમસ્ત માતંગો વિહરતા હતા. વાનરો પણ હતા અને પક્ષીઓ તથા હરણાં પણ નિર્ભયતાથી અને આનંદધ્વનિ કરતાં વિચરતાં હતાં. રામને તરત જ થયું કે, મહામુનિ અગસ્ત્યનો આશ્રમ સમીપમાં જ હોવો જોઈએ.

યાત્રાળુઓ માટે આ એક મુકામ કરવાનું સ્થળ હતું. અહીં તેમનો સઘળો થાક ઊતરી જતો. વન આખું યજ્ઞમાં હોમાતા ઘૃતની સુગંધથી મઘમઘતું હતું. મુનિએ દક્ષિણનો આ પ્રદેશ જીતીને પોતાના સ્વકીય તરીકે જાળવ્યો હતો. આશ્રમ આવતાં લક્ષ્મણ અંદર ગયો, અગસ્ત્યના શિષ્યને મળ્યો અને રામના આગમનની જાણ કરી. શિષ્ય મહામુનિ અગસ્ત્યને હાથ જોડીને ખબર કરવા અગ્નિશરણ પાસે ગયો. મુનિએ શીઘ્ર શિષ્યને તેમને અંદર પ્રવેશ કરાવવા જણાવ્યું: 'તેમને સીધા જ અહીં લઈ આવવા જોઈતા હતા.' રામ, સીતા અને લક્ષ્મણની સાથે અંદર પ્રવેશ્યા અને તેમને આશ્રમની અંદર શું જોયું ? શાંત મૃગો અહીંતહીં ફરતા હતા. બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર અને બીજા અસંખ્ય દેવોનાં સ્થાનની આસપાસ વિચરતા હતા. સંખ્યાબંધ શિષ્યોથી વીંટળાયેલા મહામુનિ રામના સ્વાગતાર્થે આગળ આવ્યા. મુક્તિની સાક્ષાત્ મૂર્તિ સમા અને પાવિત્ર્યના નિવાસ જેવા મુનિનું મુખ તેજથી ઝળહળતું હતું.

एवमुक्त्वा महाबाहुरगस्त्यं सूर्यवर्चसम् ।
जग्राहापततस्तस्य पादौ च रघुनन्दनः ॥

—રામાયણ, અરણ્યકાંડ: ૧૨-૧૪

લક્ષ્મણને સૂર્યના જેવા તેજથી પ્રકાશતા એવા અગસ્ત્યને દર્શાવીને રામે સ્વાગત માટે સમીપ આવતા તે મહામુનિને તરત જ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. અગસ્ત્યે રામને વિષ્ણુનું ધનુષ્ય અને બ્રહ્માનું બાણ આપ્યાં. વળી, અસંખ્ય અને અખૂટ બાણો ધરાવતાં ઇંદ્રનાં બે ભાથાં આપ્યાં અને એક દિવ્ય અસિ પણ આપી. રામે

વિનંતી કરતાં મુનિએ રામને તેમના વનવાસના કાળ દરમિયાન અગસ્ત્યના આશ્રમથી બે યોજન દૂર આવેલા પંચવટીના જંગલમાં નિવાસ કરવાની સલાહ આપી.

દંડકારણ્ય એ વિંધ્ય અને શૈવાલ પહાડોની વચ્ચે આવેલું હોવાનું કહેવાય છે. મનુના પુત્ર ઇક્ષ્વાકુને સો પુત્ર હતા. તેમાં સહુથી નાનો તે દંડ હતો. દંડ મૂર્ખ હતો. એણે ખરાબ રીતે રાજ્ય ચલાવ્યું હતું. વિંધ્ય અને શૈવાલ વચ્ચે આવેલો દંડક દેશ એનો પ્રદેશ હતો. મધુમત એ, એ દેશનું પાટનગર હતું. દંડે મુનિ ઉશનસ્‌ને પોતાના પુરોહિત તરીકે સ્વીકાર્યા હતા. દંડ એક વાર મૃગયાએ નીકળ્યો હતો ત્યારે પુરોહિત અને ગુરુ ઉશનસ્‌ની અત્યંત રૂપવતી પુત્રી અરજા એના જોવામાં આવી. અરજા કુંવારી હતી. સ્થળ તદ્દન નિર્જન હતું. એટલે દંડે અરજાના ઘણા બધા વિરોધ અને પ્રતીકાર છતાં તેના ઉપર બળાત્કાર કર્યો. અને પછી પોતાની રાજધાનીમાં પાછો ફર્યો. ઉશનસ્‌ને રાજાના આ નીચ અને હીન અપરાધની જાણ થતાં એ ક્રોધથી સળગી ઊઠ્યો. એણે તરત જ કહ્યું કે રાજાએ અગ્નિની જ્વાળાને પોતાના હસ્તમાં ઝાલી પોતાનાં આંગળાં બાળ્યાં છે. મુનિએ તમામ પ્રજાજનોને દંડક દેશ ખાલી કરી જવાનું જણાવ્યું અને શાપ ઉચ્ચાર્યા કે સાત જ દિવસમાં ઇંદ્ર આ સમસ્ત પ્રદેશ ઉપર ભસ્મ વરસાવશે અને આખો દેશ અરણ્ય બની જશે. મુનિનો આ શાપ આજના જગતના આણુબૅામ્બ અથવા હાઇડ્રોજન બૅામ્બની અસરનું સ્મરણ પ્રેરે છે. મુનિ ઉશનસે અરજા, જેને કમનસીબે દંડે સરજા બનાવી હતી તેને આશ્રમમાં રહીને તપ કરવાનું સૂચવ્યું.

ઇંદ્રે જે ભસ્મ-વર્ષા કરી હતી, તેમાંથી ફક્ત એ એટલો જ વિસ્તાર ઊગરી ગયો હતો (રામાયણ, ઉત્તરકાંડ : ૮૦-૮૧-પદ્મસૃષ્ટિ ૩૪).

આ દંડકારણ્યમાં જન્મસ્થાન તરીકે ઓળખાતા પ્રદેશ-માં અગસ્ત્યનો આશ્રમ હતો. અગસ્ત્ય અને વસિષ્ઠ મિત્રાવરુણના પુત્રો હતા. ઉર્વશી તેમની મા હતી. એક વાર અગસ્ત્યે પોતાના પૂર્વજોને એક ખાડામાં ઊંધા મસ્તકે લટકતા દીઠા. તપાસ કરતાં એમને ખબર પડી કે પોતે અપરિણીત હતા અને અપુત્ર હતા, એટલે આ ત્રાસમાંથી તેમને મુક્ત કરે એવો કોઈ પુત્ર પોતાને ન હતો. આથી અગસ્ત્યે પોતાની દિવ્ય શક્તિથી એક સુંદર કન્યા સર્જી અને તેને રાજા વિદર્ભને ત્યાં મૂકી. એ કન્યા મોટી થઈ એટલે મુનિએ એની સાથે લગ્ન કર્યું. આ લોપામુદ્રા હતી. લોપામુદ્રા તે યુગની અત્યંત રમણીય, વિદ્વાન અને બહુ જ પંડિતા નારી હતી. અગસ્ત્યને પોતાના પૂર્વજો પ્રત્યે-ના કર્તવ્યનું સ્મરણ થતાં એમણે લોપામુદ્રા પાસે પુત્રની માગણી કરી. લોપામુદ્રાના જીવનના ધોરણ વિષેના ખ્યાલ અત્યંત ઊંચા હતા. એટલે એણે બુદ્ધિ વાપરીને, અગસ્ત્ય-ને પુત્રપ્રાપ્તિ પહેલાં ધન પ્રાપ્ત કરવાનું જણાવ્યું.

यथा पितुर्गृहे विप्र प्रासादे शयनं मम ।
तथाविधे त्वं शयने मामुपैतुमिहार्हसि ॥

'મારા પિતાને ઘેર જીવનનું જે ધોરણ હતું, તે જ ધોરણ આપ મને પૂરું પાડો; ને તે પછી જ મારી પાસે પુત્રની માગણી કરવાને પાત્ર ગણાઓ.'

અગસ્ત્યે લોપામુદ્રાનો પ્રેમ પિછાન્યો હતો. અને

એણે ધન એકત્ર કરવું શરૂ કર્યું. અગસ્ત્ય રાજા શ્રુતર્વન પાસે ગયા અને બોલ્યા કે 'કોઈનો પણ હક ડુબાવ્યા વગર મને આપ આપની શક્તિ અનુસાર કંઈક ધન આપો.' રાજાએ તો પોતાના તપાસાયેલા, હિસાબ-કિતાબ અને પુરાંતપત્રક બતાવ્યાં. અને તેમાં ખર્ચથી વિશેષ વધે એવી કોઈ આવક જણાતી નથી.' મુનિને કોઈના પણ અધિકારને નુકસાન પહોંચાડવાની ઇચ્છા ન હતી, એટલે એ રાજા બ્રહ્મનસ્વ પાસે ગયા. એની પાસે પણ પૈસા ન હતા. એટલે તે પછી મુનિ રાજા ત્રસદસ્યુ પાસે ગયા. એની પાસે પણ પૈસા ન મળે. મુનિ અગસ્ત્ય છેવટે ઇલ્વલ રાક્ષસ પાસે ગયા. ઇલ્વલે એમનું સ્વાગત કર્યું. આ રાક્ષસ પોતાના ભાઈ વાતાપિને બકરાની જેમ રાંધીને લોકોને તેનું માંસ ખવડાવતો અને લોકોને મારી નાખતો. પકાવેલા બકરા સ્વરૂપે લોકોના પેટની અંદર ગયેલો વાતાપિ તેમનાં પેટ ફાડીને જીવતો બહાર આવતો. અગસ્ત્ય મુનિ આ બકરાને ખાઈ ગયા અને પોતાના પેટ પર ત્રણ વાર હાથ ફેરવીને બકરાને પચાવી ગયા. એટલે ઇલ્વલને મુનિને કંઈક ધન તો આપવું પડયું. રાક્ષસે છળથી અગસ્ત્ય પર હુમલો કર્યો એટલે અગસ્ત્યે એને બાળીને ભસ્મ કરી નાખ્યો. લોપામુદ્રા ધન મળતાં સંતુષ્ટ થઈ અને પછી એણે એક તેજસ્વી પુત્રની ભેટ મુનિને આપી. એ પુત્રનું નામ હતું દૃધસ્ય (વનપર્વ : ૯૪ થી ૯૭).

ગોદાવરીનાં બીજાં બે નામ છે: ગંગા અને ગૌતમી. ગૌતમ મુનિએ અહીં બ્રહ્મગિરિ પર પોતાનો આશ્રમ સ્થાપ્યો હતો. તેઓ પોતાની પત્ની અહલ્યા સાથે અહીં રહ્યા હતા. વર્ષો સુધી વૃષ્ટિ થઈ નહિ. ગૌતમે વરુણની

આરાધના કરી. વરુણે એમને અક્ષયપાત્ર જેવો જળભંડાર આપ્યો. એની મદદથી એમણે પૂરતા પ્રમાણમાં પાક ઉત્પન્ન કર્યો. આથી અન્ય ઋષિઓને ઈર્ષા થઈ. તેમણે ગણેશને સંતુષ્ટ કર્યા અને તેમની ક્રમને મળેલી મદદથી એક યુક્તિ રચી. ગૌતમના અન્નભંડારમાં એક ગાયને મોકલી. ગૌતમે એને દર્ભ–ઘાસનો પૂળો આપીને દૂર કરવાનો પ્રયાસ કર્યો, પણ ગાય એકાએક મરણ પામી. ગૌતમ મુનિને ગોહત્યાનું પાપ ચોંટયું. એમને આશ્રમમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને ઘોર તપશ્ચર્યા કરવાની ફરજ પાડી. ગૌતમે તે પછી શિવની આરાધના કરી. શિવે ગૌતમને શુદ્ધ કરવા એટલે કે પાપમુક્ત કરવા માટે ગંગાનાં નીર બ્રહ્મગિરિ પણ આણ્યાં. શિવે પોતે ત્ર્યંબકના જ્યોતિર્લિંગ-સ્વરૂપે ત્યાં નિવાસ કરવાનું પણ સ્વીકાર્યું. તે પછી તમામ દેવો નીચે આવ્યા. દર બાર વર્ષે જ્યારે બૃહસ્પતિ સિંહ રાશિમાં આવે ત્યારે તેમણે સર્વેએ ત્યાં પધારવાનું વચન આપ્યુ (શિવપુરાણ–કોટિરુદ્રસંહિતા ૨૪). ગૌતમે દર્ભ–ઘાસથી ગંગાના પ્રવાહને નીચે વાળ્યો, જે ગોદાવરી અથવા ગૌતમી તરીકે ઓળખાય છે, અને તેથી આ સ્થળ કુશાવર્ત તરીકે જાણીતું છે. બ્રહ્મગિરિ ટેકરી પરથી ગંગા અથવા ગોદાવરીનું અવતરણ રાજા માંધાતાના શાસન-કાળ દરમિયાન માઘ માસના શુક્લ પક્ષની દશમે શનિવારે થયું હોવાનું જણાવાયુ છે. એમ કહેવાય છે કે જ્યારે વિષ્ણુ અને બ્રહ્મા તેજના સ્તંભસ્વરૂપે શિવનો વિલય થતો જોવા ગયા, ત્યારે બ્રહ્મા પોતે ઠેઠ સુધી ગયા હતા તે પુરવાર કરવા માટે બે બનાવટી સાક્ષી સાથે લઈ આવ્યા હતા. આ છેતરપિંડીથી રુદ્ર થઈને શિવે બ્રહ્માને

શાપ આપ્યો કે જાઓ, હવેથી તમારા કોઈ અનુયાયી નહિ થાય.' બ્રહ્માએ વળતો શાપ આપીને શિવને ભૂગર્ભમાં જબરદસ્તીથી હડસેલ્યા અને તેના ઉપર ૨,૦૦૦ ફૂટ ઊંચો બ્રહ્મગિરિ પહાડ વધી ગયો.

રામે પોતાના વનવાસ કાળનાં કેટલાંક અત્યંત આનંદજનક વર્ષો પંચવટીમાં ગાળ્યાં હતાં.

तर्पयित्वाथ सलिलैस्तैः पितॄन् देवतानपि।
स्तुवन्ति स्मोदितं सूर्यं देवताश्च तथानघाः॥
कृताभिषेकः स रराज रामः सीताद्वितीयः सह लक्ष्मणेन।
कृताभिषेकस्त्वगराजपुत्र्या रुद्रः सनन्दिर्भगवान निवेशः॥

જળની અંજલિ અર્પીને તેઓ પોતાના પૂર્વજો અને દેવતાઓને તૃપ્ત કરતા હતા. તેઓ ઊગતા સૂર્યની અને દેવતાઓની સંધ્યા દ્વારા તથા અર્ધ્ય આપીને સ્તુતિ કરતા હતા. સીતા અને લક્ષ્મણની સાથે રામે ગોદાવરીમાં સ્નાન કર્યું. તેઓ ઉમા અને નંદી સાથે બિરાજેલા શિવ સમા, જળાભિષેક પામતા હોય એવા શોભતા હતા.

—રામાયણ, અરણ્યકાંડ: ૧૬–૪૨, ૪૩

*

## ૨૧ : તિરુપતિ

वैकुण्ठेन सहागतं परमिदं श्रीवेङ्कटाद्रिस्थलं
पूर्वज्ञानवराहमूर्तिहरिणा भूम्या सहाधिष्ठितम् ।
लक्ष्याऽऽलिङ्गितरूपमद्यसगुणं कल्याणमास्ते दधद्-
शुद्धं ब्रह्मतदेव विश्वजनस्थेयव्ययानां प्रभुम् ॥

—ભવિષ્યોત્તરપુરાણ

'વેંકટાચલમાં હરિ જ્ઞાનવરાહ સ્વરૂપે પ્રથમ માતા ધરિત્રી સાથે રહ્યા. આ જ સ્થળે હવે પરમ એવા શ્રી વેંકટેશ ભગવાન વૈકુંઠ અને તેમને આલિંગીને રહેલાં તેમનાં જીવનસખી શ્રી લક્ષ્મીની સાથે વસે છે. આ એ જ શુદ્ધ બ્રહ્મ છે, જે અહીં માંગલ્યકારી સગુણ સ્વરૂપે બિરાજે છે અને જે વિશ્વના નિયંતા, પાલક અને સંહારક એવા ભગવાન છે.'

**તિરુપતિ** એ ચિતૂર જિલ્લાના ચંદ્રગિરિ તાલુકામાં આવેલું છે. તિરુપતિ શહેર મદ્રાસથી ૯૦ માઈલ દૂર છે અને દક્ષિણ રેલવે પર રેણુગુંત જંકશનથી લગભગ છ માઈલ પર આવેલું છે. કતપદી થઈને દક્ષિણથી ત્યાં જઈ શકાય છે.

તિરુપતિ શહેર એક પહાડની તળેટીમાં વસેલું છે. પહાડ ઉપર વિખ્યાત વેંકટેશ મંદિર આવેલું છે. આ પહાડ ઉપર દરિયાની સપાટીથી લગભગ ૨,૮૦૦ ફૂટ ઊંચે એક પવિત્ર સ્થળ આવેલું છે, તે તિરુમલાઈ તરીકે જાણીતું છે. આ પહાડ એ પૂર્વીય ઘાટોના એક અંગરૂપ છે અને વેંકટાચલ તથા શેષાચલ તરીકે પણ પ્રસિદ્ધ છે.

તિરુપતિ એ પહાડ પર આવેલા વેંકટેશ મંદિરનું પણ નામ છે. તામિલ સાહિત્યમાં પ્રાચીન, પ્રશિષ્ટ તામિલ વ્યાકરણ 'તોકાપ્પિયમ્'માં જણાવાયા પ્રમાણે એ 'વેંગદમ'

તરીકે જાણીતું છે. એને તામિલભાષી પ્રદેશની ઓતરાદી સીમા ગણવામાં આવે છે. પ્રદેશની દક્ષિણ સીમા તે કોમોરિન અથવા કુમારી તરીકે ઓળખાય છે.

એમ કહેવાય છે કે, આ બાજુ પરના પૂર્વીય ઘાટો એના વળાંક, ઊંચાઈ અને ઢાળાવોને કારણે આદિશેષ નાગને મળતા આવે છે. તિરુપતિની સાત ટેકરીઓ તે આદિશેષની સાત ફેણ જેવી લાગે છે. અને એટલા માટે જ તિરુમલાઈને શેષાચલ કહેવામાં આવે છે.

પૌરાણિક કથા એવી છે કે, ભગવાન વિષ્ણુ પોતાની સ્વેચ્છાએ માનવજાતિના કલ્યાણ અર્થે અહીં નિવાસ કરવા આવ્યા. દક્ષિણ ભારતનાં યાત્રાનાં જે અનેક વિખ્યાત ધામો છે તેમાંનું આ એક છે.

ભગવાન વેંકટેશ શ્રીનિવાસ શેષાચલ પહાડ ઉપર વસવા શી રીતે આવ્યા તેને લગતી કથા અનેક પુરાણોમાં વારંવાર કહેવાય છે. બાર પુરાણોમાંથી એનો સાર તારવીને શ્રી વેંકટાચલ-માહાત્મ્ય તરીકે બે ગ્રંથમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

પદ્મ-પુરાણના ઉત્તર ખંડ( ૨૫૫ )માં જણાવાયું છે કે, એક વાર મનુએ એક યજ્ઞ કર્યો. એ પ્રસંગે ત્યાં એકત્ર મળેલા પંડિતોમાં એવો વિવાદ જાગ્યો કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ ત્રણમાં સર્વશ્રેષ્ઠ કોણ? આ બાબતમાં સત્ય શોધી કાઢવાનું કાર્ય ભૃગુ ઋષિને સોંપવામાં આવ્યું. ભૃગુ ઋષિ પ્રથમ કૈલાસ ગયા, પણ ત્યાં નંદીએ એમને અંદર પ્રવેશવા ન દીધા. તે છતાં કોઈક રીતે એમણે અંદર પ્રવેશ તો મેળવ્યો, પણ તે વેળા શિવ પોતાનાં અર્ધાંગિની પાર્વતીની સાથે ખેલવામાં મગ્ન હતા એટલે

ભૃગુ ઋષિ તરફ તેમણે કશું ધ્યાન ન આપ્યું. આથી ક્રુદ્ધ થઈને ઋષિએ ભગવાન શંકરને શાપ આપ્યો અને પછી બ્રહ્મા પાસે ગયા. ભૃગુ ગમે તેવો મહાન પણ આખરે તો પોતાનો પુત્ર છે, એમ સમજીને બ્રહ્મા ભૃગુને આવેલા જોઈને તેના સ્વાગત માટે ઊભા પણ ન થયા અને તેનું સ્વાગતે ના કર્યું. ભૃગુએ ખિજવાઈને બ્રહ્માને પણ શાપ આપ્યો અને પછી તેઓ વિષ્ણુ પાસે ગયા, પણ વિષ્ણુ ગાઢ નિદ્રામાં હતા. આથી ભૃગુએ ક્રોધાંધ થઈને વિષ્ણુને તેમની છાતીમાં પાદપ્રહાર કર્યો. એ વેળા વિષ્ણુને આલિંગીને લક્ષ્મી સૂતાં હતાં એટલે ભૃગુની લાત અંશતઃ લક્ષ્મીને પણ વાગી.

પાદપ્રહારથી વિષ્ણુ સફાળા જાગી ઊઠ્યા. જોયું તો કોપથી કંપતા ભૃગુ ઋષિ ઊભા હતા. ભગવાન વિષ્ણુએ તે ક્ષણે પ્રતિકોપ તો ના કર્યો ઊલટું, વિનમ્રભાવે પૂછ્યું: 'આપને ચરણમાં કશી ઈજા તો નથી થઈને? હું વિષ્ણુ નિદ્રસ્થ હતો અને એ રીતે વિશ્વપાલનના મારા કર્તવ્ય-ધર્મમાં એટલો બેદરકાર રહ્યો તે જોતાં આપે મને પ્રહાર કર્યો તે સર્વથા વાજબી જ લેખાય.' પોતાની છાતી ઉપર પ્રહારની જે મુદ્રા ઊઠી હતી તેને ભગવાને શ્રીવત્સ ચિહ્ન તરીકે સાચવી રાખી. આમ વિષ્ણુએ તો ભૃગુને એક મહાન ઋષિ તરીકે ગણીને એમણે કરેલી માનહાનિ સહી લીધી; પરંતુ લક્ષ્મીજી વિષ્ણુ સાથે લડી પડ્યાં અને તિરસ્કારથી તેમનો ત્યાગ કર્યો. એમ કહેવાય છે કે, લક્ષ્મીસંગવિહોણા વિષ્ણુને વૈકુંઠમાં એકલતા એવી આવી કે તેઓ આનંદથી પોતાનો કાળ નિર્ગમન કરવા સારુ સ્વેચ્છાએ શેષાચલ પહાડ ઉપર ઊતરી પડ્યા. પ્રથમ તેઓ

આદિ વરાહ સ્વરૂપ ધારણ કરીને માતા ધરિત્રીને ઊંડા મહાસાગરમાંથી ઉગારી લઈને પોતાના દંત ઉપર તેને ટેકવીને અહીં આવ્યા. દીર્ઘ કાળ પછી તથા પોતાના એક ભક્તને ખુશ કરવા માટે વિષ્ણુએ લક્ષ્મીથી આશ્લિષ્ટ એવા શ્રીનિવાસનું સ્વરૂપ ધારણ કર્યું અને તે પછીથી પૃથ્વીની અંદર રહ્યા. વર્ષો પછી આ પ્રદેશના રાજાની ગાયો અહીં આવતી અને સ્વેચ્છાએ પયની ધારાઓ છોડીને રાજાની ગૌશાળામાં પાછી ફરતી. પાછી ફર્યા પછી ગાયોને દોહતી વેળા દૂધ આંચળમાંથી પડતું નહોતું. રાજાને આ વાતની જાણ થઈ, એટલે એ પોતે ત્યાં ગયો અને તપાસ કરીને ભગવાન શ્રીનિવાસને ભૂગર્ભમાંથી શોધી કાઢ્યા. ત્યાંથી તે તેમને લઈ ગયો અને અત્યારે જે તિરુપતિના વિખ્યાત મંદિર તરીકે ઓળખાય છે તેમાં તેમની પ્રતિષ્ઠા કરી. કહેવાય છે કે આ રાજા તે તોંડામન હતો. ભગવાનને ભૂગર્ભમાંથી શોધી કાઢવાની વાત તો દંતકથા છે, તે છતાં આ તોંડામન તો કહેવાય છે કે, ખરેખર થઈ ગયો હતો અને ઇતિહાસના જણાવવા પ્રમાણે એ રાજા વિક્રમ સંવત અને શક સંવત એ બે વચ્ચેના સમય ગાળામાં અર્થાત્ ઈ. સ. પૂર્વે ૫૭ અને ઈ. સ. ૭૮ વચ્ચેના સમયમાં થઈ ગયો.

ચાર હજાર શ્લોકોનો પ્રબંધ, જેમાં વૈષ્ણવ ભક્તિનાં ૧૦૮ સ્થાનોનો મહિમા ગાવામાં આવ્યો છે તે અલ્વરોએ રચેલો છે, ને તેમાં તિરુપતિનો નિર્દેશ છે; એટલું જ નહિ, પણ તેના આરંભકાળના ઇતિહાસ પર પણ તેમાં સારો એવો પ્રકાશ પાડવામાં આવ્યો છે.

અલ્વરોએ અને આચાર્યોએ વેંકટાચલ અને શ્રીનિવાસનો મહિમા ખૂબ ભક્તિભાવથી ગાયો છે. શ્રીનિવાસ

ભગવાન વિષ્ણુનુ અત્યંત સૌંદર્યમય, કરુણામય અને ઉદાત્ત સ્વરૂપ ગણાય છે ઉત્તર ભારતમા શ્રીનિવાસ બાલાજી તરીકે જાણીતા છે. ત્યાના લોકોએ આ બાલાજીના ખૂબ ખૂબ સ્તુતિગાન ગાયાં છે, એટલુ જ નહિ, પણ એની યાત્રા પણ કરી છે એમાના ઘણા તો આ મ દિરના વિકાસ અને તીર્થસ્થળ તરીકેની એની પ્રતિષ્ઠા સાથે સ કળાયેલા પણ છે. તિરુમલાઈ નામ્બી નામના એક ભક્તે તો પોતાનુ જીવન તિરુમલાઈમા શ્રીનિવાસની સેવામા અર્પણ કર્યું હતુ અને પ્રસિદ્ધ રામાનુજાચાર્યે વારવાર તિરુપતિની યાત્રાએ આવીને પ્રાર્થના કરાવી છે તથા મ દિરની વિધિઓમા સુધારા કરાવડાવ્યા છે.

ઘણા રાજાઓ સુદ્ધા અનેક ભક્તોએ આ મંદિરમાં ફેરફારો કરાવ્યા છે, સમારકામ કરાવ્યા છે. આને પરિણામે આ મ દિર સ્થાપત્યની અનેક શૈલીઓનું એક મિશ્રણ બની રહ્યુ છે. ચોલ કાળની, વિજયનગરના રાજાઓના સમયની અને આધુનિક કાળની એમ અનેક સ્થાપત્યની શૈલીઓ સાથે સાથે જોવા મળે છે સહુથી જૂનામા જૂનો શિલાલેખ ઈ. સ. ૭૯૦નો ઉપલબ્ધ થાય છે. વેંગદમ અથવા વે કટાચલ તથા તેના ભગવાન શ્રીનિવાસ પરાપૂર્વથી સ્વયંભૂ તરીકે લેખાય છે

આઠમી સદી સુધીના મોટા ભાગના નિર્દેશો આ પહાડ અને ભગવાનને લગતા છે, મ દિરને લગતા નથી. એ પરથી એમ માનવામા આવે છે કે, તે સમય સુધી માત્ર ભગવાનની મૂર્તિ પૂરતું એક નાનુ સરખું મ દિર હશે

એમ કહેવાય છે કે, શેષાચલ પહાડ પરના મ દિર સુધી યાત્રીઓ જઈ શકતા નહોતા, એટલે લગભગ ઈ. સ.

૮૨૯માં તિરુચાનુરમાં ભગવાનનું મંદિર બાંધવામાં આવ્યું હતું. લગભગ અલવંદર અને તેના પૌત્ર તિરુમલાઈ નામ્બીના સમયમાં, એટલે કે ઈ. સ. ૯૬૦ માં વેંકટાચલ ભગવાનને ફરીથી પહાડ પરના તેમના મૂળ સ્થાને લાવવામાં આવ્યા હતા. રામાનુજે એ નાના મંદિરને મોટું કર્યું અને વિધિઓનું નિયંત્રણ કર્યું.

વેંકટાચલ ભગવાન વિષે એક બહુ જ કુતૂહલ જન્માવે એવી વાત એ છે કે, પ્રાચીન સાહિત્યમાં આ ભગવાનનું વર્ણન શિવ અને વિષ્ણુનાં એમ ઉભયનાં લક્ષણ ધરાવનાર તરીકે કરવામાં આવ્યું છે. અલ્વરોએ પણ એનું એ રીતે વર્ણન કર્યું છે અને શિવનાં કેટલાંક લાક્ષણિક શસ્ત્રો ધરાવનાર તરીકે વર્ણવ્યા છે. કેટલાક તો વળી એ ભગવાનને હરિહરનું યુગ્મ સ્વરૂપ ધરાવતી મૂર્તિ તરીકે વર્ણવવાની હદે જાય છે. ડૉ. એસ. કૃષ્ણસ્વામી આયંગર લખે છે: 'આ અલ્વરોના વર્ણન પરથી કોઈકના મન ઉપર સ્વાભાવિક રીતે એવી છાપ પડે કે, વર્ણન કરાયેલી મૂર્તિ તે હરિહરની છે. કેટલાંક ચરણોમાં કેવળ શિવનું જ સૂચન છે. કેટલાકમાં શિવ અને બ્રહ્મા બંનેનું સૂચન મળે છે.

રામાનુજના સમયમાં શૈવધર્મીઓએ એ મૂર્તિને શિવ-સ્વરૂપની સમજીને એવો દાવો કર્યો કે, એ શિવનું મંદિર હોવું જોઈએ; તેમણે એ મંદિરનો કબજો લીધો અને આ મંદિરની બાબત પરત્વે શૈવો તથા વૈષ્ણવો વચ્ચે ઝઘડો ચાલ્યા કર્યો. આખરે, આ ઝઘડાના નિવારણ અર્થે સ્થાનિક રાજવી યાદવરાજને લવાદ તરીકે કાર્ય કરવાની વિનંતી કરવામાં આવી. તેમણે પ્રશ્ન અંગે નિર્ણય કરવામાં સહાયભૂત થવા માટે શ્રીરંગમથી રામાનુજને તેડાવ્યા. નિમંત્રણ-

ને માન આપીને રામાનુજ આવ્યા અને ખુલ્લા ન્યાયાલયમાં ઝઘડા અંગે દલીલો રજૂ કરી. ધાર્યા પ્રમાણે એનું કોઈ નિર્ણાયક પરિણામ આવ્યું નહિ. આખરે, શિવ અને વિષ્ણુનાં વિશિષ્ટ ગણાય એવાં શસ્ત્રો ભગવાન સમક્ષ રજૂ કરવામાં આવ્યાં અને દ્વારો બંધ કર્યા પછી ભગવાનને તેમને રુચે તે શસ્ત્રો ધારણ કરવાની પ્રાર્થના કરવામાં આવી. બીજે દિવસે ભગવાનના હાથમાં વિષ્ણુનાં શસ્ત્રો જોવામાં આવ્યાં. એક વૃત્તાંત એવો છે કે, રામાનુજે ભગવાનને ખૂબ ખૂબ પ્રાર્થના કરી હતી. બીજો વૃત્તાંત એવો છે કે આદિશેષના અવતાર તરીકે રામાનુજે મંદિરની અંદર પ્રવેશીને ભગવાનના હાથમાં શસ્ત્રો મૂક્યાં.

શ્રી શંકરાચાર્યના પ્રસિદ્ધ દ્વાદશ જ્યોતિર્લિંગસ્તોત્રમાં શ્રીશૈલ પહાડ ઉપર મલ્લિકાર્જુન હોવાનું વર્ણન છે (શ્રીશૈલે મલ્લિકાર્જુનમ્). હવે આ શૈલ પહાડ તે શેષાચલ ગિરિમાળાનો એક ભાગ છે અને તિરુપતિ માટે શ્રીશૈલનો જ નામ તરીકે ઉપયોગ થાય છે.

ઝઘડાની વાત હો તે પણ તિરુપતિ ભગવાન વિષેની વિભાવના એવા કાળની હોય એમ લાગે છે, જ્યારે શૈવ યા વૈષ્ણવ બેમાંથી કોઈ એક સાંપ્રદાયિક લાગણીનું વર્ચસ્ પ્રવર્તવા દેવામાં આવતું નહિ હોય; કારણ બીજા શત્રુઓને જીતવા ખાતર સંપ્રદાયોને અંકુશમાં રાખવા પડ્યા હશે, અને એ કાળ બંને સંપ્રદાય વચ્ચેના સમાધાનનો હશે. ભગવાન અર્ધા શિવ હો કે અર્ધા વિષ્ણુ હો, જે હો તે; પરંતુ એમાં અંતર્ગત રીતે ત્રણે દેવોને અન્ય દિવ્ય સ્વરૂપો હોવાં જ જોઈએ.

રામાનુજને તિરુપતિ મંદિર વૈષ્ણવોના મંદિર તરીકે સ્થાપવામાં સફળતા મળી, અને વૈખાનસ આગમ પ્રમાણે ભક્તિનાં સ્વરૂપો સ્થપાયાં. એમણે આનંદનિલય ઘૂમટ સમરાવ્યો અને ભગવાનના કંઠની આસપાસ દેવી પદ્માવતીની મૂર્તિવાળો સોનાનો હાર આરોપ્યો તથા ભાલ પ્રદેશ ઉપર 'પાકયૈ કર્પૂરમ્' તરીકે ઓળખાતા કર્પૂરનું ઊભું તિલક પણ અંકિત કર્યું. દર ગુરુવારે ભગવાનના અંગ ઉપરથી તમામ અલંકારો કાઢી લેવામાં આવતા અને મૂર્તિને માત્ર કુસુમવસન અર્થાત્ પુષ્પવસ્ત્ર ધારણ કરાવવામાં આવતાં.

આ પ્રસંગે રામાનુજ ચિદંબરંથી ગોવિંદરાજની મૂર્તિ લઈ આવ્યા અને પહાડની તળેટીમાં તિરુપતિ નગરમાં તેની પ્રતિષ્ઠા કરી. ચોલનો યુવાન રાજવી એ મૂર્તિને સમુદ્રમાં ફેંકી દેવા ઇચ્છતો હતો, પણ રામાનુજે એ મૂર્તિને ઉગારી લીધી. આ મૂર્તિ મહાન નાગરાજ અનંગનાગ ઉપર સુપ્ત અવસ્થામાં છે. યાદવરાજે રામાનુજના આદેશથી પાર્થસારથિ મંદિરની અંદરના ભાગમાં બાંધવામાં આવેલા એક ખાસ મંદિરમાં એ મૂર્તિને પધરાવી. હાલ એ મંદિર ગોવિંદરાજ પેરુમલ મંદિર તરીકે ઓળખાય છે.

કાંચીના પલ્લવો (નવમી સદી), મદુરાઈના પાંડ્યો અને વિજયનગરના રાજાઓ (ચૌદમી–પંદરમી સદી) વેંકટેશના ભક્ત હતા. વિજયનગરના રાજાઓના કાળમાં ભેટ અને દાનનું પ્રમાણ ઘણું વધ્યું હતું. કૃષ્ણદેવરાય અને તેમની બે રાણીઓ–ચિન્નાદેવી અને તિરુમલાદેવી ત્રણેયની પ્રતિમાઓ આજે પણ જોવામાં આવે છે. ઘણા સરદારોએ અને અમીરોએ આ મંદિરને પોતાની અંજલિ આપી છે.

રાઘોજી ભોંસલેએ ભક્તિ અર્થે એક કાયમી વ્યવસ્થા કરી હતી અને એક કિંમતી માણેક ભેટ આપ્યું હતું : મહીસુર અને ગઢવાલના રાજાઓએ પણ સુંદર ભેટો આપી હતી. આ મંદિર ખિલજીના સમયથી મુસલમાનોથી અસ્પૃષ્ટ રહ્યું હતું અને મલિક કાફુર જ્યારે દક્ષિણના પ્રવાસે જઈ રહ્યો હતો ત્યારે એણે જુદો માર્ગ પકડ્યો હતો. તે પછીના મુસ્લિમ અને અંગ્રેજ રાજકર્તાઓએ મંદિરને પોતાના રક્ષણ હેઠળ રાખ્યું હતું. જે થોડાંક મંદિરો મૂર્તિભંજકોના રોષમાંથી ઊગરી ગયાં છે, તેમાંનું આ એક છે. આ મંદિરની પ્રાચીન નિષ્કલંક કીર્તિ હજી આજે પણ જળવાઈ રહી છે. રાજાઓ, સરદારો અને ભારતભરની આમ જનતા તરફથી સંખ્યાબંધ ભેટ અને દાનો મળવાને પરિણામે મંદિરની સંપત્તિ વધીને અઢળક થઈ છે.

૧૮૪૩ માં ઈસ્ટ ઇંડિયા કંપનીએ આ મંદિરનો વહીવટ પોતે કરવો છોડી તિરુમલાઈના હાથી રામજી મઠના અધિષ્ઠાતાના હાથમાં સોંપ્યો. ૧૯૩૩ માં મદ્રાસ ધારાસભાએ મંદિરનો વહીવટ તિરુમલાઈ–તિરુપતિ દેવસ્થાન સમિતિને સુપરત કર્યો. એ વહીવટ મદ્રાસ સરકારે નિયુક્ત કરેલા એક કમિશનર દ્વારા ચાલતો. ૧૯૫૧ માં હિંદુ ધાર્મિક અને સખાવતી દાનભેટ ધારો ( ૧૯૫૧ નો ધારો ૧૯ મો ) પસાર કરવામાં આવ્યો અને મંદિરનો વહીવટ ટ્રસ્ટીઓના બૉર્ડને તથા રાજ્ય સરકાર નિયુક્ત એક કાર્યવાહક અધિકારીને સોંપવામાં આવ્યો.

વેંકટેશ એ ભારતભરમાં અને ખાસ કરીને, દક્ષિણમાં સંખ્યાબંધ કુટુંબોના કુળદેવતા છે. લોકોને આ દેવમાં શ્રદ્ધા છે અને એ દેવ શ્રદ્ધાવાનોનાં તમામ અનિષ્ટો અને

વિઘ્નોના હર્તા તેમ જ શામક છે. હુંડી અથવા ગોલક બંગારુ વાકીલી તરીકે ઓળખાતા સુવર્ણદ્વાર આગળ મૂકવામાં આવે છે. આ સુવર્ણદ્વાર આગળ સંત્રીઓનો કડક પહેરો રહે છે. યાત્રાળુઓ અહીં આવે છે ત્યારે પોતાના વ્રતનું પાલન થયા પછી અથવા બાધા સફળ નીવડ્યા પછી પોતે ધારેલાં દાન અથવા ભેટ ત્યાં મૂકે છે.

ગર્ભગૃહની અંદર ભગવાન શ્રીનિવાસની, વેંકટેશની અથવા બાલાજીની કાળા પાષાણની સાત ફૂટ ઊંચી પૂર્વાભિમુખ એક મૂર્તિ છે. આ મૂર્તિ ચતુર્ભુજ છે. આ મૂર્તિ અત્યંત સુંદર, રમણીય અને છટાભરી છે. મુકકોટીપ્રદક્ષિણી, વિમાનપ્રદક્ષિણી અને સંપાંગાપ્રદક્ષિણી એમ ત્રણ પ્રકારોમાં છે.

સુંદર પાંડચે વિમાન પરના કળશ ઉપર સોનાનો ઢોળ ચડાવડાવ્યો છે. વીર નરસિંહ યાદવરાયે પોતે પોતાની સુવર્ણતુલા કરાવી અને તમામ સુવર્ણનો ઉપયોગ મંદિરને 'દેવોના સુરગિરિ' જેવું બનાવવામાં કર્યો. કૃષ્ણદેવરાયે તિરુપતિની સાત વાર મુલાકાત લીધી હતી. એક પ્રસંગે એમણે ભગવાનને સુવર્ણથી સ્નાન કરાવ્યું અને એના ઉપર 'કનકાભિષેક' કર્યો. જ્યારે જ્યારે કૃષ્ણદેવરાયે કંઈક બહુ જ નોંધપાત્ર અને સંતોષકારક સિદ્ધિ મેળવી હોય, ત્યારે ત્યારે ભગવાન પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી વ્યક્ત કરવા તેઓ અહીં આવતા.

મંદિરની અંદર રામાનુજનું એક મંદિર છે. એમ કહેવાય છે કે, ભગવાન શ્રીનિવાસની ખેલના અર્થે ગરુડ પોતે વૈકુંઠથી સ્વામી પુષ્કરિણી સરોવર લઈ આવ્યો હતો. એ સરોવર મંદિરની બાજુમાં છે. એમાં સ્નાન કરવાથી ઘણાં પાપનો નાશ થાય છે અને મુક્તિ સાંપડે છે. એ

સરોવરમાં સ્નાન કરવાથી ગાંડપણ પણ દૂર થાય છે.

સ્કંદપુરાણમાં રાજા નંદસુત ધર્મગુપ્તની કથા છે. નંદ રાજાએ પોતાની વૃદ્ધાવસ્થામાં સંન્યાસ ગ્રહણ કર્યો અને પોતાનું રાજ્ય પોતાના પુત્ર ધર્મગુપ્તને સોંપી દીધું. આ ધર્મગુપ્ત એક વાર મૃગયાએ નીકળ્યો હતો ત્યારે એક રાતે કેટલોક કાળ એણે જંગલમાં ગાળ્યો હતો. એ વેળા એક સિંહ એની પાછળ પડ્યો. એટલે ધર્મગુપ્ત એક વૃક્ષ ઉપર ચડી ગયો. એ જ વૃક્ષ તળે બેઠેલા સિંહથી બચવા માટે એક રીંછે પણ એ જ ઝાડ ઉપર આશ્રય લીધો હતો. સિંહ, રીંછ ક્યારે નીચે ઊતરે કે એને ઝડપી લઉં એવા ખ્યાલથી ઝાડ નીચે બેઠો હતો. હવે ઝાડ ઉપર રાજા અને રીંછે–બંનેએ વારાફરતી અડધી રાત જાગતા રહેવાની અને એકબીજાને સૂવા દેવાની સંતલસ કરી. તે પ્રમાણે પહેલાં રાજાએ અડધી રાત ઊંઘ કાઢી લીધી અને તે દરમિયાન રીંછે જાગતા રહીને રાજાનું રક્ષણ કર્યું. દરમિયાન ઝાડ તળેના સિંહે કેટલીયે વાર રીંછને વિનંતી કરી કે 'અલ્યા, ભલો થઈને રાજાને નીચે ગબડાવી મૂક! પણ રીંછ રાજાને આપેલા વચનને વફાદારીપૂર્વક વળગી રહ્યો. મધરાત થઈ એટલે હવે રાજાનો જાગવાનો વારો આવ્યો. એણે રીંછને સૂવા દીધું અને પોતે તેની રક્ષા કરવા માંડી. જેમ સિંહે રીંછને વિનંતી કરી હતી તેમ હવે રાજાને વીનવ્યો કે 'ભાઈ, તું તારે આ ઊંઘતા રીંછને અહીં નીચે હડસેલી મૂકને!' રાજા બેવફા નીવડ્યો અને એણે રીંછને ધક્કો મારીને સિંહને માટે નીચે હડસેલ્યો. આથી રીંછ તરત જ જાગી ઊઠ્યું અને એણે યક્ષનું સ્વરૂપ ધારણ કરીને રાજાને શાપ આપ્યો કે, 'તેં વિશ્વાસઘાતનો

નીચતાભર્યો અપરાધ કર્યો; માટે જા, હવે તું ગાંડો થઈ જશે.' ધર્મગુપ્તના સંન્યાસી પિતાને આ વાતની જાણ કરવામાં આવી. આખરે આ બંને પિતાપુત્રે પુષ્કરિણી સરોવર શોધી કાઢ્યું અને એમ કહેવાય છે કે ધર્મગુપ્તે એમાં સ્નાન કર્યું કે તરત જ એનું ગાંડપણ જતું રહ્યું. એને ગાંડપણ તો આ વાતે પ્રાપ્ત થયું હતું.

स्वाङ्कन्यस्तशिरःस्कन्धं ऋक्षं तत्याज भूतले ।

'રાજાએ પોતાના ખોળામાં વિશ્વાસથી પોતાનું મસ્તક અને ખભા રાખીને નિદ્રા લઈ રહેલા રીંછને હડસેલો મારીને જમીન ઉપર ફેંકી દીધું હતું.' —સ્કન્દ

વેંકટાચલની યાત્રા કરવાથી અને પુષ્કરિણી સરોવરમાં સ્નાન કરવાથી મુનિ કશ્યપ પણ પાપમુક્ત થયા હતા. રાજા પરીક્ષિતને તક્ષક નાગે દંશ દીધો હતો. હવે કશ્યપ મુનિ પાસે રાજા પરીક્ષિતને તક્ષક નાગના દંશનું ઝેર ચડે તે ઉતારવાનો ઇલાજ હતો; છતાં તક્ષકે એને રત્નોની લાંચ આપી એટલે કશ્યપ મુનિ પરીક્ષિતને સજીવન કરવા જતા હતા છતાં અર્ધે રસ્તેથી જ પાછા ફર્યા અને તક્ષકના દંશથી પરીક્ષિતનું મૃત્યુ નીપજ્યું. નિયમ એવો છે કે જો કોઈની પાસે કોઈને સાજા કરવાનો ઇલાજ હોય તો છેલ્લી ઘડી સુધી એણે એ ઇલાજ અજમાવવો જોઈએ.

સ્કન્દપુરાણમાં આયુર્વેદનિષ્ણાતોનું અવતરણ આપીને દાકતરો તથા વૈદ્યોને આ પ્રમાણે જણાવવામાં આવ્યું છે:

यावत्कण्ठगताः प्राणा मुमूर्षो मानवस्य हि ।
तावच्चिकित्सा कर्तव्या कालस्य कुटिला गतिः ॥

'જ્યાં સુધી મૃત્યુ પામી રહેલા મનુષ્યને જિવાડવાનો

જરા જેટલો પણ અવકાશ હોય ત્યાં સુધી તેને યોગ્ય ઉપચારો કરવાનું ચાલુ રાખવું જ જોઈએ. કારણ, કાળની કુટિલ ગતિને કોઈ જાણતું નથી.'

કશ્યપ પોતાનું કર્તવ્ય ચૂક્યા અને તેથી તેને પ્રાયશ્ચિત્ત કરવું પડ્યું.

ટેકરીની નીચે કપિલતીર્થ છે. તે પણ અલ્વરતીર્થ કહેવાય છે. વરાહસ્વામી મંદિર એ સ્વામી પુષ્કરિણીના ખૂણા પર આવેલું છે. તિરુપતિનગરમાં ગોવિંદરાજ અને કોદંડરામસ્વામી મંદિરો ઘણાં વિખ્યાત છે. શિવનું કપિલેશ્વર મંદિર શહેરથી દોઢ માઈલ પર આવેલું છે. તિરુચાનુર ખાતે વેંકટેશનાં અર્ધાંગિની પદ્માવતીનું મંદિર છે.

તિરુમલાઈમાં નિયમ પ્રમાણે જુદી જુદી પૂજાઓ અને ઉત્સવો કરવામાં આવે છે. રોજ ત્રણ વાર એમને એમ, કંઈ પણ લીધા વગર દર્શન કરવા દેવામાં આવે છે. ખાસ પૂજા અને ઉત્સવ માટે યાત્રીઓને ખાસ પૈસા આપવા પડે છે ને તે માટે અધિકારીઓ પાસેથી રસીદ મેળવવી પડે છે.

દેવસ્થાન સમિતિ જે હવે ટ્રસ્ટીઓનું બોર્ડ છે, તે યાત્રીઓ માટેની સગવડો અને અન્ય સવલતોમાં સુધારા કરવાનો પ્રયાસ કરે છે.

તિરુમલાઈ તિરુપતિ દેવસ્થાનમાં શ્રી વેંકટેશ્વર પ્રાચ્ય સંશોધનસંસ્થા છે, બે પ્રાથમિક ઉચ્ચ અભ્યાસની શાળા છે, બે પ્રાથમિક શાળા છે, એક અનાથાલય છે, એક પાઠશાળા છે, શ્રી વેંકટેશ્વર મહાવિદ્યાલય છે, એક દીનજનો માટેનો આશ્રમ છે, એક સંગ્રહસ્થાન છે અને

વાહનવ્યવહારની સગવડ છે. તાજેતરમાં શ્રી વેંકટેશ્વર વિશ્વવિદ્યાલય પણ સ્થાપવામાં આવ્યું છે.

આ પહાડ માટે ઘણો પૂજ્ય ભાવ સેવવામાં આવે છે. પહાડ ઉપર કોઈ જોડા પહેરીને ફરી શકે નહિ. પુષ્પો ફક્ત ભગવાનને માટે જ હોય છે. ધૂમ્રપાન કે કેફી પદાર્થના સેવન અથવા માંસાહાર વગેરે કરવા દેવામાં આવતાં નથી.

અહીં ચૈત્ર માસના શુક્લ પક્ષમાં ત્રયોદશીથી તે પૂર્ણિમા એ ત્રણ દિવસ સુધી વસંતોત્સવ ઊજવવામાં આવે છે. માર્ચમાં તેલુગુ નવું વર્ષ શરૂ થાય તે દિવસથી ૪૦ દિવસ સુધી નિત્યોત્સવ થાય છે અને અશ્વાયુજ નવરાત્રમાં નવ દિવસનો બ્રહ્મોત્સવ થાય છે. આ ઉપરાંત બીજા પણ માસિક અને વાર્ષિક ઉત્સવો થાય છે.

રામાનુજ શ્રીભાષ્યના પ્રથમ શ્લોકમાં શ્રીનિવાસની સ્તુતિ આ પ્રમાણે છે:

अखिलभुवनजन्मस्थेमभङ्गादिलीले
विनतविविधभूतव्रातरक्षैकदीक्षे।
श्रुतिशिरसि विदीप्ते ब्रह्मणि श्रीनिवासे
भवतु मम परस्मिन् शेमुषी भक्तिरूपा॥

'મારી બુદ્ધિ સર્વોચ્ચ બ્રહ્મ, જે વેદાન્તમાં પ્રગટ થાય છે, જે સમસ્ત વિશ્વનું લીલાની જેમ સર્જન કરે, પાલન કરે અને વિલય કરે એવા પરમાત્મા છે, અને જેટલું તેનું અવલંબન લેનાર, આશ્રય ખોળનાર સહુ કોઈ ભૂત માત્રનું રક્ષણ કરવાનું કર્તવ્ય સ્વીકાર્ય છે એવા શ્રીનિવાસનું સ્વરૂપ ધારણ કર.'

*

## ૨૨ : કામાખ્યાદેવી

कामदा कामिनी कामा कान्ता कामाङ्गदायिनी ।
कामाङ्गनाशिनी तस्मात् कामाख्या तेन चोच्यते ॥

'તમામ કામનાઓને પરિપોષે છે, ભગવાન શંકરની યુવાન અને સૌંદર્યમયી અર્ધાંગિની છે તેમ જ ભક્તિ અને મુક્તિ બંનેની પ્રદાયક છે, માટે એને કામાખ્યા કહેવામાં આવે છે.

—કાલિકાપુરાણ : ૬૪-૨

**કામાખ્યા** દેવીનું વિખ્યાત મંદિર આસામમાં હાલના ગૌહાટી નગરીથી લગભગ ત્રણ માઈલ દૂર એક નાનકડા પહાડ ઉપર આવેલું છે. એનું નામ છે નીલાચલ અથવા નીલ પહાડ. આ શક્તિપીઠના પ્રભવનું 'કાલિકાપુરાણ'માં આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છેઃ

ભગવાન શિવનાં અર્ધાંગિની સતી પાર્વતી પોતાના પિતા દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞસમારંભમાં ગયાં હતાં. ત્યાં પોતાના સ્વામી પ્રત્યે અવિવેકી અને અપમાનભર્યું વર્તન કરવામાં આવતાં સતી કોપ્યાં અને યજ્ઞની વેદીમાં જ ઝંપલાવીને પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. મહાદેવને આ ઘટનાની જાણ થતાં એમના દુઃખ અને આઘાતનો કોઈ પાર ન રહ્યો. એમણે સતીના મૃત દેહને ખાંધ ઉપર લઈને શોકવિહ્વળ અવસ્થામાં ફરવા માંડ્યું. આ દૃશ્ય જોઈને સહુ કોઈ છળી ઊઠ્યું. શિવને શાંત કરવાના આશયથી દેવો ભગવાન વિષ્ણુ પાસે ગયા અને તેમને સઘળી વાત કરી. વિષ્ણુને થયું કે શિવની ખાંધ ઉપરથી સતીના મૃત દેહને દૂર કરવો જ જોઈએ. આથી એમણે ચક્ર છોડ્યું. ચક્ર છૂટતાં જ સતીના મૃત દેહ પર ફરી વળ્યું અને દેહ-

ના ટુકડે ટુકડા થઈ ગયા તે ઊડીને ભારતના જુદા જુદા ભાગમાં ફેંકાયા. સતીના દેહનો જનન અવયવ કામગિરિ ઉપર અર્થાત્ ગૌહાટી નજીક નીલાચલ ટેકરી ઉપર પડ્યો. સતીના મૃત દેહના ટુકડા જે એકાવન સ્થળોએ વેરાયા, તે પૈકી પ્રત્યેક સ્થળ શક્તિપીઠ તરીકે પ્રસિદ્ધ થયું. એમાં પણ કામરૂપ અથવા આસામમાં આવેલું કામગિરિ પવિત્ર પીઠ તરીકે વિખ્યાત થયું. કામગિરિ પર દેવીનો નિવાસ હોવાથી દેવી તમામ કામનાઓ સિદ્ધ કરનાર એવાં કામાખ્યા તરીકે પ્રસિદ્ધ થયાં.

પહાડ સ્વયં શિવના પોતાના જ અંગરૂપે હતો અને સતીનો જનન અવયવ તેના ઉપર પડતાં પહાડ નીલવર્ણનો બની ગયો. દેવી પણ કામાખ્યા તરીકે પ્રસિદ્ધ છે; કારણ દેવી પોતે પોતાના કામની તૃપ્તિ અર્થે શિવની સાથે ગુપ્ત રીતે અહીં આવતાં. આથી આ પહાડને સતીના પ્રણયસ્થાન તેમ જ સમાધિસ્થળ તરીકે વર્ણવવામાં આવે છે. 'કાલિકાપુરાણ'માં વાજબી રીતે જણાવાયું છે કે–દેવી કામારૂઢાયિની છે અને કામનાશિની પણ છે; અર્થાત્ એનો એવો પણ અર્થ થાય છે કે દેવી ભક્તિ અથવા આનંદ તથા મુક્તિ અથવા મોક્ષ આપનારી છે.

ઇતિહાસના ભિન્ન ભિન્ન યુગે પ્રવર્તતી આ દેવીની કેટલીક વિભાવનાઓમાંથી નિર્માણ થયેલા એક સંઘટિત ચિત્રરૂપ આ કામાખ્યાદેવીના નામ સાથે આસામના આરંભકાળનો ઇતિહાસ બહુ ગાઢ રીતે ગૂંથાયેલો છે.

ભારતભરમાં આ મંદિર પ્રત્યે અત્યંત પૂજ્યભાવ સેવાય છે અને અહીં અનેક યાત્રીઓ આવે છે. આ દેવી આસામ અને બંગાળની અત્યંત માનીતી દેવી છે.

પૌરાણિક અને તાંત્રિક સાહિત્યમાં પ્રાચીન આસામને વારંવાર કામરૂપ તરીકે નિર્દેશ કરવામાં આવે છે. 'દેવી-ભાગવત', 'કાલિકાપુરાણ' અને 'યોગિનીતંત્ર'માં–ખાસ કરીને, છેલ્લા બે ગ્રંથોમાં–કામાખ્યાદેવીનું વિસ્તારથી વર્ણન સાંપડે છે.

'યોગિનીતંત્ર'માં કામરૂપની સીમાઓનું આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે: 'નેપાળના કાંચન પહાડથી તે બ્રહ્મપુત્રા નદીના સંગમ સુધી કારાતોયાથી દિક્કટવાસિની સુધી. ઉત્તરમાં કંજગિરિ છે. પશ્ચિમે કારાતોયા નદી છે. હે હિમાલય પુત્રિ, પૂર્વ બાજુએ દીક્ષુ નદી છે, જે સર્વ તીર્થોમાં ઉત્તમ છે અને દક્ષિણમાં બ્રહ્મપુત્રાનો લક્ષ સાથે સંગમ થાય છે. સર્વ શાસ્ત્રોના જણાવવા પ્રમાણે આ વિસ્તાર કામરૂપ તરીકે જાણીતો છે. કામાખ્યા મંદિરમાં દેવીની કોઈ મૂર્તિ જ નથી અને તેટલા પ્રમાણમાં એની એ વિશિષ્ટતા છે. મંદિરની અંદર એક ગુફા છે અને એના એક ખૂણામાં એક શિલા છે. શિલા ઉપર દેવીની યોનિનું શિલ્પાત્મક પ્રતીક છે. આ ગુફાની અંદર એક કુદરતી ઝરો છે. એ ઝરાનું જે પાણી ઝમે છે તેને કારણે આ શિલા નિત્ય ભીની રહે છે. પુષ્પો અને પર્ણોની અંજલિ આ પ્રતીક ઉપર ચડાવવામાં આવે છે. બીજી બધી બાબતોમાં ક્રિયાઓ અને વિધિઓ દેવી કાલી સંબંધમાં થાય છે, તે જ પ્રમાણે આ પ્રતીક અંગે પણ થાય છે. પશુનું બલિ આપવામાં આવે છે ત્યારે માત્ર પશુને મુક્તિ આપવામાં આવે છે.

આસામની મધ્યમાં થઈને ધોરી નસની જેમ બ્રહ્મપુત્રા નદી વહી રહી છે. સંસ્કૃત સાહિત્યમાં બ્રહ્મપુત્રાને શ્રી લૌહિત્ય

કહેવામાં આવે છે. 'રઘુવંશ'(૪-૮)માં જણાવાયું છે કે, રઘુરાજાએ જ્યારે લૌહિત્ય અથવા બ્રહ્મપુત્રા નદી ઓળંગી તે વેળા તે કાળના પ્રાગ્જ્યોતિપના એટલે કે કામરૂપના રાજા ધ્રૂજી ઊઠ્યા હતા.

चकम्पे तीर्णलौहित्ये तस्मिन् प्राग्ज्योतिपेश्वरः ।

પ્રાગ્જ્યોતિષ એ પ્રાચીન આસામનું પાટનગર હતું. 'કાલિકાપુરાણુ'માં આ નામની વ્યુત્પત્તિ આ રીતે આપવામાં આવી છે. બ્રહ્મા આ સ્થળે ઊભા હતા અને તેમણે ભૂતકાળમાં જુદા જુદા તારકો તથા ગ્રહો (જ્યોતિપો) સર્જ્યા હતા અને તેથી ઇંદ્રની રાજધાની જેવું આ નગર પ્રાગ્જ્યોતિષ કહેવાય છે.

अत्र मध्ये स्थितो ब्रह्मा प्राङ् नक्षत्रं ससर्ज ह ।
तेन प्राग्ज्योतिपाख्येयं पुरी शक्रपुरीसमा ॥

ગેઈટ કહે છે કે: 'આ શહેરને પૌરસ્ત્ય ખગોળ વિદ્યાના નગર તરીકે ગણી શકાય.' ગૌહાટીની પૂર્વે નવે ગ્રહોને સમર્પી દેવાયેલું એક મંદિર છે.

જાતિ અને ભાષાની દૃષ્ટિએ આસામ એક જ પ્રકારનું, એક જ સ્વરૂપનું છે. એની ભાષા પ્રાચીન આર્યભાષા–આર્યો બોલતા હતા તે બોલી છે. સાતમી સદીમાં હ્યુ-એન-ત્સંગ નોંધે છે કે, આસામની ભાષા મધ્યભારતની ભાષાથી જરાક જ જુદી પડે છે. આર્યોના ભારત સાથેના આસામના પ્રારંભિક સંબંધોનો મહાભારતમાં તેમ જ રામાયણમાં વિસ્તારથી ઉલ્લેખ મળે છે. આર્યોની બોલી તરીકે અત્યારની આસામી ભાષા સંસ્કૃતમાંથી વિકાસ પામી છે અને અંદાજ એવો છે કે, એ છેક દસમી સદી જેટલી પ્રાચીન છે. આસામ શબ્દની વ્યુત્પત્તિ અનેક રીતે કરવામાં આવે છે. આસામ

શબ્દ તેરમી સદીના શાન આક્રમકો સાથે પણ સંકળાયેલો છે. સંસ્કૃત શબ્દ 'આસામ' એટલે 'અનુપમ' અથવા તાઈ ધાતુ 'ચામ' એટલે કે જેનો પરાજય કરવાનો છે તેમાંથી પણ આવેલો છે.' 'આચામ' અથવા આસામનો અર્થ 'અપરાજિત' થાય છે.

દંતકથા પ્રમાણે કામરૂપ એટલા માટે કહેવાય છે કે, શંકર પોતે તપ કરી રહ્યા હતા ત્યારે કામે એમાં ભંગ પાડતાં શંકરે એને બાળી નાખ્યો હતો, પરંતુ કામને પોતાનું સ્વરૂપ આ સ્થળે પુનઃ પ્રાપ્ત થયું હતું તેથી આ દેશ કામરૂપ કહેવાય છે.

'કાલિકાપુરાણ' (દસમી સદી) અને 'યોગિની-તંત્ર' (૧૬મી સદી) આસામમાં અથવા આસામની-આસપાસમાં રચાયાં હોવાનું માનવામાં આવે છે. 'કાલિકા-પુરાણ'માં જણાવાયું છે કે, મિથિલાના જનક રાજાએ પાળીપોષીને મોટો કરેલો નરક પ્રાચીન આસામમાં આવ્યો હતો. એ એનો રાજા થયો. દેવી કામાખ્યાની જવાબદારી એને સોંપવામાં આવી ત્યારે દેશનું નામ પ્રાગ્જ્યોતિષ બદલીને કામરૂપ રાખવામાં આવ્યું. આ પરથી એટલું સ્પષ્ટ થાય છે કે નરકે શક્તિનો નવો સંપ્રદાય અહીં પ્રચલિત કર્યો અને દેશને કામરૂપ એવું યોગ્ય નામ આપ્યું.

મહાભારતમાં અને રામાયણમાં નરકને પૃથ્વીના પુત્ર તરીકે વર્ણવવામાં આવ્યો છે. પોતાની માતાની વિનંતીથી નરકને વૈષ્ણવ શસ્ત્ર આપવામાં આવ્યું હતું, જે એણે કાળક્રમે પોતાના પુત્ર ભાગદત્તને સોંપ્યું હતું. એ પછી નરકે સોળ હજાર કુમારી યુવતીઓને કારાવાસમાં નાખી

હતી અને એ એક મહા જુલમી રાજા બની રહ્યો. ભગવાન શ્રીકૃષ્ણે એને નરકચતુર્દશીને દિવસે એટલે કે આશ્વિન માસના કૃષ્ણપક્ષની ચતુર્દશીએ હણી નાખ્યો હતો. નરકના પુત્ર ભાગદત્તે મહાભારતના મહાયુદ્ધમાં ભાગ લીધો હતો અને એ દુર્યોધનને પક્ષે રહ્યો હતો. 'દ્રોણપર્વ' (૨૯–૧૭)માં જણાવાયું છે કે ભાગદત્તે મહાભારતના યુદ્ધમાં વૈષ્ણવ-અસ્ત્ર છોડયું હતું અને એ અત્યંત શૌર્યપૂર્વક લડ્યો હતો. એ અર્જુનથી હણાયો હતો. એના બે પુત્રો ઋતપ્રજ્ઞ અને યજ્ઞદત્તને નકુલે હણ્યા હતા.

એક બીજી દંતકથામાં જણાવાય છે કે શોણિતપુરના રાજા બાણના સંગમાં રહેલા નરકે પોતાનું પતન થવા દીધું અને કામાખ્યાની ભક્તિ પરત્વે બેદરકાર રહ્યો. વસિષ્ઠ મુનિનું એણે અપમાન કર્યું હતું, એટલે એ મુનિએ એને શાપ આપતાં એનું પતન થયું અને પછી મૃત્યુ થયું.

ગમે તેમ, પણ એટલું ધારી શકાય કે પ્રાચીન આસામમાં શાક્ત સંપ્રદાય આણનાર નરક હતો. નરકના જીવનસંબંધમાં જે વિગતો મળે છે તે પરથી એ થઈ ગયો હતો એમ માનવામાં આવે છે તે વાજબી છે. ડૉ. કાકતી એવો નિર્ણય તારવે છે કે, નરક એ મિથિલાનો એક રાજકીય પરાક્રમ કરવાવાળો હતો. ઈ. સ. ૨૦૦ થી ૫૦૦ના સમયગાળા દરમિયાન એણે પોતાની સત્તા જમાવી હતી અને શાક્ત સંપ્રદાયની સ્થાપના કરી હતી અને દેવી કામાખ્યામાં એને દૈવી શક્તિનો આવિષ્કાર જણાયો હતો.

શાક્ત સંપ્રદાયનાં કેટલાંક લક્ષણો વિદેશી પ્રભાવને આભારી હતાં, એમ છતાં શાક્ત સંપ્રદાય સામાન્ય રીતે

ભારતનો સ્થાનિક સંપ્રદાય છે. સતી પાર્વતીના શબના એકાવન ટુકડા દેશના જુદા જુદા ભાગમાં ફેંકાયા હતા એવી દંતકથા 'કાલિકાપુરાણ'માં છે તે આર્યોના ભારતમાં, જ્યાં શાક્ત સંપ્રદાય પ્રવર્તમાન હતો તેની સીમા નિશ્ચિત કરવાના પ્રયાસરૂપ લાગે છે. આ વસ્તુ કંઈક અંશે મનુની વ્યાખ્યા જેવી છે. મનુ કહે છે કે: 'જ્યાં જ્યાં કાળિયાર મૃગ વિચરતું જોવામાં આવે, તે તે આર્યાવર્તની પવિત્ર ભૂમિ છે.' તંત્રોના આબાદીના કાળમાં શાક્ત સંપ્રદાય ભારત-ભરમાં પ્રવર્તતો હતો. પાર્વતીના જન્મસ્થાન હિમાલયથી તે શક્તિની પૂજાના સ્થળ કુમારી સુધી અને પૂર્વમાં કામાખ્યાથી તે પશ્ચિમમાં પ્રભાસ સુધી શાક્ત સંપ્રદાય પ્રવર્તતો હતો.

કાલિકાપુરાણમાં આ યોનિદેવી કામાખ્યાના મૂળના લૌગિક અર્થઘટન આપવામાં આવ્યા છે, જ્યારે યોગિની-તંત્રમાં જુદો અર્થ આપવામાં આવ્યો છે. એમાં યોનિના સર્જનાત્મક પ્રતીકવાદ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. ડૉ. કાકતી સૂચવે છે કે, આ બે ધર્મગ્રંથોમાં જે જુદા જુદા અર્થઘટન કરવામાં આવ્યા છે, તે કદાચ જુદા જુદા કાળે એ સંપ્રદાયનો દાવો કરતા બે ભિન્ન ભિન્ન જન-સમુદાયના વિચારોને મૂર્ત કરતા હોય એમ બને. આ બીજા મત અંગે દંતકથા એવી છે કે, બ્રહ્માના સર્વોપરિ સર્જનાત્મક બળને દેવીએ સફળતાથી પડકાર કર્યો હતો. એ પછી બ્રહ્મા સર્જનના એકમાત્ર સિદ્ધાંત તરીકે યોનિના આશીર્વાદથી જ સર્જન કરતા. તપ અને શુદ્ધિ પછી બ્રહ્માએ અંતરિક્ષમાંથી તેજસ્વી પ્રકાશ અવતાર્યો અને એ પ્રકાશને યોનિવર્તુળ ઉપર મૂક્યો. બ્રહ્મા અને જગતના કલ્યાણાર્થે દેવીએ

યોનિવર્તુળ સર્જ્યું અને તે કામરૂપમાં રાખવામાં આવ્યું.

'કાલિકાપુરાણ'માં જણાવાય છે કે, પોતાની ત્રણ ચિત્તાવસ્થાનુસાર દેવીનાં ત્રણ ભિન્ન ભિન્ન પાસાં છે.

પોતાની કામાવસ્થા અથવા ભોગાત્મક ચિત્તાવસ્થામાં દેવી પીળો હાર ધારણ કરીને શ્વેત કમળ પર ઊભી રહે છે. પોતાની રૌદ્ર ચિત્તાવસ્થામાં દેવી હાથમાં તરવાર ધારણ કરીને શ્વેત શબ ઉપર ખડી રહે છે. પોતાની કામદા અથવા વરદાન આપવાની માનસિક અવસ્થામાં દેવી સિંહારૂઢ થાય છે. આ ઉપરાંત પોતાની ઈચ્છા અનુસાર દેવી અનેક સ્વરૂપ ધારણ કરે છે અને તેથી એ કામરૂપિણી કહેવાય છે.

કામાખ્યાના અસલ મંદિરનો સોળમી સદીમાં મુસ્લિમ આક્રમણ દરમિયાન નાશ થયો હતો. અત્યારે જે મંદિર જોવામાં આવે છે તે, ઈ. સ. ૧૬૬૫માં રાજા નરનારાયણે, કૂચબિહારના કૂચ રાજાએ ફરીથી બંધાવ્યું હતું. એણે એ મંદિર અસલ જે સ્વરૂપમાં હતું, તેવું જ ફરીથી બંધાવ્યું હતું.

કામાખ્યા 'લલિતકાન્તિકા' કહેવાય છે. આ ત્રિભુવનમાં એવી કોઈ નારી નથી, જે સૌન્દર્યની બાબતમાં કામાખ્યાની કક્ષામાં આવી શકે. તેથી એને લલિતકાન્તિકા કહેવામાં આવે છે ('કાલિકાપુરાણ' : ૮૩–૬૬). શિવ એકલા આ પાર્વતીની મંજૂરી વિના કંઈ પણ વરદાન આપી શકતા નથી.

કામાખ્યાને ત્રિપુરારૂપે ઓળખવામાં આવે છે.

शृण्वत त्रिपुरामूर्तेः कामाख्यायां प्रपूजनम् ।

—કાલિકાપુરાણ : ૬૬-૫૦

કૃપા કરીને સાભળો. દેવી ત્રિપુરાની ભક્તિ કામાખ્યા તરીકે કરવાની છે. ત્રિપુરાને ત્રિપુરબાલા, ત્રિપુરસુદરી અને ત્રિપુરભૈરવી એમ ત્રણ રીતે પૂજવામાં આવે છે.

ત્રિપુરાનુ એક સ્વરૂપ તે ત્રિપુરબાળા છે. એની ભક્તિ દક્ષિણ આચાર અને વામાચાર એમ બન્ને રીતે કરી શકાય. બુદ્ધ કામાખ્યાની ભક્તિ આ બ'ને આચાર અનુસાર કરવામા આવતી. કામરૂપ આ દેવીનુ પ્રિય નિવાસસ્થાન છે અને અહીં' એકે એક ઘરમાં એનો નિવાસ છે. દરેક સ્ત્રી એ દેવી કામાખ્યાના નાના મૂર્ત સ્વરૂપ જેવી મનાય છે અને દરેક નિષ્પાપ પુરુષને શિવ માનવામા આવે છે.

સિદ્ધાત અને આચારની ચ્યુતિઓ દાખવતી ઘણી ખરી વિધિઓ બહારથી આવી છે. સહસ્રોત્સવ એ વિંધ્ય પહાડોમા આવેલા સહારમામાથી આવ્યો હોવાનુ માનવામા આવે છે. નરકે જેના પર વિજય મેળવ્યો હતો, તે કિરાતોના સ્થાનિક ધર્મ પર અમુક વર્ગમા પ્રવર્તતા આચારોની અસર પડી છે.

આસામની ઈશાન સરહદ પર દિક્રાગ નામની એક નદી વહે છે, જેને સંસ્કૃતમાં દિકકરવાસિની કહેવામા આવે છે. આ બાજુ પર દેવીનુ વિકરાળ પાસુ તથા 'ઉગ્રતારા', 'એકજાતા' વગેરે વિશેષણો મૂળ બૌદ્ધ સંસ્કૃતિના હોવાનુ માનવામા આવે છે. તાબાના મંદિરનુ તામ્રેશ્વરી સ્વરૂપમા જે વિકરાળ પાસુ છે તેનું આસામના પછીના ઈતિહાસમા થોડીક સદીઓ સુધી વર્ચસ્ રહ્યું હતું.

ડૉ. કાકતી લખે છે: 'તામ્ર મંદિરની દેવી તીક્ષ્ણકાન્તા, એકજાતા અથવા ઉગ્રતારા એ બૌદ્ધ દેવી છે અને તે બૌદ્ધ પંથમાં ભોટાના દેશમાંથી નાગાર્જુન લઈ આવ્યો હતો. નાગાર્જુન સાતમી સદીમાં થઈ ગયો. એ જ પ્રમાણે, તારા પણ મૂળ તિબેટમાંથી આવી છે.' (બી. ભટ્ટાચાર્ય: 'બુદ્ધિસ્ટ એસોટરિઝમ,' પાન ૧૫૪)

તંત્ર એ જ્ઞાન પ્રસારનાર સાહિત્યનું સૂચક છે. તન્ ધાતુનો અર્થ પ્રસારવું થાય છે, તે જાણીતું છે. તંત્ર શબ્દ શૈવ, શાક્ત, વૈષ્ણવ, સૌર, ગાણપત્યો વગેરેના પવિત્ર સાહિત્યને લાગુ પાડવામાં આવે છે. તેમના ખાસ પાઠ ઈ. સ. છઠ્ઠી સદીના હોવાનું માનવામાં આવે છે. શાક્તતંત્રની પાઠસંખ્યા ૬૪ની છે. શૈવતંત્રની ૧૮ છે અને વૈષ્ણવતંત્રની ૧૦૮ છે, પણ વાસ્તવમાં દરેક જૂથમાં ઘણી વધારે પાઠસંખ્યા ઉપલબ્ધ છે.

તાંત્રિક સંપ્રદાય પછી તે શાક્તોનો હોય, વૈષ્ણવોનો હોય કે બીજા કોઈ પણ દેવનો હોય, પણ એ સર્વનાં સમાન લક્ષણો છે. દાખલા તરીકે, તંત્રોમાં મંત્રો અથવા પ્રાર્થનાની રીતિ છે. દરેક દેવનો બીજમંત્ર હોય છે. આ ઉપરાંત, યંત્રો અથવા આકૃતિઓ, મુદ્રાઓ અથવા આંગળાંની ખાસ અવસ્થિતિ, ન્યાસ અથવા આંગળીના ટેરવાની મદદથી શરીરના જુદા જુદા અંગ દ્વારા દેવનું અવસ્થાન કરવું તેમ જ ગુરુ અને દીક્ષા વગેરે તંત્રોનો સ્ત્રી તેમ જ શૂદ્રોને પણ અધિકાર છે. ઉચ્ચતમ વર્ણો સુદ્ધાં પ્રજાના એકે એક સ્તરમાં આ તંત્રાચારો લોકપ્રિય નીવડ્યા છે. આ તંત્રઆચારોના સાત વિભાગ પાડવામાં આવ્યા છે. વૈદિક,

વૈષ્ણવ, શૈવ અને દક્ષિણ આચારો—એ બધા જ દક્ષિણ આચારો તરીકે ઓળખાય છે. બીજા ત્રણ તે વામાચાર, સિદ્ધાંતાચાર અને કૌલાચાર તરીકે ઓળખાય છે. પ્રથમ ચાર આચારમાં નીતિનિયમનું બહુ પાલન કરવું પડતું હોય છે. વામ આચાર અને અન્ય બે આચારમાં નવી તંત્રપદ્ધતિઓ બહુ જ ગુપ્ત રીતે આચરવાની હોય છે. આ અને બીજા બે તંત્રાચાર બહુ જ કડક રીતે મનોનિગ્રહ કરતા હોય, આત્મસંયમી હોય અને ખાસ યોગ્યતા ધરાવતા હોય, સંપ્રદાયોનું અધિકૃત જ્ઞાન ધરાવતા હોય તેઓ જ અજમાવી શકે, પણ જે લોકો ગેરરસ્તે દોરવાયેલા હોય, વિપથી હોય અને વિકૃત માનસના હોય, તેમના હાથમાં આ તંત્રાચાર લંપટ આચારનું એક સાધન માત્ર બની રહે છે. સર્વોચ્ચ કક્ષાના અથવા કૌલાચારના અનુયાયીઓમાં બૌદ્ધ અને નાથ સંપ્રદાયના યોગીઓની ગણના થાય છે.

કામાખ્યા એ શાક્તભક્તિનું અત્યંત વિખ્યાત સ્થળ છે, જે પાંચ પ્રસિદ્ધ અને પવિત્ર એવી શક્તિપીઠો ગણાય છે, તેમાં ઓદિયાન (જેને કાશગઢ અથવા સ્વાત ખીણ અથવા ઓરિસ્સા અથવા પશ્ચિમ આસામ તરીકે ઘટાવવામાં આવે છે), જલંધર (પંજાબમાં), પૂર્ણગિરિ (પૂના પાસે અથવા આસામમાં) માતંગ (શ્રીશૈલ) અને આસામમાં કામાખ્યાનો સમાવેશ થાય છે. કેટલાક પાઠોમાં અર્બુદાને પણ મહત્ત્વ આપવામાં આવે છે.

લગભગ દસમી સદી સુધીમાં તંત્ર ઉપર જુદી જુદી અનેક અસર પડી ચૂકી હતી, જેના પરિણામે એ એક

સંઘટિત વસ્તુ બની રહી હતી અને બ્રાહ્મણી, બૌદ્ધ તથા નાથ એમ ત્રિવિધ સંપ્રદાયોથી એ તંત્રવ્યવસ્થા રચાઈ હતી. તંત્રના સાત આચારો પૈકી અમુક આચારો અમુક વિસ્તારોમાં લોકપ્રિય નીવડ્યા અને બીજા અમુક દેશના અન્ય ભાગોમાં લોકપ્રિય નીવડતાં તંત્ર–સાહિત્યનો વિકાસ થયો.

ન્યાસ અને મુદ્રા–એ દરેક બ્રાહ્મણ અને દ્વિજની દૈનંદિની સંધ્યાનાં અંગરૂપ બની રહ્યાં છે.

શાક્તો ભારતભરમાં જોવામાં આવે છે અને તેમનો સંપ્રદાય બંગાળા તથા આસામમાં સારા પ્રમાણમાં પ્રવર્તી રહ્યો છે. 'શાક્તો બીજાઓ કરતાં ઉત્તર અદ્વૈત શૈવોની સાથે વધારે સંયુક્ત છે, જોકે ઉત્તર અદ્વૈત શૈવોમાં પણ શક્તિની પૂજાનો રિવાજ તો છે જ. શિવ અને શક્તિ એક જ છે; અને જે એકની ભક્તિ કરે છે, તેમાં બીજાની ભક્તિ આવી જ જાય છે; પણ શૈવો મુખ્યત્વે શિવની ભક્તિ કરે છે, જ્યારે શાક્તો શિવ અને શક્તિ ઉભય સમાવિષ્ટ અર્ધનારીશ્વર મૂર્તિના શક્તિપાસાની ભક્તિ કરે છે' (સર જોન વુડ્રોફ). શૈવો અને શાક્તોની સમાન દાર્શનિક ભૂમિકા છત્રીસ તત્ત્વોની બનેલી છે. બંગાળાના શાક્તોમાં અત્યંત પ્રમાણભૂત ગણાય એવો એક ગ્રંથ 'શરદતિલક' કાશ્મીરની શૈવક આચારસરણીના લક્ષ્મણાચાર્યની કૃતિ છે. શૈવ અને શાક્ત સંપ્રદાયોનો પાયો વેદાન્ત અથવા ઉપનિષદો છે; અને એ બંને સંપ્રદાયો અથવા બંને દાર્શનિક પદ્ધતિ જીવાત્મા અને પરમાત્માની એકતાના અદ્વૈત સિદ્ધાંતની પ્રતિષ્ઠા કરે છે.

વામાચાર સંબંધમાં સર જોન વુડ્રોફ નોંધે છે કે,

'એની ગુપ્ત સાધના સાધારણ રીતે સમજાતી નથી. એને એટલી બધી પ્રસિદ્ધિ સાંપડી છે કે મોટા ભાગના લોકોને તો 'તંત્ર' એ શબ્દ દ્વારા આ અમુક પૂજાભક્તિ અને એના દુરુપયોગ સિવાય બીજો કોઈ અર્થ સૂચવાતો નથી.' તેઓ વધુમાં નોંધે છે કે, 'આ સિદ્ધાંત અને આચારમાં જે ચ્યુતિઓ ને અવકાશ છે, તે કેવળ ભારતમાં જ છે એમ માનવું તે ભૂલભરેલું છે.' તેઓ વધુમાં એમ પણ નોંધે છે કે, કૌલ વિધિ દાર્શનિક રીતે એક તત્ત્વવાદના સિદ્ધાંત ઉપર રચાઈ છે તથા જેમ સખાવત, દાન ઇત્યાદિ ઘણાં પાપોને ઢાંકી દે છે, એમ 'રહસ્યવાદી' અને 'રહસ્ય-વાદ' આ બંને શબ્દો તંત્ર વિષેના ઘણા અજ્ઞાનને આવરી લે છે. તંત્રને ઘણા બધા લોકો તિરસ્કારપૂર્વક ઉલ્લેખે છે. ઘણા એને કાળી વિદ્યા તરીકે, કામણટૂમણની વિદ્યા તરીકે, વશીકરણ વિદ્યા તરીકે અને ફારસરૂપ વિધિ તરીકે ઘટાવે છે. અમુક વર્ગની વિધિઓ અને આચારો અધોગામી તરીકે વાજબી રીતે વખોડી કાઢવા જેવાં લાગતાં હોય તો ભલે તેને વખોડી કાઢવામાં આવે, પણ આવું મોટું જબરદસ્ત તાંત્રિક સાહિત્ય જેણે પોતાની ઉમદા અને ઉદાત્ત વિચારસંપત્તિથી, ભક્તિથી અને યોગથી સદીઓ સુધી ભારતની સમગ્ર પ્રજાનું ઉત્થાન કર્યું છે, તે આમ બેફામ રીતે નિંદવાને પાત્ર નથી.

આસામનાં કેટલાંક મહત્ત્વનાં તીર્થોમાં સિદ્ધેશ્વરી, અપુનર્ભવ, ઉર્વશી, મણિકર્ણિકેશ્વર, પાંડુનાથ, કામાખ્યા, અશ્વકાન્ત તથા હયગ્રીવ વગેરેનો સમાવેશ થાય છે.

એવું જોવામાં આવ્યું છે કે, સાતમી સદીના પાછલા

ભાગથી બૌદ્ધધર્મમાં ધરમૂળનાં પરિવર્તનો થયાં છે. એમાં મંત્રયાન, વજ્રયાન તથા તંત્રયાન જેવા રહસ્યવાદી સંપ્રદાયો ઉદ્‌ભવ્યા હતા. આ સંપ્રદાયોને તાંત્રિક શાક્તવાદ માટે વિખ્યાત એવા આસામમાં અમુક અંશે પુષ્ટિ મળી અથવા દૃઢમૂળ થયા. બૌદ્ધધર્મી વજ્રયાનના કેટલાક સાધુઓ સિદ્ધ તરીકે જાણીતા છે. આજે એવા ૮૪ સિદ્ધો હોવાનું જણાયું છે. મીનાનાથ અથવા મત્સ્યેન્દ્રનાથ તરીકે જાણીતા સિદ્ધ તિબેટની પ્રણાલી પ્રમાણે આસામમાંથી આવ્યા છે.

શાક્ત સંપ્રદાય એ આસામનું બાળક નથી, પણ એને અહીં પોષણ મળ્યું. વિન્ટરનિત્ઝ નોંધે છે કે, આઠમી સદી પછીથી તંત્રવાદે આ પ્રદેશમાંથી ખરેખર વિજયપ્રસ્થાન આદર્યું અને તિબેટ તથા ચીન સુધી એ વિસ્તર્યો. શાક્ત અને શૈવ સંપ્રદાયની વિધિઓમાં સમાવી દેવામાં આવેલા ઘણા ખરા રિવાજો અને આચારો, અનેક પ્રકારની અકળ માન્યતાઓ અને વહેમોથી સભર ગણાતા સીમાન્વિત આસામમાંથી આવ્યા હોવાનું કહેવાય છે. કામાખ્યા, શ્રીહટ્ટ, પૂર્ણગિરિ અને ઉડ્ડિયાન આ ચાર પીઠો બૌદ્ધ-ધર્મી તાંત્રિક પૂજા સાથે પણ સંકળાયેલી છે. એમાંની કામાખ્યા અને શ્રીહટ્ટ તો આસામની જ છે. વજ્રયાન અને મંત્રયાનમાં બૌદ્ધ ધર્મ અને હિંદુ ધર્મનું જે એકીકરણ થયું, તે કેટલાક પંડિતોની માન્યતા પ્રમાણે આસામમાં થયું હતું અને ત્યાંથી એ તિબેટમાં વિસ્તર્યું.

જે દક્ષિણાચાર પ્રમાણે કામાખ્યાની પૂજાભક્તિ કરવામાં આવે છે, તે ચુસ્ત રીતે સમાજના સૂચિત વિધિનિયમ

પ્રમાણે જ કરવામાં આવે છે. કામાખ્યાદેવીને લાલ રંગ પ્રિય છે. આત્યંતિક આચારમાં આ લાલ રંગ તે ભોગ આપવામાં આવતા પશુના રુધિર તરીકે ઘટાવી શકાય. દક્ષિણઆચારમાં આ લાલ રંગને પ્રેમના પ્રતીક તરીકે ઘટાવવામાં આવે છે. શ્રી શંકરાચાર્ય પોતાની 'સૌંદર્યલહરી'-માં લખે છે :

'જે ભક્ત ઉદીયમાન રક્તવર્ણા સૂર્યના તેજપુંજ સમી તારા જેવી દેવીના આ તેજસ્વી દેહમાંથી સ્ફુરતા પ્રેમના ઝળહળતા રક્તતેજમાં સ્નાન કરતાં દ્યાવાપૃથિવીનું ચિંતન કરે છે, તેના પ્રત્યે વનની ભયત્રસ્ત હરિણીનાં નેત્ર જેવાં નયન ધરાવતી ઉર્વશી સુદ્ધાં અનેક દિવ્ય અપ્સરાઓ આસક્ત બને છે. આ પરથી સ્પષ્ટ રીતે એમ દર્શાવે છે કે, તમે જો જગત પર પ્રેમ રાખશો–જગતને ચાહશો, તો જગત જરૂર તમને ચાહશે અને તમારા પ્રેમનું તમને વળતર પણ મળી રહેશે.'

*

ઉપર એક ચક્ર અથવા રહસ્ય છે. એમ કહેવાય છે કે, ભગવાન શિવે ચિદ્‌સભામાં પોતાના બે ભક્તો વ્યાઘ્રપાદ અને પતંજલિ સમક્ષ નૃત્ય કર્યું હતું.

દંતકથા એવી છે કે, મુનિ વ્યાઘ્રપાદ ચિદમ્બરમ્‌માં આમતેમ દોડતા દોડતા ભગવાન શિવને માટે પુષ્પો એકઠાં કરી રહ્યા હતા; પરંતુ આખરે મુનિ માનવ હતા, થાકે તો ખરા જ ને! એટલે ભગવાન શંકરે એમને વ્યાઘ્રના પગ આપ્યા જેથી તેઓ જરાયે શ્રમિત થયા વગર આમથી તેમ ઝડપથી જઈ શકે એટલા પ્રમાણમાં રોજ ફૂલ એકઠાં કરી શકે.

મુનિ પતંજલિ એ આદિશેષનું સાક્ષાત્ સ્વરૂપ હોવાનું મનાય છે.

કોંગદેશ રાજકલના જણાવવા પ્રમાણે એક દિવસ વીટ ચોલ રાયટે ચિદમ્બરમ્‌ના સભાપતિ શિવને પાર્વતી સાથે નૃત્ય કરતા અને ડમરુ બજાવતા જોયા. આથી એમણે ભગવાન માટે કનક અથવા સુવર્ણસભા બાંધી અને એના પૌત્ર અરિવારિદેવે (ઈ. સ. ૯૮૫) ગોપુરમ્, મૂર્તિગ્રહો તથા સભાઓ બંધાવી અને ભગવાનને રત્નો પણ અર્પણ કર્યાં.

શિલાલેખો પરથી જણાય છે કે, ચોલરાજા પરંતપ પહેલા(ઈ. સ. ૯૦૭ થી ૯૫૩)એ ચિદમ્બરમ્‌માં નટરાજનું સોનાના છાપરાવાળું મંદિર બંધાવ્યું હતું. ચિદમ્બરમ્ મંદિરનો મહિમા દર્શાવતું એક સ્તોત્ર રચાયું છે. તેના રચયિતા ઉત્તમ ચોલ (ઈ. સ. ૯૫૩ થી ૯૫૭) હોવાનું મનાય છે. ફરગ્યુસન માને છે કે, અંદરનું પ્રાચીન મંદિર ઈસુની દસમી સદીમાં અસ્તિત્વ ધરાવતું હતું, જ્યારે પાર્વતીમંદિર, વિરાટગોપુરમ્ તથા બીજો ચોક વગેરે ચૌદમી સદીમાં બંધાયાં. ઉત્તર ગોપુરમ્ ઈ. સ. ૧૫૨૦માં કૃષ્ણદેવરાયે બંધાવ્યું હોવાનું મનાય છે. પૂર્વ ગોપુરમ્‌માં ઈ. સ. ૧૨૫૦

નો સુંદર પંચ્યાનો શિલાલેખ છે. સહસ્ત્તંભ( જોકે ખરી સંખ્યા ૯૮૪ છે )વાળો ખંડ ઈ. સ. ૧૫૯૫ અને ૧૬૮૫ વચ્ચેના ગાળામાં બંધાયો હોવાનું મનાય છે.



ચિદમ્બરમ્‌નું શિવમંદિર

દંતકથા એવી છે કે, શિવનું મુખ્ય મંદિર હિરણ્યવર્મા ચક્રવર્તીએ ફરી બંધાવ્યું હતું અથવા તો એને વિસ્તાર્યું હતું. હિરણ્યવર્મા ચક્રવર્તીને કોઢ થયો હતો એટલે એનું મૂળ નામ શ્વેતવર્મા હતું. લગભગ ઈ. સ. ૫૦૦ની આસપાસમાં હિરણ્યવર્મા ચક્રવર્તી કાશ્મીરથી દક્ષિણની યાત્રાએ આવ્યો હતો અને ચિદમ્બરમ્ મંદિરમાં આવેલા શિવગંગા તળાવમાં સ્નાન કર્યા પછી એનો કોઢ મટી ગયો હતો.

કર્ણાટકની લડાઈઓમાં ચિદમ્બરમનું સ્થૂળ દૃષ્ટિએ મહત્ત્વ વધી ગયું હતું. ઈ. સ. ૧૭૫૨માં ફ્રેન્ચોએ ચિદમ્બરમ્ કબજે કર્યું હતું. હૈદરઅલીએ એની સંરક્ષણ વ્યવસ્થામાં સુધારો કર્યો હતો અને આ મંદિરમાં ત્રણ હજાર આદમીઓની ફોજ ગોઠવી હતી. ઈ. સ. ૧૭૮૧ માં સર આયર કૂતે મંદિર પર આક્રમણ કર્યું હતું; પરંતુ એને હાંકી કાઢવામાં આવ્યો હતો. કૂતે દીવાલને તોડવાના પ્રયાસમાં ૧૮ રતલી બંદૂક ખલાસ કરી નાખી હતી.

આ મંદિર સંબંધમાં ફરગ્યુસન કહે છે: 'આ મંદિર જુદે જુદે સમયે કકડે કકડે બંધાયું છે અને યોજનાપુરઃસર નહિ પણ તિરુવલુર અને શ્રીરંગમ્‌ની જેમ અકસ્માત એનો વિસ્તાર થયો છે, તે છતાં આ મંદિરોની મોટી મોટી ક્ષતિઓથી ચિદમ્બરમ્ મુક્ત છે. તિરુવલુર અને શ્રીરંગમ્ એ બંને મંદિરોને સમગ્રતયા બહારથી ભવ્યતા અર્પનાર મોટું મધ્યવર્તી વસ્તુ છે તેવું કોઈ વસ્તુ ચિદમ્બરમ્‌માં નથી, પણ અંદરથી એના જબરદસ્ત ચોકની મધ્યમાં એક તળાવ બાંધવામાં આવ્યું છે.

તેની આસપાસ અનેક પ્રકારના પદાર્થો એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે, કોઈને બીજાનો વિક્ષેપ નડે નહીં. ચિદમ્બરમ્ મંદિરમાં જે સ્થાપત્યના ભાગો છે, તે દ્રાવિડી કળાનાં રત્નો ગણાય છે.

શિવગંગા તળાવની પૂર્વે એક હજાર સ્તંભવાળો ૩૪૦ ફૂટ લાંબો અને ૧૯૦ ફૂટ પહોળો એવો વિશાળ ખંડ છે. નૃત્યસભા આખીને સુઘડ, સરલ અને લાવણ્યમય નૃત્યની મુદ્રા દાખવતી મૂર્તિઓથી શણગારવામાં આવી છે. ભગવાન શંકર એટલે કે નટરાજનો નૃત્યખંડ, જે કનકસભા તરીકે ઓળખાય છે, તેના પર સોનાનું છાપરું છે. ચારે દિશાઓમાં ચાર મોટાં ગોપુરમ્ છે. એમાંનાં ઉત્તર અને દક્ષિણ તરફનાં ગોપુરમ્ ૧૬૦ ફૂટ ઊંચાં છે. શિવગંગા તળાવ એકસો પંચોતેર ફૂટ લાંબું અને સો ફૂટ પહોળું છે. એની આસપાસ સુંદર સ્તંભાવલિ આવેલી છે. પાર્વતી અથવા શિવકામી અમ્મનના મંદિરનો દ્વારમંડપ અતિશય સુંદર છે. પાર્વતીમંદિરની પાસે સુબ્રહ્મણ્યનું મંદિર આવેલું છે, એક ગણેશનું મંદિર પણ છે. અંદરના પ્રકટમાં ગોવિંદરાજા પેરુમલનું એટલે કે વિષ્ણુનું મંદિર છે. કહેવાય છે કે, વિષ્ણુએ નટરાજનું નૃત્ય નિહાળ્યું હતું.

પૂર્વ અને પશ્ચિમ બાજુ પર આવેલી ભવ્ય ઈમારતોમાં ૧૦૮ પ્રકારની નૃત્યછટાઓ કોતરવામાં આવી છે. આ નૃત્યછટાઓ ભરત મુનિના નાટ્યશાસ્ત્રમાં વર્ણવવામાં આવેલી ૧૦૮ પ્રકારની નૃત્યમુદ્રાઓની સાથે મળતી આવે છે.

ભગવાન શંકરના પ્રચંડ વ્યક્તિત્વનું એક સ્વરૂપ

નટરાજ તરીકેનું છે, જે અત્યંત મહાન અને પ્રસિદ્ધ છે. અહીં ભગવાન શંકરનું આ સ્વરૂપ રજૂ કરવામાં આવ્યું છે. નટરાજ એટલે નર્તકસમ્રાટ. શિવનું આ નૃત્ય આદ્યશક્તિના તાલબદ્ધ સ્વરૂપનું નિદર્શન છે. આ જગત સ્વયં એક રંગભૂમિ છે.

जगत्त्रयं शाम्भवनर्तनस्थली नटाधिराजोऽत्र परः शिवः स्वयम् ॥
सभानटो रङ्ग इति व्यवस्थितिः स्वरूपतः शक्तियुतान् प्रपञ्चिता ॥

આ ત્રણે જગત (ત્રણે લોક) નટરાજ શિવના નૃત્ય ખંડો છે. નર્તકોના સમ્રાટ, નટાધિરાજ શિવ પોતે જ છે. પ્રેક્ષક, અભિનેતાઓ અને તખતો એ સર્વ ભગવાન શિવે પોતાનામાંથી જ, પોતાની અર્ધાંગિની શક્તિ અથવા ઉમાના સહયોગથી નિપજાવેલું છે.

—સોમસ્તવરાજ : શ્લોક ૪૦

નૃત્ય એ શક્તિ, તાલ, સંવાદ અને વ્યવસ્થાનું દ્યોતક છે. વિશ્વના અથવા બ્રહ્માંડના સંવાદિત તાલનું સારામાં સારું નિદર્શન નટરાજના આ પ્રતીકાત્મક નૃત્ય દ્વારા થાય છે. એ અર્થમાં આપણે સૂર્ય, તારા અને અન્ય સર્વ દેવતાઓને પણ ભગવાન શંકર અર્થાત્ નટાધિરાજની સાથે નર્તતા કલ્પી શકીએ.

'અંશુમદ્-ભેદ-આગમ'માં જણાવાયું છે: 'શિવના નૃત્યના ૧૦૮ પ્રકાર છે. એમાંથી ફક્ત નવ પ્રકારનું જ વર્ણન થાય છે. આ નવ મુખ્ય પ્રકારમાંનો એક ચિદમ્બરમ્ ખાતે તથા બીજાં કેટલાંક શિવમંદિરોમાં આલેખાયો છે અને તે બહુ જાણીતો છે.'

શ્રી ગોપીનાથ રાવે 'એલિમેન્ટસ ઑફ હિંદુ આઇ-

કૂમારસ્વામી'ના ગ્રંથ બીજાના ભાગ પહેલામાં ૨૨૪મા પૃષ્ઠ ઉપર આ નૃત્યછટાનું વર્ણન કર્યું છે. આ છટા દર્શાવતી પ્રતિમા ઉત્તર દસ તાલના પરિમાણ પ્રમાણે તૈયાર કરવામાં આવે છે. એ ચતુર્ભુજ છે. એનાં બે ચરણ છે. આગલો વામહસ્ત દેહની આડો દંડહસ્ત અથવા ગજહસ્ત મુદ્રામાં છે. પાછલા ડાબા હાથના કરતલમાં અગ્નિ છે. આગલો દક્ષિણ કર અભયની મુદ્રા દાખવે છે. આ હાથના ઉપર જ સર્પવલય છે. પાછલા જમણા હાથમાં ડમરુ છે. જમણો પગ જરાક વળેલો છે અને અપસ્માર પુરુષની પીઠ ઉપર ગોઠવાયેલો છે. ડાબો પગ અદ્ધર ઊંચકાયેલો અને જમણા પગ તરફ આડો રાખવામાં આવ્યો છે. ભગવાનના મસ્તક ઉપર પુષ્પો, સર્પ, રત્નો, ખોપરી તથા ચંદ્રની બીજલેખા યુક્ત જટાનો મુગટ છે. નૃત્યાવસ્થા હોવાથી મસ્તક પરની જટાઓ મુક્ત રીતે લહેરાતી રહે છે. ભગવાનના અંગ ઉપર યજ્ઞોપવીત અને ઉરસૂત્ર હોવાં જોઈએ. મુખ હાસ્યથી અંકિત છે. વક્ષઃસ્થલ પર કેસરનો લેપ છે. બાકીનો સમસ્ત દેહ ભસ્માંકિત અને ક્ષીરધવલ છે. વ્યાઘ્રચર્મનું એ ભગવાનનું વસ્ત્ર છે. ભગવાન પોતે વર્ણે શ્યામ છે અને સર્પ સાથે ક્રીડા કરે છે.

આગમો જણાવે છે કે, નટરાજના વામપક્ષે એમનાં અર્ધાંગિની પાર્વતી હોવાં જોઈએ અને એની જમણી બાજુએ કાં તો ભૃંગી અથવા ભદ્રકાલી હોવાં જોઈએ.

નૃત્યનો પ્રકાર ભુજંગ–ત્રાસ મુદ્રા તરીકે ઓળખાય છે. શ્રી ગોપીનાથ રાવ ભરતનાટ્યશાસ્ત્ર અંગેની અભિનવગુપ્તની ટીકાનું અવતરણ આપતાં જણાવે છેઃ 'આ પ્રકારનું

'ભુજંગ–ત્રાસ' કહેવાય છે; કારણ એમાં નર્તક જેમ જાણે એને પોતાની બહુ જ નજીક એકાએક સર્પનું દર્શન થયું હોય તેમ એ પોતાનો વામ ચરણ ઊંચો કરે છે અને ચાલ જાણે અસ્થિર થઈ ગઈ હોય એમ લાગે છે!'

નૃત્ય કરી રહેલા શિવની આ મૂર્તિની આસપાસ સૂર્યના તેજવર્તુલને મળતું આવતું એક પ્રભામંડળ હોવું જોઈએ. શિવનાં નેત્ર કુરારી પક્ષીના આકારનાં હોવાં જોઈએ. જમણા કાનમાં નક્ર કુંડળ હોવું જોઈએ અને ડાબા કાનમાં પત્ર-કુંડળ હોવું જોઈએ.

શિવના આ રહસ્યમય નૃત્યનો બહુ ઊંડો અર્થ ઘટાવવામાં આવે છે. ડૉ. આનંદકુમાર સ્વામીએ પોતાના સુંદર ગ્રંથ 'ધી ડાન્સ ઑફ શિવ'માં અને એ જ શીર્ષક હેઠળ લખેલા લેખમાં પ્રસ્તુત નૃત્યનાં કેટલાંક અર્થઘટનો આપ્યાં છે. આ નૃત્ય, સૃષ્ટિ અર્થાત્ સર્જન, સ્થિતિ, સંહાર, તિરોભાવ અને અનુગ્રહ અર્થાત્ કૃપા–એમ પાંચ પ્રવૃત્તિ અથવા પંચક્રિયાનું નિદર્શક છે. વિખ્યાત ડૉક્ટર 'ઉનમાઈ વિલક્કમ' શ્લોક ૩૬નું અવતરણ આપતાં લખે છે: 'ડમરુમાંથી સર્જન ઉદ્ભવે છે. આશાના હસ્તમાંથી સંરક્ષણ ઉદ્ભવે છે. અગ્નિમાંથી વિનાશ સર્જાય છે. ઉન્નત થયેલો ચરણમુક્તિ દર્શાવે છે અને ચોથો હાથ આત્માના શરણરૂપ ઉન્નત થયેલા ચરણને અભિમુખ થાય છે. એ પછી તિરુવલુરનું 'તિરુમંદિરમ્'નું અવતરણ આપવામાં આવ્યું છે: 'ચિદમ્બરમ્ સર્વત્ર છે અને સર્વત્ર શંકરનું નૃત્ય પ્રવર્તે છે. ભગવાનનું આ નૃત્ય પ્રત્યેક વ્યક્તિના હૃદયમાં અને આત્મામાં ચાલ્યા કરે છે. શિવ પ્રલય-

કર્તા છે, અને તે પશુની જેમ બદ્ધ થયેલા આત્માના પાશને છેદે છે. ભગવાન શંકર જ્યાં નૃત્ય કરે છે, એ સ્મશાન તે વ્યક્તિનું હૃદય છે અને ખરેખર દહન તો વ્યક્તિના દર્પનું, વિભ્રમનું અને કર્મનું થાય છે.

શિવનું નૃત્ય બ્રહ્માંડના જીવનને અથવા ચૈતન્યને ટકાવી રાખવા અને મોક્ષના આકાંક્ષીઓને તે સિદ્ધ કરવામાં સહાયભૂત થવા માટે છે. શિવનું નૃત્ય ભગવાન શંકરના પંચાક્ષરમંત્ર 'नमः शिवाय' તરીકે ઘટાવવામાં આવે છે. આ મંત્ર તેમ જ નૃત્ય બંનેને પ્રણવ-મંત્ર તરીકે પણ ઘટાવવામાં આવે છે.

પ્રભામંડળ અથવા તિરુવસી એ પ્રકૃતિનું નૃત્ય છે. અંદર નૃત્ય કરતા અને એને સ્પર્શ કરતા શિવ તે પુરુષ છે. આ પુરુષ અને પ્રકૃતિ વચ્ચે વૈયક્તિક આત્મા છે, જેમ શિવ અને નમઃ વચ્ચે 'य' છે તેમ.

આ વિભાવનાની ભવ્યતા તે વિજ્ઞાન, ધર્મ અને કલાના સમન્વયરૂપ છે. આ વિભાવના ફિલસૂફ અથવા દાર્શનિક, પ્રેમી અને કલાકાર ત્રણેને વ્યાપક રીતે સ્પર્શે છે. આ વિભાવના કાવ્યમય છે, કિન્તુ તેથી એ અલ્પાંશે પણ વિજ્ઞાન નથી એમ ન કહેવાય.' (ડૉ. આનંદકુમાર સ્વામી)

ચિદમ્બરમમાં જે ભગવાન શંકર છે તે ચોલોના કુલદેવતા છે. મદુરામાં પાંડ્યોની રજતસભા હતી. તેને ટપી જવા ચોલોએ ભગવાન માટે કનકસભા નિર્માણ કરી. નટ્ટુકોટ્ટાઈ ચેટ્ટીઓએ ફરીથી મંદિરને સોનાથી જડાવ્યું છે અને મંદિરની પાછળ સારો એવો પૈસો ખર્ચીને તેનો ઉદ્ધાર કર્યો છે. આ મંદિરનો વહીવટ બ્રાહ્મણોના એક

સંપ્રદાય દીક્ષિતારો વડે થાય છે. દીક્ષિતારો વારાફરતી પૂજા કરે છે.

પ્રાચીન કાળથી શૈવધર્મીઓ આ મંદિરને બહુ પવિત્ર ગણતા આવ્યા છે. સાતમી સદીમાં શૈવધર્મી સંત સંબંધરના કાળમાં આ મંદિર વિખ્યાત હતું.

શૈવધર્મના ચાર મુખ્ય પંથોનું પ્રતિનિધિત્વ ધરાવતા શૈવ સમયના ચાર મહાન આચાર્યો ચિદમ્બરમ્ સાથે સંકળાયેલા છે. ચર્યા, ક્રિયા, યોગ અને જ્ઞાન એ ચાર પંથો છે અને તેનું પ્રતિનિધિત્વ અનુક્રમે અપર (ઈ. સ. ૬૦૦–૬૮૧), સંબંધર (ઈ. સ. ૬૪૪–૬૬૦), સુંદરાર (ઈ. સ. ૭૧૦ થી ૭૩૫) અને મણિકવચકટ (ઈ. સ. ૬૬૦ થી ૬૯૨) ધરાવે છે. આ પંથો તે દાસ, સત્પુત્ર, સહા અને સન્માર્ગ એમ ચાર છે.

અપર અને તેમના યુવાન સમકાલીન જ્ઞાન સંબંધર સાતમી સદીમાં થઈ ગયા. અપર એ દક્ષિણ -આરકોટ જિલ્લામાં સમૃદ્ધ એવા બેલાલ કુલમાં જન્મ્યા હતા. પહેલાં એમણે ધર્માંતર કરીને જૈન ધર્મ જ અપનાવ્યો, પણ પછી શિવની સતત પ્રાર્થના કરવાને પરિણામે પેટના ભયંકર દુખાવાથી મુક્ત થયા કે એ ભગવાન શંકરના નિષ્ઠાવંત ભક્ત બની ગયા. એમના જૂના જૈન મિત્રો ઇચ્છતા હતા કે એ પાછા જૈન ધર્મનો અંગીકાર કરે. એમ કહેવાય છે કે, આ જૈન ધર્મ તરફ પુનઃ વાળવા માટે એમનો જાન લેવાના સંખ્યાબંધ પ્રયાસ થયા હતા. પરંતુ દરેક વેળા તેઓ ઊગરી ગયા હતા. દંતકથા પ્રમાણે ચિદંબરમ્‌માં તેમનો સંબંધર સાથે મેળાપ થયો. એમણે ૪૯,૦૦૦ સ્તોત્રો

રચ્યાનું કહેવાય છે. એમાંનાં ફક્ત ૩૧૧ સ્તોત્રો અત્યારે હસ્તીમાં છે. એમનાં સ્તોત્રો પરિપકવ ડહાપણથી ભરેલાં છે. એ માત્ર લંગોટી પહેરીને જ ફરતા અને મંદિરનાં દ્વારમાંથી કચરો સાફ કરતા.

સંબંધરે માત્ર સોળ વર્ષનું આયુષ્ય ભોગવ્યું. એમનાં ૩૮૪ સ્તોત્રો આજે મળી આવે છે. એક વાર તેઓ બાળક હતા ત્યારે પોતાનાં મા–બાપની સાથે મંદિરના તળાવે ગયા હતા. મા–બાપને જળમાં ડૂબી જતાં જોઈને બાળકોએ આકાશ સામું જોઈને પોતાનાં મા–બાપને માટે આક્રંદ કર્યું અને દંતકથા એવી છે કે, શિવ અને પાર્વતીએ બાળકની પ્રાર્થના જગત–માતાપિતા તરીકે સાંભળી અને પાર્વતીએ બાળકને દૂધ આપ્યું. આથી બાળકને આવશ્યક જ્ઞાન લાધ્યું અને એ જ્ઞાન સંબંધર તરીકે જાણીતો થયો. વયમાં ઘણો નાનો હોવા છતાં એ ચિદંબરમ્‌માં જ્યારે અપરને મળ્યો ત્યારે એ એનો મિત્ર અને સાથી બન્યો હતો.

માનિકવચકર બ્રાહ્મણ માતાપિતાને પેટે જન્મ્યો હતો અને પાંડ્ય રાજાનો વડો પ્રધાન બન્યો હતો. તિરુપેરુન્દ્રરાઈમાં પોતાના ગુરુને મળ્યા પછી એણે રાજાની જે મિલકતની જવાબદારી પોતે સંભાળતો હતો તે સઘળી મિલકત એણે પોતાના ગુરુને ખાતર વાપરી નાખી અથવા વેડફી નાખી. પરિણામે, એને સજા થઈ અને એને બરતરફ કરવામાં આવ્યો. આથી એને ઘણો આનંદ થયો. એણે સંખ્યાબંધ સ્તોત્રો રચ્યાં. સ્તોત્રો એટલાં બધાં હૃદયસ્પર્શી છે કે, એના શબ્દો માણિક્ય અથવા રત્નરૂપ ગણાયા. એણે ભગવાન પ્રત્યે પ્રેમ રાખવાના અર્થાત્ ઈશ્વરપ્રેમના સિદ્ધાંતનો પ્રચાર

કર્યો. ચિદમ્બરમ્‌માં એણે તપ કર્યું અને અહીં પણ એણે બૌદ્ધોના જૂથનો પરાભવ કર્યો. દંતકથા એવી છે કે, એને જ્યારે એનાં રચેલાં સ્તોત્રોનો અર્થ સમજાવવાનું કહેવામાં આવ્યું ત્યારે એણે ભગવાન નટરાજ પ્રતિ આંગળી ચીંધી અને પછી તેજના ઝળહળાટમાં એ અદશ્ય થઈ ગયો. એ 'તિરુવચકમ્'નો પણ કર્તા છે. એમ કહેવાય છે કે, આ 'તિરુવચકમ્' વાંચતાં પણ જો વાચકનું હૃદય દ્રવે નહિ તો એ બીજા કશાથી પણ દ્રવશે નહિ. એનું હૃદય ખરેખર પથ્થર જ હશે.

સુંદરાર ફક્ત અઢાર વર્ષ જીવ્યો. એનાં ફક્ત એક સો ગીત રહ્યાં છે. એ મંદિરના પૂજારીના કુળમાં જન્મ્યો હતો, પણ એને તે પ્રદેશના રાજાએ ઉછેર્યો હતો. એ લગ્ન કરવાની તૈયારીમાં હતો. એ વેળા એક બ્રાહ્મણ ત્યાં આવ્યો અને એના પર પોતાનો હક કરીને એને લઈ ગયો. દંતકથા એવી છે કે, એ બ્રાહ્મણ શિવ પોતે જ હતા. સુંદરારે સંસારનો ત્યાગ કર્યો અને ચિદંબરમ્ આવ્યો અને ત્યાં એને દિવ્ય સંદેશો મળ્યો કે, 'તું તિરુવરુર જા.' તિરુવરુરમાં એ એક મહાન શૈવધર્મી અબ્રાહ્મણ સ્ત્રી પારાવૈને પરણ્યો. પોતે જે ગામમાં ફરી પરણ્યો તે ગામની સીમા નહિ ઓળંગવાના વચનનો ભંગ કરતાં એ નેત્રહીન થયો. આથી એણે ભગવાનની ખરા હૃદયથી ખૂબ પ્રાર્થના કરી. પરિણામે, એને એનાં ચક્ષુ અને માનસિક શાંતિ ઉભય ફરી પ્રાપ્ત થયાં.

પેરીય પુરાણમ્‌માં ૬૩ સંતોનાં જીવનવૃત્તાંત આપવામાં આવ્યાં છે. એમાંના મુનિ નંદા અને તિરુ–નીલકાનંદ

નયનાર બંને ચિદમ્બરમ્ સાથે ગાઢ રીતે સંકળાયેલા છે. નંદા એ પરિયા હતો. એણે પોતાની જ્ઞાતિના નિયમો પરત્વે અત્યંત આદર ધરાવ્યો હતો, અને છતાં એને ભગવાનનાં દર્શનની ઇચ્છા થઈ. નંદાને ભગવાનના દર્શનમાં નંદીની મૂર્તિ અવરોધરૂપ નીવડતી હતી. આથી ભગવાને નંદીને ખસી જવાનું કહ્યું, જેથી નંદાને પોતાનાં દર્શન થઈ શકે. આજે પણ તિરુપ્પનગુર મંદિરમાં નંદી એના સ્થળે અથવા એના યોગ્ય સ્થાને નથી. એ પછી એ ચિદમ્બરમ્ આવ્યો અને ત્યાં એણે અગ્નિમાંથી પસાર થઈને પોતાની જાતને વિશુદ્ધ કરી. એક બીજા મુનિ એક વેળાએ નૃત્યાંગનાના મકાન આગળથી પસાર થતા હતા તે વખતે એની પત્નીના મનમાં એને વિષે વહેમ જાગ્યો. વહેમમાંથી ઘરમાં ઝઘડો થયો. આખરે ભગવાન નટરાજ પોતે વચ્ચે પડ્યા. તેમને બંનેને તળાવમાં સ્નાન કરવાનું જણાવ્યું. બંનેએ તેમ કરતાં ગેરસમજ દૂર થઈ.

આગમોમાં નવ પ્રકારનાં નૃત્યોનું વર્ણન કરવામાં આવ્યુ છે. એમાં ચિદંબરમ્ ખાતેનું નટરાજનું નૃત્ય એ ભુજંગત્રાસ પ્રકારનું છે. આ નવ ઉપરાંત શ્રી ગોપીનાથરાવે કટિસમ નૃત્ય, લલિત નૃત્ય અને તાલ–સંસ્ફોટિત નૃત્યનો સચિત્ર ઉલ્લેખ કર્યો છે. સ્કંદપુરાણમાં શિવપ્રદોષસ્તોત્રમાં મહિમ્નઃસ્તોત્રમાં પણ ભગવાન શિવના નૃત્યનો ઉલ્લેખ મળે છે.

*

## ૨૪ : સોમનાથ

यत्र गङ्गा च यमुना यत्र प्राची सरस्वती ।
यत्र सोमेश्वरो देवस्तत्र माममृतं कृधीन्द्रायेन्दो परिस्रव ॥

'ગંગા, યમુના અને પ્રાચી સરસ્વતી–એ ત્રણ નદીઓનો જ્યાં સંગમ થાય છે, અને જ્યાં ભગવાન સોમનાથનો વાસ છે, તે સ્થળે મને અમરત્વ બક્ષો. હે ચંદ્રમા ! ઇંદ્ર માટે અમૃત વરસાવ.'

–ઋગ્વેદ, ખિલ ૨૦-૫

૧૯૫૧ના મેની અગિયારમી તારીખે વૈશાખ સુદ પાંચમે સવારે ૯ ને ૪૭ મિનિટે રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદને હસ્તે સૌરાષ્ટ્રમાં વેરાવળ પાસે પ્રભાસપાટણમાં ઐતિહાસિક સ્થળે બાંધવામાં આવેલા નવા મંદિરમાં ભગવાન સોમનાથના જ્યોતિર્લિંગની પ્રતિષ્ઠા થઈ. એ જ સ્થળે અને એ જ બ્રહ્મશિલા પર ભગવાન શંકરનું પ્રાચીન અને પવિત્ર જ્યોતિર્લિંગ તથા મંદિર આજ હજારો વર્ષથી પ્રતિષ્ઠિત થયેલાં છે. ભારતભરમાં જે બાર જ્યોતિર્લિંગ છે, તેમાં આ જ્યોતિર્લિંગ પ્રથમ સ્થાન ધરાવે છે તેમ એને વિષે અત્યંત પૂજ્યભાવ પ્રવર્તે છે. પ્રભાસનો સોમનાથ-પત્તન અથવા દેવપત્તન તરીકે પણ નિર્દેશ મળે છે.

પ્રભાસતીર્થ સૌરાષ્ટ્રના દક્ષિણ કાંઠા પર સમુદ્રકિનારે આવેલું છે. સ્કંદપુરાણનો સાતમો ખંડ પ્રભાસખંડ તરીકે ઓળખાય છે. એના પ્રથમ ૩૬૫ અધ્યાયોમાં પ્રભાસ-તીર્થનું વર્ણન છે. તે પછીના બીજા ૧૯ અધ્યાયોમાં વસ્ત્રા-પથ અથવા ગિરનાર પર્વતનું વર્ણન છે. તે પછી ૬૩ અધ્યાયોમાં અર્બુદ અથવા આબુ પહાડનું વર્ણન છે અને છેલ્લા ૪૪ અધ્યાયોમાં દ્વારકાનું વર્ણન છે.

પ્રભાસખંડના સાતમા અધ્યાયમાં આ તીર્થની મૂળ પૌરાણિક કથા આપવામાં આવી છે. કથા કહે છે કે, આ તીર્થમાં ભગવાન શંકર અનંત કાળથી રહ્યા છે અને હવે પછી પણ અનંત કાળ સુધી રહેશે. ઘણા બ્રહ્માઓનું આવાગમન થયું છે. આ સાતમા બ્રહ્માનો યુગ છે અને તે શતાનંદ તરીકે ઓળખાય છે. ભગવાન શિવ સોમનાથ તરીકે ઓળખાય છે. તે પહેલાં પૂર્વેના છ બ્રહ્માઓના શાસનકાળમાં ભગવાન શિવ પ્રભાસમાં વસતા હતા. પણ તે કાળે શિવ અનુક્રમે મૃત્યુંજય, કાલાગ્નિરુદ્ર, અમૃતેશ, અનામય, કૃત્તિવાસસ્ અને ભૈરવનાથ તરીકે ઓળખાતા. હવે પછીથી આઠમા બ્રહ્મા ચતુર્વક્ત્ર તરીકે ઓળખાશે અને શિવ ત્યારે પ્રાણનાથ તરીકે જાણીતા હશે.

ભરતભૂમિને કૂર્મશરીરધારી ભગવાન જનાર્દનની ભૂમિ તરીકે કલ્પવામાં આવી છે. સૌરાષ્ટ્ર એની નૈર્ઋત્યે આવેલું છે. પ્રભાસને આનર્તસાર એટલે આનર્તના સારતત્ત્વ તરીકે વર્ણવવામાં આવે છે. ગુજરાત સમસ્ત માટે પણ આનર્ત એ નામનો વારંવાર ઉપયોગ કરવામાં આવે છે.

ઉપર જે વૈદિક અવતરણ આપવામાં આવ્યું છે તે ઋગ્વેદના પરિશિષ્ટમાંથી અથવા ખિલમાંથી આપવામાં આવ્યું છે અને તેમાં જણાવવામાં આવ્યું છે કે, પ્રાચી સરસ્વતી પ્રભાસ પાસે થઈને વહેતી હતી. એની બે શાખાઓ તે સ્થળે ગંગા અને યમુના તરીકે ઓળખાય છે. સરસ્વતી વિષે જૂના ઋગ્વેદમાં જે નિર્દેશ મળે છે તે પરથી એ સ્પષ્ટ થાય છે કે, સરસ્વતીનો પ્રવાહ હિમાલયમાં પ્લક્ષ પ્રસ્રવણમાંથી વહેવો શરૂ થયો હતો અને તે માર-

વાડ, આબુ અને ગુજરાતમાંથી પસાર થતો હતો અને તે પછી પ્રભાસ પાસે સમુદ્રને તે મળતો હતો. ઋગ્વેદ (૭-૯૫-૨)માં જણાવાય છે કે, પવિત્ર નદી સરસ્વતી પહાડમાંથી નીકળીને સમુદ્રને મળે છે.

एका चेतत सरस्वती नदीनां शुचिर्यती गिरिभ्य आसमुद्रात् ।

સ્કંદપુરાણના પ્રભાસ ખંડ(૩૭-૩)માં જણાવવામાં આવ્યું છે કે, પ્રાચી સરસ્વતી કુરુક્ષેત્ર, પુષ્કર અને પ્રભાસ આગળ થઈને વહે છે, પણ પ્રભાસ આગળ તેનો વિશેષ મહિમા છે. પ્રભાસ ખંડ(૪-૧૨)માં આ તીર્થના વિસ્તારનું વર્ણન મળે છે. તેમાં જણાવાયું છે કે પ્રભાસનું ક્ષેત્ર બાર યોજનમાં વિસ્તરે છે. પાંચ યોજન જેટલી ક્ષેત્રપીઠ વિસ્તરે છે અને લગભગ બે માઈલમાં ગર્ભગૃહ વિસ્તરેલું છે. પૂર્વે તપ્તોદક સ્વામીનું મંદિર આવેલું છે. પશ્ચિમે માધવનું મંદિર આવેલું છે અને દક્ષિણે સમુદ્ર આવેલો છે. જ્યારે ઉત્તરે ભદ્રા નદી વહે છે. સોમેશ્વર જ્યોતિર્લિંગને આરાધવાથી ભક્તિનિષ્ઠને મુક્તિ (મોક્ષ) સાંપડે છે.

વેદકાળના ઋષિઓ જે દેવને કાલાગ્નિરુદ્ર તરીકે ઓળખતા, તેને પ્રભાસમાં ભૈરવ તરીકે ઓળખવામાં આવે છે. એને અગ્નિ-ઈશાન તરીકે પણ ઓળખવામાં આવે છે. ભિન્ન ભિન્ન કલ્પમાં આ જ દેવ જુદે જુદે નામે ઓળખાય છે. પ્રભાસ(૪-૬૮-૭૩)માં સોમનાથને પાંચ મુખ છે એમ કહ્યું છે. હંસ અને નાદ તરીકે વર્ણવાયેલા આ સોમનાથ સર્વોચ્ચ દેવતા છે (પ્રભાસ ૬-૩૬). પ્રભાસમાં શિવનું કાલભૈરવ લિંગ છે. ચંદ્રમા ભારે તપશ્ચર્યાપૂર્વક એની ઉપાસના કરતો. દેવ એના પર પ્રસન્ન થયા ત્યારે

ચંદ્રમાને વરદાન મળ્યું કે, ભગવાન સદાકાળ તેના ભક્તને નામે જ ઓળખાય; અર્થાત્ ચંદ્રમાના નામ પરથી દેવ સદાયે સોમનાથ તરીકે ઓળખાય અને તમામ અનુગામી ચંદ્રમાઓના કુલદેવતા પણ સોમનાથ જ ગણાય (પ્રભાસ-ખંડ ૭–૫૧).

અસંખ્ય ઋષિઓ અને મુનિઓ આ દેવતાના લિંગમાં પ્રવેશ્યા છે. આ લિંગની કૃપાથી જગતભરને જાત-જાતની અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે અને મંત્રોની શિક્ષા સાંપડી છે. પાશુપતયોગમાં કુશળતા પ્રાપ્ત કરનાર અનેક સિદ્ધો અહીં વસતા હતા (પ્રભાસખંડ ૮ અને ૩થી ૧૩).

પ્રભાસમાં પાંચ સકાર છે–સરસ્વતી નદી, સમુદ્ર, સોમ (સહધર્મચારિણી ઉમા સહિત ભગવાન શંકર), સોમગ્રહ (અર્થાત્ ચન્દ્રમા) અને ભગવાન સોમનાથનું દર્શન. ભગવાનનું સ્વયંભૂ લિંગ કૃતસ્મર પહાડથી લગભગ ૩૦૦ ધનુર્માપ દૂર પશ્ચિમે સમુદ્રકિનારે આવેલું છે. આ પહાડ સરસ્વતી નદી સાથે લગ્ન કરવાની આકાંક્ષા સેવતો હતો અને નદી અપવિત્ર હતી ત્યારે પણ એને સ્પર્શ કરવા માટે આગળ ધપતો હતો. સરસ્વતી ત્યારે અગ્નિ લઈને જતી હતી. એણે પહાડને કહ્યું કે, 'હું સ્નાન કરીને પવિત્ર થાઉં ત્યાં સુધી આ અગ્નિ તું ઝાલી રાખ.' અગ્નિને સ્પર્શ કરતાં જ કૃતસ્મર ભસ્મરાશિ થઈને ભૂંશાયી થયો. એ પહાડના ઊડીને છૂટાછવાયા વેરાયેલા પથ્થરોનો ઉપયોગ કડિયાઓ મંદિર બાંધવામાં કરતા.

સોમનાથ મંદિર પાસે અને ક્ષેત્રના ચૌદમા ભાગમાં બસો ધનુર્માપનું એક સ્થળ છે. એને કર્ણિકા કહેવામાં

આવે છે. એ સ્થળનો મહિમા એ છે કે, ત્યાં મૃત્યુ પામનારને ઈશ્વરનું સાન્નિધ્ય અચૂક સાંપડે છે. પ્રભાસ-ખંડ( ૨–૮૨ અને ૮૩ )માં સોમનાથના લિંગનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવ્યું છે :

'એ સ્વયંભૂ લિંગ અત્યંત કાંતિમાન છે. સૂર્યના બિંબ જેવું તેજસ્વી છે, સર્પથી આવૃત્ત છે, કૂકડીના ઈંડાં જેટલું એનું કદ છે. એને સ્પર્શલિંગ કહેવામાં આવે છે અને તે ભૂગર્ભમાં આવેલું છે.'

કથા એવી છે કે ચંદ્રમા દક્ષની ૨૭ પુત્રીઓ સાથે પરણ્યો હતો. ૨૭માંની એક રોહિણી તરફ એને ખાસ પક્ષપાત હતો. એના તરફ એને વિશેષ અનુરાગ હતો. બાકીની છવ્વીસ પત્નીઓ પ્રત્યે તે દુર્લક્ષ કરતો. દક્ષે એને એ સંબંધમાં ચેતવણી આપી અને ચંદ્રમાએ દક્ષને વચન પણ આપ્યું કે, પોતે સહુ પત્નીઓ પ્રતિ સમાન ભાવ રાખશે. તે પછી પણ ચંદ્રમાએ રોહિણી પ્રતિ પોતાનો પક્ષપાત ચાલુ રાખ્યો. દક્ષ આથી કોપાવિષ્ટ થયા અને ચંદ્રને એણે શાપ આપ્યો કે, 'જા, તને ક્ષય થાઓ.' ચંદ્રમાએ આથી દક્ષને શાપ પાછો ખેંચી લેવાની ઘણી ઘણી પ્રાર્થના કરી. તે સાંભળીને દક્ષે કહ્યું : 'આ શાપની અસરમાંથી તો એક ફક્ત ભગવાન શંકર જ ઉગારી શકશે.' દક્ષે ચંદ્રમાને રોહિણીની સાથે પ્રભાસ જવાની અને ત્યાં જઈને કૂકડીના ઈંડાના કદના સોમનાથના સ્પર્શલિંગની ઉપાસના કરવાની સલાહ આપી ( પ્રભાસખંડ, પ્રકરણ ૨૧ ). ચંદ્રમાએ પૂરાં ચાર હજાર વર્ષ સુધી તપ કર્યું ત્યારે ભગવાન શંકર ચંદ્રમા પર પ્રસન્ન થયા. શિવે તુષ્ટમાન થઈને શુક્લ પક્ષ દરમિયાન

પ્રતિદિન વૃદ્ધિ પામવાનુ અને પ્રકાશવાનુ બળ બક્ષ્યુ. ચ દ્રને આ સ્થળે પોતાનું તેજ પુન: પ્રાપ્ત થયુ એથી એ પ્રભાસ તરીકે ઓળખાયું. બ્રહ્માએ પોતે ચંદ્રને અને એની લાડકી પત્ની રોહિણીને સોમનાથનુ આલય નિર્માણ કરવાનુ સૂચવ્યુ. બ્રહ્માએ પૃથ્વીનુ સ્તર ફોડયુ તો એકાએક શિવના કૂકડીના ઈંડાના કદના તેજસ્વી સ્વયભૂ સ્પર્શલિંગનુ દર્શન થયુ એ લિંગ ઉપર મધ અને દર્ભ( ઘાસ )નું આવરણ પાથરવામા આવ્યુ. એના ઉપર બ્રહ્મશિલા ગોઠવવામા આવી અને એના ઉપર બ્રહ્માએ પોતે ભગવાન સોમનાથના મહાલિંગની પ્રતિષ્ઠા કરી અને એ લિગની વેદના મ ત્રોથી પૂજા કરવામા આવી

સ્કંદપુરાણમા પ્રભાસ ખ ડ( ૮–૧૧ )મા જણાવાયુ છે કે, સોમનાથમા સાત જાતના ગાર્ગેય હતા તેઓ પાશુપત યોગમા કુશલ હતા અને સિદ્ધો હતા એ ખ ડ ( ૨૪–૮૭ )મા જણાવાયુ છે કે, કૌશિક ગોત્રના બ્રાહ્મણોએ સોમનાથના મ દિરમા દરરોજ પૂજા-આરાધના કરવાની જવાબદારી સ્વીકારી હતી. પાશુપત સ પ્રદાયના મહાન સ્થાપક લકુલીશ અથવા નકુલીશ ઈસવી સનના બીજા સૈકામા વડોદરા પાસે આવેલા કાયાવરોહણ અથવા કારવણમા થઈ ગયા હતા. એના ચાર શિષ્યો હતા કુશિક, ગાર્ગ્ય, કૌરુષ અને મૈત્રેય. લકુલીશનો પાશુપત સ પ્રદાય દૂર દૂર વિસ્તર્યો હતો મેવાડમા એકલિંગજીના મ દિર પાસે વિક્રમ સ વત ૧૦૨૮મા બાધવામા આવેલા લકુલીશ મ દિરમા જે પ્રશસ્તિવચન કોતરવામા આવ્યા છે, તેમા જણાવવામા આવ્યું છે કે, પાશુપત આચાર્યો કૌશિક ગોત્રના છે રાજા સારંગદેવના સમયમા એટલે કે વિક્રમ સ વત ૧૩૪૩મા

લખાયેલી ત્રિપુરાંતક પ્રશસ્તિ( જે સિન્ત્રા પ્રશસ્તિ તરીકે વધારે જાણીતી છે)માં જણાવાયું છે કે, સોમનાથ મંદિરમાં જે પાશુપત આચાર્યો હતા તે ગાર્ગ્યો અર્થાત્ ગર્ગ ગોત્રના હતા. તે આચાર્યોનાં નામ કાર્તિક, રાશિ અને ત્રિપુરાંતક હતાં. એટલે સ્કંદપુરાણના પ્રભાસ ખંડમાં જે એમ કહેવામાં આવ્યું છે કે, પાશુપત આચાર્યો અને ગાર્ગ તથા કૌશિક ગોત્રના સિદ્ધો સોમનાથની ભક્તિ કરતા તે વસ્તુને ઐતિહાસિક અને શિલાલિખિત પુરાવાથી સમર્થન સાંપડે છે.

પ્રભાસખંડનાં પ્રકરણો ૭૯ અને ૧૭૭ માં લકુલીશ માહાત્મ્ય વિષે આપવામાં આવ્યું છે. લકુલીશને કાયાવરોહણ તરીકે ઓળખાતા સ્થળે એક મૃતદેહમાં પ્રવેશ કરનાર શિવના અવતાર તરીકે ગણવામાં આવે છે. લકુલીશ કાયાવરોહણથી પ્રભાસ ગયા હતા. ત્યાં એમણે ઉગ્ર તપશ્ચર્યા કરી ચાર શિષ્યો બનાવ્યા અને તેમને ન્યાય તથા વૈશેષિક સુદ્ધાં અનેક શાસ્ત્રો શીખવ્યાં અને પોતે એક અનુપમ સિદ્ધ થયા. ખાસ કરીને કારતક માસની પૂર્ણિમાએ આ લકુલીશની મૂર્તિને જે ભાવપૂર્વક પ્રણામ કરે, તેને સાત જન્મ સુધી અઢળક સંપત્તિ અને દેવતાઓનો પણ પૂજ્યભાવ મળે છે.

तस्यैव पूर्वदिग्भागे लकुलीशस्तु मूर्तिमान्।
स्वयं तिष्ठति देवेशि कृत्वा घोरं तपः पुरा॥
संस्थितः पापशमने तत्र स्थाने स्थलोपरि
कार्तिक्यां कृत्तिकायोगे यस्तं पूजयते नरः।
स पूज्यते महादेवि सर्वैरपि सुरासुरैः॥

–પ્રભાસખંડ : ૧૭૭-૧ થી ૩

મહાભારતમાં આદિપર્વમાં અર્જુને કરેલી પ્રભાસની યાત્રાનું વર્ણન આપવામાં આવ્યું છે. તેમાં આ પ્રમાણે જણાવાયું છે: અર્જુને સુભદ્રાને પ્રભાસમાં જોઈ અને એને લઈને નાસી જવાની એને ઇચ્છા થઈ. કૃષ્ણને અર્જુનના આ નિશ્ચયની જાણ થઈ અને એમણે અર્જુનને મદદ કરી. વનપર્વ(૮૦)માં પુલસ્ત્ય ભીષ્મની સમક્ષ જુદાં જુદાં તીર્થોનો મહિમા વર્ણવે છે. તેમાં પ્રભાસને મુનિઓના આવાસ તરીકે વર્ણવવામાં આવ્યું છે અને એમ પણ જણાવવામાં આવ્યું છે, કે પ્રભાસ જેવા મુનિઓના આવાસમાં અગ્નિનો પણ અનંત કાળ સુધી વાસ છે. આ લેખમાં અગાઉ જણાવવામાં આવ્યુ છે તે પ્રમાણે સ્કંદ-પુરાણમાં પ્રભાસને આગળ ઉપર સોમનાથ તરીકે જાણીતા થયેલા કાલાગ્નિરુદ્રના આવાસ તરીકે ઓળખવામાં આવ્યું છે. રુદ્રનું ઋગ્વેદમાં પણ અને સવિશેષપણે બાકીની સંહિતા-ઓમાં અગ્નિ સાથે તાદાત્મ્ય બતાવવામાં આવ્યુ છે અર્થાત્ રુદ્ર તે જ અગ્નિ એમ બતાવ્યું છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. હકીકતમાં સમગ્ર શતરુદ્રીય એ અગ્નિચિતિમાં જ્વાળા સાથે પ્રગટેલા અગ્નિની પ્રાર્થના જ છે અને આ અગ્નિની વસોર્ધારા મંત્રોનો પુનરુચ્ચાર કરતાં કરતાં ઘી હોમીને રુદ્ર તરીકે આરાધના કરવામાં આવે છે. ઋગ્વેદમાં અગ્નિને અગ્નિ, મહાદેવ, શંભુ અને રુદ્ર તરીકે તેના સમાનાર્થ તરીકે વર્ણવામાં આવે છે. અને તેને અરુષ, અષાહ્ળ (અસહ્ય), ઉગ્ર (ભયંકર) તથા સહ-માન તરીકે ઓળખવામાં આવે છે. આ બધા શબ્દો અગ્નિનાં લક્ષણવાચક છે. વનપર્વમાં ધૌમ્ય યુધિષ્ઠિર આગળ દક્ષિણનાં તીર્થોનુ વર્ણન કરે છે, જેમાં સૌરાષ્ટ્રમાં એ

ચમસોદ્ભેદ, પ્રભાસ, પિંડારક અને ઉજ્જયન્ત(વન: ૮૬–૨૦ તથા ૨૧)નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વનપર્વ-માં (૮-૧-૧૦) તીર્થોનું વર્ણન प्रभासादीनि तीर्थाणि એ રીતે અર્થાત્ પ્રભાસને મુખ્ય તીર્થ ગણીને કરવામાં આવ્યું છે. વનપર્વ(૧૧૮–૧૫)માં જણાવવામાં આવ્યું છે કે, યુધિષ્ઠિર યાત્રા કરવા માટે શૂર્પારકથી પ્રભાસ આવ્યા હતા. એમણે બાર દિવસ સુધી સંપૂર્ણ ઉપવાસ કરીને તપશ્ચર્યા કરી હતી. તેઓ કેવળ પાણી અને હવા પર રહ્યા હતા. આ તપશ્ચર્યામાં યુધિષ્ઠિરની સાથે દ્રૌપદી પણ સામેલ થયાં હતાં. ત્યાં એમને શ્રીકૃષ્ણ અને તેમની મંડળીનો ભેટો થયો. વનપર્વ(૧૩૨–૫)માં જણાવવામાં આવે છે કે સરસ્વતી નદીનો પ્રવાહ વિનશન પાસે લુપ્ત થયો હતો અને સૌરાષ્ટ્રમાં ચમસોદ્ભેદ નજીક એ પુનઃ પ્રગટ થયો હતો. વળી લોપામુદ્રાનું અગસ્ત્ય સાથે મિલન સાગરતટે પ્રભાસ પાસે થયું હતું અને બંનેનું લગ્ન પણ ત્યાં જ થયું હતું. વનપર્વ(૧૩૨–૬૦)માં ચંદ્રમા રોહિણી પ્રત્યે પક્ષપાત કરતો હતો અને પોતાની બીજી છવ્વીસ પત્નીઓને અવગણતો હતો તે કથા શલ્યપર્વ ૩૬માં વર્ણ-વવામાં આવી છે. દક્ષના શાપને પરિણામે ચંદ્રમાને ક્ષય રોગ થયો. એનો ઉપચાર શોધી કાઢવાની ચંદ્રમાએ વિનંતી કરી તે પરથી દક્ષે ચંદ્રમાને તપશ્ચર્યા કરવા માટે પ્રભાસ જવાની સલાહ આપી.

समुद्रं पश्चिमं गत्वा सरस्वत्यब्धिसङ्गमम् ।
आराधयतु देवेशं ततः शान्तिमपाप्स्यति ॥

'ચંદ્રમાએ પશ્ચિમ સમુદ્ર નજીક (સૌરાષ્ટ્રમાં) જ્યાં સરસ્વતી નદી સાગરમાં સમાય છે ત્યાં જઈને દેવેશ

એટલે કે ઈશાન અથવા શિવની આરાધના કરવી જોઈએ, તો જ ચંદ્રમા પોતાનું તેજ પુનઃ પ્રાપ્ત કરી શકશે.'

અહીં મહાભારતમા પણ સ્પષ્ટપણે જણાવવામાં આવ્યું છે કે, ચંદ્રમાએ પ્રભાસમા ભગવાન શંકરની આરાધના કરી હતી. અને તે કાળે પણ પ્રભાસ એક શૈવતીર્થ હતું. ચંદ્રમા પોતાને પોતાનું બળ અને તેજ પુનઃ પ્રાપ્ત થતા પહેલા અમાવાસ્યાને દિવસે તે તીર્થસ્થળે સ્નાન કરતો. ચંદ્રમાને આ સ્થળે પોતાનું તેજ પાછું પ્રાપ્ત થયું અને શુક્લપક્ષમા પોતાની કળા વિકસાવવાને અને એ રીતે ફરી એક વાર પૃથ્વીને પોતાના તેજથી પ્રકાશિત કરવાને શક્તિમાન થયો તેથી આ તીર્થ પ્રભાસ તરીકે જાણીતું છે. અનુશાસન(૬૪–૯ અને ૧૪૩–૨)મા પણ પ્રભાસનો એક વિશિષ્ટ તીર્થ તરીકે નિર્દેશ સાંપડે છે. આશ્વમેધિક (૮૪–૧૨)મા જણાવાયું છે કે, અર્જુન ફરીવાર પ્રભાસમા આવ્યો હતો. પ્રભાસ પાસે જ યાદવોએ સુરાપાનથી ઉન્મત્ત થઈને માહોમાહ્ય યુદ્ધ ખેલ્યું હતુ અને તેમનો નાશ થયો હતો. શ્રીકૃષ્ણ પણ પોતાનો માનવપિંડ પ્રભાસ પાસે દેહોત્સર્ગ તરીકે ઓળખાતા સ્થળે ત્યાગીને પોતાની કાષ્ઠાને અથવા ધામને પ્રાપ્ત થયા હતા

સોમનાથનો સોમ અથવા ચંદ્રમા સાથે સંબંધ છે, કારણ કે કથામા જણાવાયું છે તે પ્રમાણે ચંદ્રમાએ ભગવાન શંકરનું સૌ પ્રથમ મંદિર અહીં નિર્માણ કર્યું હતું. સોમ એટલે પોતાના અર્ધાંગિની ઉમા સહિત શિવ એ અર્થ પણ થાય છે. શતરુદ્રીયના આઠમા અનુવાકનો આરંભ આ રીતે થાય છે

नमः सोमाय च रुद्राय च।

સોમ એટલે ઉમા સાથે સંલગ્ન એવા શિવ એવો અર્થ સર્વાનુમતે ઘટાવાયો છે. બૃહજ્જાબાલ ઉપનિષદ (૨-૩)માં જણાવાયું છે:

अग्नीषोमात्मकं विश्वम्।

'સમસ્ત વિશ્વ એ અગ્નિ અને સોમનું એકીકરણ છે.

અહીં અગ્નિ તે શિવની પ્રકાશમાન અવસ્થા એમ ઘટાવવાનું છે અને સોમ તે શક્તિ અથવા અમૃતમય ઉમાનું સ્વરૂપ એમ ઘટાવવાનું છે. શિવ અને શક્તિથી અવ્યાપ્ત એવું આ વિશ્વમાં કશું જ નથી.

तदित्थं शिवशक्तिभ्यां नाव्याप्तमिह किञ्चन।

–બૃહજ્જાબાલ : ૨-૧૩

ભસ્મ એ અગ્નિ અથવા શિવનું વીર્ય છે. પાણીમાં મિશ્રિત કરવાથી એ શક્તિના અમૃત તરીકેનું પ્રતીક બની રહે છે. આ ઉપનિષદમાં જણાવવામાં આવે છે:

शिवशक्त्यमृतस्पर्शे लब्ध एव कुतो मृतिः।

શિવના વીર્યનો અને શક્તિના અમૃતનો જેને સ્પર્શ થયો હોય તેને મૃત્યુ સંભવી પણ કેમ શકે?

ઉપનિષદમાં વધુમાં જણાવવામાં આવ્યું છે:

शिवाग्निना तनुं दग्ध्वा शक्तिसोमामृतेन यः।
प्लावयेद् योगमार्गेण सोऽमृतत्वाय कल्पते॥

–બૃહજ્જાબાલ: ૨-૧૯

યોગની પદ્ધતિથી જે પોતાના શરીરને શિવાગ્નિથી બાળે અને શક્તિ–સોમના અમૃતનો તેના પર છંટકાવ કરે તેને અમરત્વ પ્રાપ્ત થાય છે.

પ્રભાસ ખંડ( ૯–૩૬ )માં સોમનાથને હંસ તરીકે વર્ણવવામાં આવ્યા છે. ઉમા અથવા શક્તિ સાથે સંલગ્ન થયેલા એ જ સોમ એટલે કે શિવ છે.

हंसौ तौ पुम्प्रकृत्याख्यौ हं पुमान् प्रकृतिस्तु सः ।

શારદાતિલક : ૧૫-૫૧

હંસ શબ્દમાં 'હ' એ પુરુષસૂચક છે અને 'સ' એ પ્રકૃતિનું સૂચક છે. જ્યારે પ્રકૃતિ, પુરુષ એ પોતાનો આશ્રય છે એમ સાક્ષાત્કાર થતાં તેનામાં વિલીન થાય છે ત્યારે તે सोहम् થાય છે. સોહમ્‌માંથી બંને વ્યંજન 'સ' અને 'હ' લુપ્ત થતાં જે શેષ રહે છે તે પ્રણવ મંત્ર ॐ છે. શતરુદ્રીયના એ જ આઠમા અનુવાકમાં જ્યાં જણાવાયું છે કે नमः सोमाय च रुद्राय च । ત્યાં વળી શિવની नमः ताराय એ રીતે પણ પ્રાર્થના કરવામાં આવે છે. અહીં तार નો અર્થ મોક્ષદાયી પ્રણવમંત્ર ઓમ્ એવો થાય છે.

મહાભારતમાં શલ્યપર્વ ૩૬ માં એક વસ્તુ જણાવવામાં આવી છે તે સૂચક છે. એમાં કહ્યું છે કે પ્રભાસમાં તપ કર્યા પછી ચંદ્રમાએ અમાવાસ્યાને દિવસે સ્નાન કર્યું અને શિવની કૃપાથી દર્શ અથવા દર્શનીય એટલે કે સુંદર અંગ પ્રાપ્ત કર્યું. ( અમાવાસ્યાને દર્શ પણ કહેવામાં આવે છે. )

આની સાથે એક બીજી કથા સંકળાયેલી છે. પોતાના પિતા દક્ષથી અપમાનિત થયેલાં સતીએ અગ્નિમાં ઝંપલાવ્યુ અને ઉમા તરીકે તેમનો પુનર્જન્મ થયો. અહીં સતીનું સોમ અથવા ચંદ્રમા સાથે અને શિવ અથવા અગ્નિનું સૂર્ય ( આકાશના અગ્નિ ) સાથે તાદાત્મ્ય ઘટાવવામાં આવે

છે. અમાવાસ્યાને દિવસે સતી અથવા ચંદ્રનું સૂર્ય એટલે કે આકાશના અગ્નિમાં અર્થાત્ શિવમાં વિલીનીકરણ થાય છે અથવા સતી સળગીને ભસ્મ થાય છે અને અમાસ અથવા ઉમા તરીકે પ્રગટ થાય છે (જુઓ પ્રભાસખંડ–પ્રકરણ ૧૯). શતરુદ્રીયમાં શિવનું સૂર્યની સાથે તાદાત્મ્ય ઘટાવવામાં આવે છે અને એમ જણાવવામાં આવ્યું છે કે તે રક્ત છે. અને આકાશમાં જેમ જેમ ઊંચે ચડે છે તેમ તેમ એ રક્તમાંથી કિંચિત્ રક્ત, પછી બદામી અને પછી સુમંગલ સ્વરૂપ ધારણ કરે છે. અને અજ્ઞાન ગોવાળિયાઓ, ગામડાંની પનિહારીઓ તેમ ઢોર સુદ્ધાં તમામ પ્રાણીઓ તેને જોઈ શકે છે.

असा यस्ताम्र अरुण उत बभ्रुः सुमङ्गलः ।
उतैनं गोपा अदृशन्नदृशन्नुदहार्यः ।
उतैनं विश्वा भूतानि स दृष्टो मृडयातु नः ।

સિંધુ નદીના તટ પ્રદેશની સંસ્કૃતિને પ્રાગ્વૈદિક કાળની ગણીએ કે વેદકાળ પછીની ગણીએ પણ વેદકાળના રુદ્ર અથવા શિવના જેવા જ દેવની પૂજા–પ્રાર્થનાની પ્રણાલી આપણે ત્યાં જોઈ શકીએ છીએ. એ પશુપતિ પણ છે અને યોગારૂઢ છટામાં પણ છે. ગુજરાતમાં અને નેપાળમાં શૈવ ધર્મ વચ્ચે સામ્ય પ્રવર્તે છે (જુઓ બોમ્બે ગેઝેટ–ગ્રંથ પહેલો ભાગ ૧, પૃષ્ઠ ૮૪): નેપાળના રાજાઓ શૈવધર્મી હતા અને પોતાની જાતને પરમમાહેશ્વર તરીકે ઓળખાવતા. વળી ગુજરાતના વલભી રાજાઓની જેમ તેમની મુદ્રાઓ પર નન્દી પણ જોવામાં આવે છે.

વલ્લભી રાજાઓ અને નેપાળ નરેશો બંને બપ્પને

ચરણે નમે છે. બપ્પ એ શૈવ ધર્માધિકારીનું બિરુદ હોવાનું જણાય છે. ઈ. સ. પૂર્વે ૨૫૦ માં સમ્રાટ અશોકે સિંધુ નદીના તટ પ્રદેશની મુલાકાત લીધી હતી ત્યારે નેપાળમાં પશુપતિનું મંદિર હતું જ. વેદકાળમાં પાછલા સમયમાં તૈત્તિરીય આરણ્યકના દસમા ગ્રંથમાં સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરુષ અને ઈશાનના એમ પાંચ મંત્રો છે. જે લકુલીશ પાશુપત દર્શન રચાયું છે તે આ મંત્રોને આધારે રચાયું છે. આ દર્શન પાશુપત સૂત્રોમાં વ્યવસ્થિત રીતે કૌંડિન્યની ટીકા સાથે વ્યક્ત કરવામાં આવ્યું છે અને ત્રાવણકોર યુનિવર્સિટીએ ૧૯૪૦માં તે પ્રસિદ્ધ કરેલું છે. શિવના અવતાર સમા અને ગુજરાતમાં વડોદરા પાસે આવેલા કાયાવરોહણમાં જન્મેલા લકુલીશે આ સૂત્રો કઈ રીતે લખ્યાં તે કથા વાયુ અને કૂર્મપુરાણોમાં વર્ણવવામાં આવી છે.

મથુરા સ્તંભ ઉપર ચંદ્રગુપ્ત બીજાનો ઈ. સ. ૩૮૦ની સાલમાં લખાયેલો શિલાલેખ છે. તે શિલાલેખ પરથી આપણને જણાય છે કે, લકુલીશના ચાર શિષ્યોમાંથી એક કૌશિકના અનુગામીઓમાં એક ઉદિતાચાર્ય થઈ ગયા છે, જે કૌશિકથી ક્રમમાં દસમા છે. કૌશિક એ લકુલીશના એક શિષ્ય હતા. એ હકીકતને વાયુ અને કૂર્મપુરાણોમાંથી તેમ વળી ત્રિપુરાંતકની સિંત્રા પ્રશસ્તિ પરથી પણ પુષ્ટિ મળે છે. એ પરથી તારવી શકાય કે લકુલીશ ઈ. સ. ના લગભગ બીજા સૈકામાં થઈ ગયા હશે.

સ્કંદપુરાણમાં જણાવાયું છે કે લકુલીશ પ્રભાસમાં આવ્યા હતા અને ત્યાં પાશુપત દર્શનનો પ્રચાર પણ

કર્યો હતો. ન્યાય અને વૈશેષિક દર્શનના સૂત્રકારો પણ પાશુપતો હોવાનું કહેવાય છે.

ભારશિવ અને વાકાટક રાજાઓ શૈવધર્મી હતા. ગુજરાતના મોટા ભાગના ક્ષત્રપ રાજાઓના નામના આરંભે રુદ્ર આવે છે તે પરથી તેઓ પણ શૈવધર્મી હોવાનું લાગે છે. મોટા ભાગના વલભી રાજાઓ પોતાને પરમ-માહેશ્વર કહેવડાવતા. પ્રતિહાર ગુર્જરો સોમનાથની ઉપાસના કરવા આવતા હતા. ગુજરાતના સોલંકીઓ પણ મોટે ભાગે શૈવ હતા. નિદાન ક્ષત્રપ રાજાઓના કાળથી તે ૧૫મી સદી સુધી ગુજરાતમાં પાશુપત સંપ્રદાયનું ઘણું જોર હતું એટલું તો સ્પષ્ટ સમજાય છે અને સોમનાથ એ આ સંપ્રદાયનું મુખ્ય કેન્દ્ર હતું. ગુજરાત એ પાશુપત સંપ્રદાયના સ્થાપક લકુલીશનું જન્મ સ્થળ છે. લકુલીશની મૂર્તિની પ્રભાસમાં સ્થાપના કરવામાં આવી છે તેમ વળી ગુજરાતમાં અન્ય કેટલાંક સ્થળોએ તથા દક્ષિણમાં કેટલાંક સ્થળોએ પણ લકુલીશની મૂર્તિ જોવામાં આવે છે. સ્કંદપુરાણ અને બીજા શિલાલેખો પરથી વરતાય છે તે પ્રમાણે ઘણા શૈવ સિદ્ધો અને આચાર્યો અહીં થઈ ગયા હતા.

મહમુદ ગિઝનીએ ઈ. સ. ૧૨૦૫માં સોમનાથના આ ઐતિહાસિક મંદિરને લૂંટયું હતું અને તેનો નાશ કર્યો હતો. તે પછી ગુજરાત અને માળવાના રાજાઓ ભીમ અને ભોજે તરત જ એ મંદિર ફરીથી ચણાવ્યું હતું. સિદ્ધરાજ જયસિંહે પોતાની માતાની ઇચ્છાને માન આપીને સોમનાથની યાત્રાએ આવતા યાત્રાળુઓ પાસેથી લેવાતો

વેરો નાબૂદ કર્યો હતો. સિદ્ધરાજ પછી ગુજરાતની ગાદી પર કુમારપાળ આવ્યો. તેણે આ મંદિરને ખૂબ વિસ્તાર્યું અને સમરાવ્યું પણ ખરું. યતિ હેમચંદ્રની સાથે અણહિલપુર પાટણથી એણે છેક આ મંદિર સુધીની પદયાત્રા કરી હતી. અને ભાવ બૃહસ્પતિને નિમંત્રીને વિસ્તારેલા મંદિરનો ખાસ મુહૂર્તને સમયે પ્રતિષ્ઠાવિધિ કર્યો હતો. ભાવ બૃહસ્પતિને તે પછી 'ગંડ' એવું સન્માનપદ વા બિરુદ પણ આપ્યું હતું. એ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતો અને ઘણાં શૈવ મંદિરો એણે ફરીથી બંધાવ્યાં હતાં. રાજા ભીમે સોમનાથના મંદિર પાસે બે વિશાલ મંડપો બંધાવ્યા. મહાન પાશુપત આચાર્યો ત્રિપુરાન્તકે સોમનાથનું ભવ્ય મંદિર ફરીથી સમરાવ્યુ અને પ્રભાસમાં પાંચ બીજાં વધુ શૈવ મંદિરો બંધાવ્યાં. ત્રિપુરાન્તકની સિંત્રાપ્રશસ્તિમાં પાશુપત સંપ્રદાય સાથેના પોતાના સંબંધોનું વિગતવાર આલેખન કરવામાં આવ્યું છે. ઈ. સ. ૧૩૦૦ માં અલાઉદ્દીન ખિલજીના સેનાપતિ અલફખાંએ સોમનાથના મંદિરનો નાશ કર્યો અને તે પછી થોડા જ સમયમાં ચુડાસમા વંશના રાજા મહીપાલે તે ફરીથી બંધાવ્યું. મુઝફ્ફરશાહ પહેલાએ, મહમુદ બેગડાએ, મુઝફ્ફરશાહ બીજાએ અને તે પછી ઔરંગઝેબે અનુક્રમે ઈ. સ. ૧૩૯૦, ૧૪૯૦, ૧૫૩૦ અને ૧૭૦૧ માં આ ભવ્ય મંદિરનો નાશ કર્યો હતો, પણ આ ચાર પૈકી દરેક વેળા જ્યારે જ્યારે મંદિરનો નાશ થયો હતો ત્યારે ત્યારે ટૂંક સમયમાં જ એ મંદિર ફરીથી બાંધવામાં આવ્યું હતું. ઈ. સ. ૧૭૮૩માં મહારાણી અહલ્યાબાઈએ સોમનાથના મંદિરની નજીકમાં એક બીજું મંદિર બંધાવ્યું. ઈ.

સ. ૧૯૫૧ ના મે ની ૧૧ મી તારીખે ડૉ. રાજેન્દ્રપ્રસાદે એ જ બ્રહ્મશિલા પર સોમનાથના જ્યોતિર્લિંગની પુનઃ પ્રાણપ્રતિષ્ઠા કરી. અહીં એ નોંધવું ઉચિત લેખાશે કે, ભૂતકાળમાં એ જ બ્રહ્મશિલા પર ઇતિહાસમાં નોંધ્યા પ્રમાણે કેટલાંક મંદિરો બંધાયાં હતાં.

લકુલીશ દર્શનનો વિગત વાર ખ્યાલ માધવના સર્વ દર્શન સંગ્રહમાં પણ આપવામાં આવ્યો છે અને એને જ લકુલીશ દર્શન તરીકે ઓળખાવવામાં આવ્યું છે. વાયુ અને કૂર્મપુરાણોમાં જણાવવામાં આવ્યું છે કે, શિવે પોતે કલિયુગની શરૂઆતમાં નર્મદાના કાંઠા ઉપર આવેલા કારવણ ગામમાં અવતાર લીધો હતો. એમણે અત્રિ ગોત્રના અગ્નિહોત્રી કુટુંબમાં જન્મ લીધો હતો. તેઓ ઉજ્જૈન ગયા અને ત્યાં પોતાના પ્રથમ શિષ્ય કૌશિકને શિક્ષા આપી. કૌશિક એ બ્રહ્માવર્ત દેશનો એક બ્રાહ્મણ હતો. એ જ્યારે શીખવતા હતા ત્યારે લકુલીશે પાશુપત સૂત્રો રચ્યાં હતાં. પાંચ ભાગમાં વિસ્તરેલાં આ કુલ ૧૬૮ સૂત્રો છે.

આ પાંચ વિભાગો આ પ્રમાણે છે : સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરુષ અને ઈશાન. સૂત્રોમાં ઈશ્વરની ભક્તિ કેવી રીતે કરવી અને એનું સાયુજ્ય કેવી રીતે પ્રાપ્ત કરવું તે ઉપદેશ આપવામાં આવ્યો છે. ઈ. સ. ના ચોથાથી છઠ્ઠા સૈકામાં થઈ ગયેલા કૌંડિન્યે આ સૂત્રો ઉપર ભાષ્ય રચ્યું હતું. ઈ. સ. ૮૦૦ માં થઈ ગયેલા હરદત્તાચાર્યે ગણકારિકાઓ લખી હતી. ભાવસર્વજ્ઞે એની વ્યાખ્યાઓ લખી છે. આ વ્યાખ્યાઓ સહિતની ગણકારિકાવાળો ગ્રંથ તે પાશુપત સંપ્રદાયનો બીજો ગ્રંથ છે. ન્યાય અને

વૈશેષિક સૂત્રો તેમ ભાષ્યોને પણ પાશુપત સાહિત્ય તરીકે ગણવામાં આવે છે. કૌંડિન્યે નામ આપ્યા વગર સંખ્યાબંધ કર્તાઓનાં અવતરણ આપ્યાં છે. કેટલાંક શૈવ, પુરાણો અને આગમોમાં પણ પાશુપત સાહિત્ય છે.

લકુલીશનું પાશુપત દર્શન તે ભેદ–અભેદવાદ અથવા દ્વૈતાદ્વૈતવાદ છે. આ દર્શન કારણ, કાર્ય, યોગ, વિધિ અને દુઃખાન્ત–એ પાંચ મુખ્ય તત્ત્વો સ્વીકારે છે. આ દર્શન એમ સૂચવે છે કે, મુક્તિ એ કંઈ દુઃખનો ફક્ત અંત નથી, પણ દૈવી સર્વોપરિપણાની ભાવાત્મક સિદ્ધિ છે. કાર્ય એ કળા, વિદ્યા અને પશુ આ ત્રણ ઘટક તત્ત્વોનું બનેલુ છે. આ ત્રણે સનાતન ગુણો છે. આ વાદ તૈત્તિરીય આરણ્યકના દસમા ભાગ ઉપર આધારિત છે. લકુલીશનો આ વાદ ભગવાનના દાસત્વને મોક્ષ તરીકે સ્વીકારતો નથી; પરંતુ એમ કહે છે કે, મોક્ષ પરમાત્માના તમામ ધર્મો સિદ્ધ કરવામાં રહેલો છે.

સોમનાથ મંદિરની જાહોજલાલીનું બયાન મુસલમાન ઇતિહાસકારોએ કર્યું છે. ભગવાન શંકરને માટે દરરોજ ગંગાજળ લાવવામાં આવતું. કાશ્મીરથી ફૂલો આવતાં. મંદિરના નિભાવ માટે લગભગ દસ હજાર ગામડાં કાયમની આવક માટેનાં સાધન તરીકે આપવામાં આવેલાં. મહમુદ ગિઝનીના સમયમાં ભારતભરમાં આ મંદિરની સહુથી વધારેમાં વધારે ભવ્ય અને મહાન મંદિર તરીકે પ્રતિષ્ઠા હતી. દરેક ગ્રહણને દિવસે લાખોની સંખ્યામાં યાત્રાળુઓ આવતા અને ભગવાનને કિંમતીમાં કિંમતી ભેટો અર્પણ કરવામાં આવતી. દરરોજની પૂજા માટે એક હજાર બ્રાહ્મણોને રોકવામાં આવેલા. ત્રણસો જેટલા હજામોની ત્યાં આવતા

માત્રાળુઓને માટે જરૂર પડતી. મંદિરમાં નૃત્ય અને સંગીત માટે લગભગ ૩૫૦ નર્તકીઓને રાખવામાં આવેલી. રત્નજડિત દીપકો મંદિરના ગર્ભગૃહને પ્રકાશિત કરી મૂકતા અને બસો મણ વજનની સોનાની સાંકળ વડે ઘંટનાદ કરવામાં આવતો. મંદિરના ભંડાર ખંડમાં તરેહતરેહની નાની મૂર્તિઓ હતી. સોના–રૂપાની ચીજવસ્તુઓ તથા ઝવેરાત એ ભંડારમાં રાખવામાં આવતાં. આ મંદિરને ૫૬ તો રત્નજડિત સ્તંભો હતા.

हृदि स्थितं चिन्मयमात्मवेदिनः समाधिमास्थाय विलोकयन्ति यम्।
स चित्तसंतापमपाकरोतु वः स्तनन्धयश्वेतमयूखभूषणः॥

સમાધિ પ્રાપ્ત કર્યા પછી જેમણે આત્માને જાણ્યો છે, તેમને ભગવાનનું દર્શન પોતાના હૃદયમાં આસનસ્થ થયેલા સર્વસંવિતરૂપે થાય છે. શ્વેત ચંદ્ર જેના ભૂષણરૂપ છે એવા આ શંકર તમારા ચિત્ત ને સંતાપની તમામ ચિંતાઓ દૂર કરો.

—ત્રિપુરાન્તકની સિંત્રા પ્રશસ્તિ—શ્લોક ૧

तदेव गर्भस्य गृहं च सा शिला यथातथं द्विसहस्रवत्सरान्।
अधस्तनस्योपरि यत्र नूतनः पुराणमूर्तेर्गरिमा प्रकाशते॥

છેલ્લાં બે કે ત્રણ હજાર વર્ષથી જે ગર્ભગૃહ હતું અને જે બ્રહ્મશિલા હતી જેના ઉપર જ્યોતિર્લિંગની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી તે જ આ ગર્ભગૃહ અને બ્રહ્મશિલા છે. એના નીચલા સ્તરની ઉપરના ભાગમાં હવે પુરાણ-પુરુષ પ્રાચીન ભવ્યતાના આવિષ્કારરૂપ ભગવાનના નૂતન યશ અને મહત્તા પ્રકાશી રહ્યાં છે.

—સોમસ્તવરાજ—શ્લોક ૩૯

*

## ૨૫ : ભુવનેશ્વર

तथा चैवोत्कलदेशे कृत्तिवासा महेश्वरः ।
सर्वपापहरं तस्य क्षेत्रं परमदुर्लभम् ॥
लिङ्गकोटीसमायुक्तं वाराणस्याः समं शुभम् ।
एकाम्रकेति विख्यातं तीर्थाष्टकसमन्वितम् ॥

'ઉત્કલ અથવા ઓરિસ્સામાં ભગવાન શિવ કૃત્તિવાસનું ક્ષેત્ર છે, તે સર્વ પાપોનું નિવારણ કરે છે અને આવાં સ્થળો મળવાં મુશ્કેલ છે. એમાં એક કરોડ શિવલિંગ છે અને વારાણસી જેવું શુભ સ્થળ છે. એ એકામ્ર તરીકે જાણીતું છે અને એમાં આઠ મુખ્ય તીર્થો છે.'

—બ્રહ્મપુરાણ

**ભુવનેશ્વર** એ પુરી જિલ્લાના ખુર્દ પેટા વિભાગમાં ઉત્તરે ૨૦ અંશ ૧૫' પર અને પૂર્વે ૮૫ અંશ ૩૦' પર આવેલું છે. એનું પ્રાચીન નામ 'એકામ્રતીર્થ' છે. ઓરિસ્સામાં શૈવ ધર્મનું આ એક મહાન કેન્દ્ર છે અને તે જગવિખ્યાત વારાણસીનું હરીફ મનાતું. જગન્નાથ મંદિરનાં દફ્તરોમાં ભુવનેશ્વરનો પ્રથમ ઉલ્લેખ ઓરિસ્સાના મહાન કેસરી રાજા યયાતી કેસરીના શાસન કાળને અનુલક્ષી છે. એના કાળમાં ભુવનેશ્વરમાં ખાસ કરીને પૂર્વમાં ધૌલી ટેકરીઓ ઉપર બૌદ્ધનો વાસ હતો અને પશ્ચિમમાં ખંડગિરિ તથા ઉદયગિરિ ટેકરીઓ પર પણ બૌદ્ધો વસતા હતા.

એમ કહેવાય છે કે આ શૈવધર્મી યયાતી રાજાએ પોતાનું પાટનગર જયપુરથી બદલીને ભુવનેશ્વર રાખ્યું હતું. અને ત્યાં ભુવનેશ્વરનું એટલે કે કૃત્તિવાસ અથવા લિંગરાજનું

એને પાશુપતયોગનું દર્શન થાય છે અને તે પછી એ અંતિમ મોક્ષનો અધિકારી બને છે.

ભુવનેશ્વરના પ્રસાદની કોઈથી ના પાડી શકાય નહિ. જગન્નાથના પ્રસાદની જેમ ભુવનેશ્વરનો પ્રસાદ બ્રાહ્મણ યા ચાંડાળ કોઈના પણ સ્પર્શથી દૂષિત થતો નથી. સહુ કોઈ જ્ઞાતિ વા સંપ્રદાયના ભેદને ઉવેખીને અત્યંત ભક્તિભાવથી એ પ્રસાદ સ્વીકારે છે. સાધારણ રીતે શિવલિંગને જે કંઈ અર્પણ કરવામાં આવે છે તે કોઈના ભોગ માટે સ્વીકારવામાં આવતું નથી પણ જ્યોતિર્લિંગની બાબતમાં અપવાદ કરવામાં આવે છે અને અહીં લિંગરાજની બાબતમાં પણ અપવાદ કરવામાં આવે છે. વિશેષમાં વાત એવી પણ છે કે, ભુવનેશ્વરમાં લિંગરાજ એ હરિ અને હરનું સંયુક્ત સ્વરૂપ છે અને તેથી એના પ્રસાદનું ઘણું માહાત્મ્ય છે.

લિંગરાજ અથવા કૃત્તિવાસના ભવ્ય મંદિરમાં અનંગભીમ ત્રીજાના ત્રણ શિલાલેખ છે. એમાંનો એક શિલાલેખ ઈ. સ. ૧૨૨૪ નો છે. એવી અટકળ કરવામાં આવે છે કે, મંદિરના વિમાન અને જગમોહન બંનેનું નિર્માણ એકી વખતે જ થયું હતું અને નાટ્યમંદિર બહુ પાછળથી બાંધવામાં આવ્યું હતું. લિંગરાજનું મંદિર પુરાણકાલીન રાજા યયાતી કેસરીએ બાંધ્યું હોવાનું કહેવાય છે. શ્રી આર. ડી. બેનરજી માને છે કે, મહાભાવ ગુપ્ત જન્મેજય તે સંભવતઃ એ જ યયાતી કેસરી હતા. શ્રી બેનરજીના માનવા પ્રમાણે ભુવનેશ્વરનું પરશુરામેશ્વર મંદિર આઠમી સદીના મધ્ય ભાગમાં અને લિંગરાજનું મંદિર તે પછી બે સૈકા બાદ બાંધવામાં આવ્યું હતું.

અત્યારે લિંગરાજ, અનંત વાસુદેવ અને બીજાં કેટલાંક મંદિરોમાં વિમાન, જગમોહન, નટમંદિર અને ભોગમંડપનો સમાવેશ થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો એક પવિત્ર સ્થાન અને ત્રણ મંડપોનો એમાં સમાવેશ થાય છે.

શ્રી બેનરજી ભુવનેશ્વર મંદિરોને ત્રણ જૂથમાં વિભક્ત કરે છે. પ્રથમ જૂથ પરશુરામેશ્વર અને મુક્તેશ્વરનું બનેલું છે, બીજા જૂથમાં ભુવનેશ્વરનાં અન્ય કેટલાંક મંદિરો તથા બૌદ્ધ અને કિચિંગ ખાતેનાં મંદિરોનો સમાવેશ થાય છે; જ્યારે ત્રીજા જૂથમાં લિંગરાજ અને અનંત વાસુદેવનાં મંદિરોનો સમાવેશ થાય છે. ફરગ્યુસને ઇન્ડો–આર્યન, દ્રાવિડી અને ચૌલુક્ય એમ જે ત્રણ પ્રકારની સ્થાપત્યકલા ગણાવી છે તે નગર, દ્રવિડ અને વેસર એ ત્રણ નામે પણ ઓળખાય છે. તેમાં ઓરિસ્સા ઢબનું સ્થાપત્ય તે મૂળ નાગરી અથવા ઇન્ડો–આર્યન વર્ગનું હોવાનું વર્ણવવામાં આવે છે. શ્રી બેનરજી જણાવે છે તે પ્રમાણે ઓરિસ્સા ઢબનું મંદિર જરાયે નાગરી ઢબનું નથી. એ સાવ કલિંગ ઢબનું, તદ્દન જુદી જ સ્થાપત્ય કલાના વર્ગનું છે.

ઓરિસ્સાનાં મધ્યયુગી મંદિરોમાં પરશુરામેશ્વરનું મંદિર સહુથી જૂનામાં જૂનું છે. એના અલંકારોની ઢબ અને ત્યાં નવગ્રહ ઉપર જે લેખ છે, તે આઠમી સદીનાં હોવાનું જણાવવામાં આવે છે.

લિંગરાજ એ ૫૨૦ ફૂટ લાંબા અને ૪૬૫ ફૂટ પહોળા વિશાળ ચોગાનમાં આવેલું મોટામાં મોટું મંદિર છે. ભગવતીનું મંદિર લિંગરાજના ચોગાનના ઈશાન ખૂણામાં આવેલું છે. લિંગરાજ અથવા કૃત્તિવાસનું લિંગ આઠ ફૂટનો

વ્યાસ ધરાવતા ગ્રેનાઈટ પથ્થરનું છે. એ કોતરેલું નથી. એ લિંગ જમીનની સપાટી પરથી આઠ ઈંચ ઊંચું છે. એની આજુબાજુ કાળા કલોરાઈટ પથ્થરની પીઠિકા અથવા યોનિ આવેલી છે. પીઠિકાનો છેડો ઉત્તરાભિમુખ છે. આ મંદિર ભારતમાં એક શુદ્ધ હિંદુ મંદિરના સુંદરમાં સુંદર નમૂનારૂપ છે. રોજ શિવલિંગને જળ, દૂધ અને ભાંગથી સ્નાન કરાવવામાં આવે છે. દરરોજ સવારે પ્રાતઃપૂજાથી માંડીને તે સંધ્યાકાળ સુધીમાં શિવલિંગની બાવીસ જુદી જુદી વિધિથી પૂજા કરવામાં આવે છે.



મુકતેશ્વર મંદિર, ભુવનેશ્વર

આ મંદિરની ઇમારત ૧૮૦ ફૂટ ઊંચી છે અને

તાંજોરના મંદિર કરતાં પણ એની ભાત વધારે સુંદર છે. ઇમારતનો એકેએક ભાગ બહુ જ સરસ રીતે કોતરવામાં આવ્યો છે. ઇમારતના એકેએક પથ્થર પર કંઈક ને કંઈક ભાત કોતરવામાં આવી છે. આ મંદિરનું શિલ્પ બહુ જ ઊંચી કોટિનું અને અત્યંત સુંદર છે. આ મંદિરના વિમાન અને જગમોહન અત્યંત ઊંચી અને તોતિંગ ઇમારત છે. અત્યારે એના જેવી તોતિંગ ઇમારત ઓરિસ્સામાં બીજી એક પણ નથી, મંદિરનો ઘૂમટ બાર શાર્દૂલની મૂર્તિ પર આધારિત છે. ઘૂમટની ઉપર કળશ ગોઠવવામાં આવ્યો છે.

બિંદુસાગર આ મંદિરની ઉત્તરે આવેલું છે. મધ્યમાં જળમંદિર આવેલું છે અને વર્ષમાં એક વાર ભગવાનને અહીં સ્નાનાર્થે લાવવામાં આવે છે.

બિંદુસાગરની પૂર્વમાં અનંત વાસુદેવનું મંદિર આવેલું છે. ત્યાં કોતરવામાં આવેલા લેખો પૈકી એકમાં જણાવાયું છે કે, બંગાળના ભાવદેવ ભટ્ટે આ મંદિર સુધરાવ્યું છે. કૃષ્ણ અને બળરામને મન પણ આ પવિત્ર મંદિર હતું.

આ મંદિરની પૂર્વમાં આગળ જતાં ભદ્રેશ્વરનું મંદિર છે. એની ઈશાન દિશામાં ભગ્ન, ખંડિયેર અવસ્થામાં આવેલું ભદ્રેશ્વરનું જૂનું મંદિર છે.

રાજારાણી મંદિરની ફરગ્યુસને ઘણી પ્રશંસા કરી છે. ઓરિસ્સાની કલાનું એ એક રત્ન છે. ગોખલાઓમાં જે આકૃતિ અથવા મૂર્તિઓ છે તે બહુ જ કલાત્મક અને સુઘડ છે. રાજારાણી મંદિરની પશ્ચિમે મંદિરોના જબરદસ્ત

સમુદાય સહિત એક સિદ્ધારણ્યનું મંદિર છે. ત્યાં મહત્ત્વનાં મંદિરો છે. તેમાં મુક્તેશ્વર, કેદારેશ્વર, સિદ્ધેશ્વર અને પરશુરામેશ્વરનો સમાવેશ થાય છે.

મુક્તેશ્વરનું મંદિર નાનું છે. પણ અત્યંત રમણીય છે આ મંદિરના અગ્રભાગમાં જે તોરણો છે, તેના પરનું કોતરકામ અત્યંત આકર્ષક છે. આ મંદિરની મૂર્તિઓ અને પુષ્પોની ભાત અત્યંત મનોહર ગણાય છે. કેદારેશ્વર સિદ્ધેશ્વરનાં મંદિરો લિંગરાજના કરતાં પણ વહેલાં બંધાયાં છે.

એમ માનવામાં આવે છે કે, કપીલેંદ્રના સમયથી ભુવનેશ્વરના એકાગ્રતીર્થનું મહત્ત્વ ઘટતું રહ્યું છે. રાજાઓ ભુવનેશ્વરના કૃત્તિવાસ, જયપુરના વિમલ તથા કિચિંગના કિંચિકેશ્વરીને મૂકીને એકલા ભગવાન જગન્નાથનાં જ પ્રતિનિધિ બની રહ્યાં.

ભુવનેશ્વરનાં ભવ્ય મંદિરો કોઈ અજબ રીતે મોગલો અને બીજા મુસ્લિમ રાજાઓના વિનાશમાંથી ઊગરી ગયાં છે.

બિંદુસાગર ઉપરાંત સહસ્રલિંગ અને પાપનાશિની જેવાં સરોવરો પણ છે.

ભુવનેશ્વરની નૈઋત્ય દિશાએ લગભગ છ માઈલ પર ધૌલી નામનું એક ગામ છે. ટેકરી પર અશોકની ધર્માજ્ઞાઓ કોતરેલા ખડક છે અને મૂળ બુદ્ધના પ્રતીક તરીકે નિર્માયેલો એક પાષાણનો હસ્તી પણ છે. અશોકની ધર્માજ્ઞાઓવાળા આ શિલાલેખો બે હજાર વર્ષ કરતાંયે વધુ સમયથી સૂર્યના આકરા તાપ અને પવન તથા વર્ષાનાં તોફાન છતાં સારી રીતે સચવાઈ રહ્યા છે.

ભુવનેશ્વરથી ત્રણ માઈલ દૂર ખંડગિરિ ટેકરા છે.

તેનાં ત્રણ શિખર છે : ઉદયગિરિ, ખંડગિરિ અને નીલગિરિ. ઉદયગિરિમાં ૪૪ ગુફાઓ છે. ખંડગિરિમાં ૧૯ ગુફાઓ છે અને નીલગિરિમાં ત્રણ ગુફાઓ છે. ઉદયગિરિ પર રાણીકા નહાર અથવા રાણીનો મહેલ છે. કિંવદન્તી પ્રમાણે આ મહેલ લલાટેન્દુ કેસરીની પત્નીનો છે. આ મહેલનું કોતરકામ ઘણું સુંદર છે. સ્વર્ગપુરી ગુફા, ગણેશ ગુફા, જયવિજય ગુફા, વૈકુંઠ ગુફા, હાથી ગુફા, પવન ગુફા અને વાઘ ગુફા આ બધીયે ગુફાઓમાં પ્રાચીન કાળની મૂર્તિઓ છે અને કોતરકામ છે. ઉદયગિરિ ગુફાઓમાં ઘણું કોતરકામ બૌદ્ધોએ કરેલું છે. ખંડગિરિ પર જૈનોની ગુફાઓ છે; અર્થાત્ જૈન સાધુઓએ કોતરેલી ગુફાઓ છે.

શ્રી આર. ડી. બેનરજીના જણાવવા પ્રમાણે ઓરિસ્સામાં મંદિરો બાંધવાનો યુગ ૧૧મી સદીમાં અસ્ત પામ્યો હતો. તેઓ વિશેષમાં નોંધે છે : ' મુક્તેશ્વરના વિમાન અને જગમોહન આ બે મંદિરો બંધાયાં તે બન્ને મંદિરોના રચનાકાળ વચ્ચેના ગાળા દરમ્યાન કોતરકામની કળા તેના સર્વોચ્ચ શિખર પર હતી. તુલનાત્મક રીતે જોતાં જગમોહનના કોતરકામની કલા ધોરણની દષ્ટિએ વિમાનના કોતરકામની કલા કરતાં વિશેષ ઊંચી કોટિની છે. તે સાથે મુક્તેશ્વરના જગમોહનના કોતરકામની કલાનો સર્જક પોતાની કલામાં લિંગરાજ અથવા કૃત્તિવાસનાં વિમાન અને જગમોહનની કોતરણીની કલાના સર્જક કરતાં ક્યાંય વધારે ચડી જાય છે. અહીં કદાચ પ્રથમ જ વાર માનવ આકૃતિઓને જગમોહન મંદિરની દીવાલોની સામે સર્જક કલાકારના અલંકારાત્મક આશય તરીકે જોવામાં આવે છે. કૃત્તિવાસ

અને અનંત વાસુદેવનાં વિમાન અને શિખર અમલખ પાસે છેડા તરફ એકદમ વળાંક લે છે અને જગમોહન એ છાપરાની ગરજ સારે એવા પગથિયાંવાળા પિરામિડ સહિત એક ચોખંડા ખંડ જેવું છે.

> यस्तत्र तीर्थं विधिवत् करोति नियतेन्द्रियः।
> कुलैकविंशमुद्धृत्य शिवलोकं स गच्छति॥
> यस्मिंस्तस्मिंस्थितो विप्राः स्नात्वा बिन्दुसरोऽम्भसि।
> पश्येद्देवं विरूपाक्षं देवीं च वरदां शिवाम्॥
> गणं चण्डं कार्तिकेयं गणेशं वृषभं तथा।
> कल्पद्रुमं च सावित्रीं शिवलोकं स गच्छति॥
> एकाम्रके शिवक्षेत्रे वाराणसीसमे शुभे।
> स्नान करोति यस्तत्र मोक्षं स लभते ध्रुवम्॥

'જે કોઈ આવશ્યક વિધિઓ કરીને તથા પોતાની ઇંદ્રિયોને સંયમમાં રાખીને આ સ્થળની યાત્રા કરે છે તે પોતાની ૨૧ પેઢીઓને તારે છે, એટલે મોક્ષ અપાવે છે અને યાત્રીની ગતિ શિવના ધામમાં થાય છે. બિંદુસરસમાં કોઈ પણ યાત્રી ગમે તે દિવસે સ્નાન કરીને શિવ, પાર્વતી, ચંડ, કાર્તિકેય, ગણેશ, શિવના નંદી, કલ્પવૃક્ષ અને સાવિત્રીનાં દર્શન કરે તેની ગતિ શિવલોકમાં થાય છે. આ એકામ્ર એ શિવક્ષેત્ર છે અને કાશી જેટલું જ એ પવિત્ર છે. અહીં સ્નાન કરનાર યાત્રીને મોક્ષ અવશ્ય મળે જ છે.

—બ્રહ્મપુરાણ

*

# ૨૬ : કાશ્મીરનું અમરનાથ

दुग्धाब्धिधवलं तेन सरो दूरगिरौ कृतम् ।
अमरेश्वरयात्रायां जनैरद्यापि दृश्यते ॥

'સુશ્રાવસ નાગે દૂરગિરિમા ક્ષીરસાગર જેવું શ્વેત સરોવર રચ્યું આજે પણ અમરનાથની યાત્રાએ જનારાઓને આ સરોવરનું દર્શન થાય છે.'

—કલ્હણકૃત 'રાજતરંગિણી': ૧, ૨૬૭

'રાજતરંગિણી'નો કર્તા કવિ કલ્હણ કાશ્મીર-નરેશ જયસિંહનો સમકાલીન હતો. જયસિંહનો શાસન-કાળ ઈ. સ. ૧૧૨૯ થી ૧૧૫૦ સુધી વિસ્તર્યો હતો. 'રાજતરંગિણી'મા કાશ્મીરના રાજવીઓના જીવનની ઘટનાઓ ક્રમાનુસાર ગૂંથવામાં આવી છે. ઉપલા શ્લોકમાં કલ્હણ એ કાળમાં પણ મહિમા ધરાવતી અમરનાથની યાત્રાનો તેમ જ સુશ્રાવસ નાગે રચાવેલા સરોવરનો નિર્દેશ કરે છે.

કલ્હણે પ્રથમ તરંગમાં એ નાગની કથા વર્ણવી છે, જે આ પ્રમાણે છે:

'કાશ્મીરના રાજા વિભીષણ બીજા પછી એનો પુત્ર નર ગાદીએ આવ્યો. નરે કિન્નરગ્રામ નગર ઉપર રાજ્ય કર્યું. નરમાં બીજા ઘણા ગુણો હતા; પરંતુ નૈતિક દૃષ્ટિએ એ શિથિલ હતો. એક શ્રમણે પોતાની યોગશક્તિના બળે એની રાણીનું અપહરણ કર્યું. આથી ક્રુદ્ધ થયેલા એ રાજાએ એનું વેર લીધું. વિતસ્તા નદી પાસેના એક ઉદ્યાનમાં એક સરોવર હતું. એમાં સુશ્રાવસ નામે એક નાગ વસતો

હતો. એ નાગને રૂપરૂપના અંબાર સમી બે પુત્રી હતી. એકનું નામ ઈરાવતી અને બીજીનું નામ ચંદ્રલેખા હતું. કોઈક માંત્રિક સાધુના દુષ્ટ પ્રપંચને કારણે નાગને બૂરા દિવસો જોવાના આવ્યા હતા. વિશાખ નામના એક બ્રાહ્મણે નાગને એ અનિષ્ટ પરિસ્થિતિમાંથી મુક્ત કર્યો. આથી કૃતજ્ઞ નાગે તેની સાથે પોતાની પુત્રી ચંદ્રલેખાને પરણાવી. વિશાખ પોતાની પત્ની સાથે રાજા નરના પાટનગરમાં સુખથી દિવસો નિર્ગમન કરતો હતો. એક દિવસ કોઈક રખડતા આવી ચડેલા અશ્વે ચંદ્રલેખાના ચોગાનમાં પ્રવેશ કર્યો અને ચંદ્રલેખાએ તડકે મૂકેલું અનાજ પેલા અશ્વે ઝાપટવા માંડ્યું. ચંદ્રલેખાએ અશ્વને રોકવા માટે તેની પીઠ થાબડી. પીઠને હાથનો સ્પર્શ થતાં જ તેના પર તેની હથેલીની સુવર્ણમુદ્રા ઊપસી આવી.

રાજા નર ચંદ્રલેખા પ્રત્યે આમેય મોહિત તો થયો જ હતો ત્યાં અશ્વની પીઠ ઉપર ઊપસી આવેલી એની હથેલીની સુવર્ણમુદ્રાની વાત એના જાણવામાં આવતાં એની વાસના વકરી. એણે ચંદ્રલેખાને મેળવવાનો પ્રયાસ કર્યો, પણ તમામ પ્રયાસ નિષ્ફળ નીવડ્યા. એટલે એણે નિર્લજ્જ બનીને એના સ્વામી વિશાખને ચંદ્રલેખાને પોતાને હવાલે કરી દેવાનું જણાવ્યું. પણ એમાંયે એ ફાવ્યો નહિ. એટલે નરે વિશાખના ઘરની આસપાસ ઘેરો ઘાલ્યો. પણ વિશાખ અને ચંદ્રલેખા બંને નાસી છૂટ્યાં અને સુશ્રાવસ નાગ પાસે પહોંચી ગયાં. સઘળી વાત જાણવામાં આવતાં નાગના ક્રોધનો પાર ન રહ્યો. એણે રાજા નરનું આખું નગર જ બાળી મૂક્યું અને નરનો પણ નાશ કર્યો. નગરવિનાશમાં નિર્દોષ પ્રજાજનોની હત્યા

થતાં નાગને વિષાદ વ્યાપ્યો અને તે એ સ્થળ છોડી ગયો. એણે હરગિરિમાં એક સરોવર બંધાવ્યું. કલ્હણે જે સરોવરનો ઉલ્લેખ કર્યો છે એ અમરનાથની યાત્રાએ જવાના માર્ગ ઉપર ચંદનવાડી અને વાવજાન વચ્ચે આવેલું શેષનાગ સરોવર કહેવાય છે. નાગે પોતાની પુત્રી અને જમાઈ માટે જામાત્રી નામનું એક બીજું સરોવર પણ બંધાવ્યું હતું.

કલ્હણના ઘટનાક્રમો 'નીલમતપુરાણ', 'હરવિજય' અને અન્ય કૃતિઓ પર આધારિત છે. કલ્હણ પોતાની કથાનો આરંભ ગોનંદ પહેલાથી કરે છે. ગોનંદ એ જરાસંધનો મિત્ર અને સમકાલીન તથા કૃષ્ણનો વિરોધી હતો. ગોનંદથી આરંભેલી કથા છેક પોતાના સમય સુધી ૧૨ મી સદીના મધ્યકાળ સુધી વિસ્તરે છે. જોનરાજ, શ્રીવર અને પ્રાજયભટ્ટ ઘટનાક્રમને સોળમી સદીના અંત સુધી અકબરે કાશ્મીર પર કબજો જમાવ્યો હતો ત્યાં સુધી લઈ આવે છે.

ગોનંદ પહેલાનો પુત્ર દામોદર યાદવોને હાથે હણાયો હતો. એની પત્ની યશોમતી એ વેળા સગર્ભા હતી; છતાં કૃષ્ણે કાશ્મીરની ગાદી પર એને આરૂઢ કરી હતી. કાશ્મીર રાજ્યને ખાલસા કરવાની દરખાસ્તનો કૃષ્ણે અસ્વીકાર કર્યો હતો. કૃષ્ણે કહ્યું હતું:

काश्मीरा पार्वती तत्र राजा ज्ञेयः शिवांशकः ।

'કાશ્મીરની ભૂમિ સાક્ષાત્ પાર્વતી છે અને એ દેશનો શાસક શિવના અંશરૂપ છે.'

–કલ્હણની 'રાજતરંગિણી': ૧–૬૨

કથા એવી છે કે પ્રાચીન કાળમાં કાશ્મીરની ખીણના પ્રદેશમાં શિવપત્ની પાર્વતી પરથી 'સતી સરસ્' નામે

ઓળખાતું સરોવર હતું. હિમાલય પ્રદેશમાં આવેલા આ 'સતી સરસ'માં સરોવરવાસી રાક્ષસો રહેતા હતા અને તેઓ આજુબાજુમાં વસતા મનુષ્યોનો નાશ કરતા હતા. બ્રહ્માના પૌત્ર કશ્યપ મુનિએ આ રાક્ષસોને અને તેના સરદાર જલોદ્ભવને મારી નાખ્યા. એ પછી કશ્યપ મુનિએ આ સરોવરની ભૂમિને અત્યારે ઓળખાય છે તે 'કાશ્મીર મંડળ'માં ફેરવી નાખી (કલ્હણ ૧,૨૫ થી ૨૭). આ ભૂમિમાં ચક્રભૃત વિષ્ણુ અને વિજયેશ શિવનાં મંદિરો છે. જેને તીર્થ ન કહેવાય એવી એક તસુ જેટલી પણ ભૂમિ ત્યાં નથી. ('રાજતરંગિણી' ૧–૨૮). કાશ્મીર વિદ્યા, ભવ્ય ઇમારતો, કેસર, શીતળ જળ અને દ્રાક્ષને માટે પ્રસિદ્ધ છે ('રાજતરંગિણી' ૧ થી ૪૨).

શ્રીનગરથી ઈશાન દિશામાં લગભગ ૯૬ માઈલના અંતરે અને સાગરની સપાટીથી લગભગ ૧૩,૦૦૦ ફૂટ ઊંચે અમરનાથની પ્રસિદ્ધ ગુફા આવેલી છે. આ ગુફામાં કુદરતી રીતે જે જલબિંદુઓ ઝરે છે તેથી લિંગાકારે નિર્માણ થયેલી મૂર્તિસ્વરૂપે ભગવાન શિવ બિરાજે છે અને યાત્રીઓ આ શિવની ભક્તિ કરે છે. કેટલાક લોકો માને છે કે, આ અમરેશ્વર નામનું બાર જ્યોતિર્લિંગમાંનું એક જ્યોતિર્લિંગ છે. આ ગુફાની આસપાસ જે પહાડો આવેલા છે તે પાંચ હજાર ફૂટ ઊંચા છે. પહાડો પરનાં કેટલાંક શિખરો ઉનાળામાં પણ હિમાચ્છાદિત રહે છે. અમરનાથની આ પવિત્ર ગુફા મનુષ્યરચિત મંદિર નથી કે કોઈએ કૃત્રિમ રીતે કોતરી કાઢેલી ગુફા પણ નથી. એ કુદરતે સર્જેલી દ્વાર-વિહોણી ખુલ્લી ગુફા છે.

અમરનાથની યાત્રા બહુ કલ્યાણકારી, પવિત્ર અને

મોક્ષદાયી ગણાય છે. ભારતભરમાંથી યાત્રીઓ જેટલા ઉત્સાહથી કાશીવિશ્વેશ્વર, બદરીવિશાલ, કેદારનાથ અને યાત્રાનાં બીજાં સ્થળોએ જાય છે તેટલા જ ઉત્સાહથી તેઓ આ સ્થળે પણ આવે છે. આ સ્થળની યાત્રામાં પારાવાર વિટંબણાઓ છે અને આ પવિત્ર સ્થળે કેટલાએ ઋષિમુનિઓ અને સંતોનો નિવાસ હોવાનું મનાય છે.

દર શુક્લ પક્ષમાં પ્રતિપદાથી હિમ કંકરો શિવલિંગનો આકાર ધારણ કરવા માંડે છે અને દર ચાંદ્રમાસની પૂર્ણિમાએ ગુફામાં ઝરતાં જળબિંદુ વડે હિમનું એક સંપૂર્ણ લિંગ રચાય છે. દર મહિનાના કૃષ્ણ પક્ષના પડવાથી આ બરફનું લિંગ ઉત્તરોત્તર નાનું ને નાનું થતું જાય છે અને અમાવાસ્યાને દિવસે લિંગ સંપૂર્ણપણે અદૃશ્ય થઈ જાય છે.

ભગવાન શિવ આ ગુફામાં સહુ પ્રથમ શ્રાવણની પૂર્ણિમાને દિવસે પ્રગટ થયા હતા અને તેથી આ દિવસે અમરનાથની યાત્રાએ જવાનો ખાસ મહિમા છે. અમરનાથની યાત્રા માટે પણ આ સમય સૌથી વધુ અનુકૂળ છે.

દર વર્ષે શ્રાવણ માસના શુક્લ પક્ષની પંચમીમાં શ્રીનગરથી યાત્રીઓનો એક મોટો સંઘ નીકળે છે. આ સંઘ પદયાત્રા કરે છે અને તેની આગેવાની કાશ્મીરમાંના સરદારપીઠના પૂજ્યપાદ શંકરાચાર્ય લે છે. આ સંઘની સાથે રૂપાની એક છડી રાખવામાં આવે છે અને તે સાથે શિવનો ધ્વજ પણ હોય છે. આ દિવસે શ્રીનગરમાં ભારતના દૂરદૂરને સ્થળેથી સાધુઓ, નાગલોકો, મહંતો, સંતો, સંન્યાસીઓ અને તમામ પ્રકારના ગૃહસ્થીઓ તથા અન્ય લોકો શ્રદ્ધાથી એકત્ર થાય છે. અમરનાથ જવા ઊપડતા આ સંઘને રાજ્ય તરફથી તમામ પ્રકારની સગવડ આપવામાં આવે છે અને

કાશ્મીર સરકારનું ધર્માર્થ ખાતું તેની સારસંભાળ રાખે છે. આ ધર્માર્થ ખાતાના સ્ટાફના સભ્યો, પોલીસ, વસ્ત્રો, તંબૂઓ, ફરતાં ઔષધાલયો વગેરે સહિત યાત્રાળુઓના સંઘોનો સાથ કરે છે અને રાજ્ય સરકાર યાત્રીઓની સગવડ અર્થે વ્યવસ્થા કરવા માટે લગભગ ત્રીસ હજાર રૂપિયા ખરચે છે.

આ સંઘ શ્રીનગરથી નીકળે છે અને અગ્નિ દિશામાં લગભગ નવ માઈલને અંતરે આવેલા અને કેસરનાં ખેતરો માટે વિખ્યાત પામ્પુર ખાતે યાત્રાને પહેલે દિવસે પહોંચી જાય છે. એ પછી બીજો મુકામ અગ્નિ દિશામાં વધુ નવ માઈલને અંતરે અવંતીપુરમાં કરવામાં આવે છે. ત્રીજો મુકામ બ્રિજવિહાર આગળ કરવામાં આવે છે. અહીંથી યાત્રીઓ અનંતનાગ તથા ગૌતમનાગ ઝરણા આગળ થઈને આગળ વધે છે. અનંતનાગ ૫૩૦૦ ફૂટની ઊંચાઈએ છે, અને મત્તન અથવા માર્તંડ ખાતે આવી પહોંચે છે. અહીં યાત્રીઓ સૂર્યદેવની પૂજા કરે છે અને શ્રાદ્ધ કરે છે. અમરનાથના પંડાઓ મત્તન ખાતે રહે છે. અહીં યાત્રીઓનું સ્વાગત કરવામાં આવે છે અને તેમને તમામ જરૂરી સગવડ આપવામાં આવે છે. માર્તંડ વિખ્યાત સૂર્યક્ષેત્ર છે. અનન્તનાથની લગભગ પાંચ માઈલ પર ઉન્નત પ્રદેશ પર આવેલા મેદાનમાં માર્તંડ મંદિરનાં ખંડિયેર આવેલાં છે. અહીંનું દૃશ્ય બહુ જ રમણીય છે. કાશ્મીરની 'શિલ્પ-સમૃદ્ધિના સિંહ'રૂપે એને ઓળખવામાં આવે છે. મંદિરની આસપાસ મોટી વાડી છે અને મધ્યમાં ૮૪ સ્તંભોથી વીંટળાયેલું ગર્ભ મંદિર છે. આ મંદિરની શિલ્પસમૃદ્ધિ અપ્રતિમ છે. આ મંદિર આઠમી સદીના મધ્યકાળમાં

કાશ્મીરના રાજા લલિતાદિત્યે બંધાવ્યું હતું.

મત્તન અથવા માર્તંડથી યાત્રાળુઓના સંઘો ઐષ્મુકમ ખાતે આવે છે. આ સ્થળે મુસ્લિમોની એક મસ્જિદ છે. અહીંથી અઢી માઈલ દૂર ગણેશપુરમાં માર્તંડ નહેરનું વડું મથક આવેલું છે. ઉત્તરમાં ત્રણ માઈલ આગળ જતાં બાતકુટ આવેલું છે. અમરનાથમાં યાત્રીઓ તરફથી કરવામાં આવતા દાનનો ત્રીજો ભાગ બાતકુટ ગામના મુસલમાનોને ફાળે જાય છે. એ પછી યાત્રીઓનો સંઘ શ્રીનગરથી લગભગ ઓગણસાઠ માઈલ પર આવેલા પહેલગામ (૭૨૦૦ ફૂટ) ખાતે જાય છે. અહીં લિધર અને શેષનાગ એ બે નદીઓનો સંગમ થાય છે અને ત્યાં યાત્રીઓ સ્નાન કરે છે. શ્રાવણ માસના શુક્લ પક્ષની દશમે પહેલગામ પહોંચાય છે અને સુદ બારશે સમસ્ત યાત્રીગણ આ સ્થળેથી આગળ વધે છે.

પહેલગામથી યાત્રીઓ આગળ ઉપર જવા માટે ડોળી ભાડે મેળવી શકે છે. શ્રાવણમાં નીકળેલા સંઘને ઘણી સગવડો સરળતાથી પ્રાપ્ત થઈ શકે છે. બીજા સમયે યાત્રાએ નીકળનારને આ બધી સગવડો મેળવવા જાતે જ પ્રબંધ કરવો પડે છે.

પહેલગામથી અમરનાથ જતાં રસ્તામાં ચાર મુકામ આવે છે. ચંદનવાડી, વાવજાન, પંચતારણી અને અમરનાથની ગુફા. પહેલગામથી લગભગ સાડાઆઠ માઈલ દૂર ચંદનવાડી ૯૫૦૦ ફૂટ ઊંચે આવેલું છે. એ અસ્થાન માર્ગ પ્રવાહથી ચાર માઈલ દૂર છે. અહીંથી અસ્થાન માર્ગ પ્રવાહ અને શેષનાગનો સંગમ જોઈ શકાય છે. દોઢ માઈલ આગળ વધો એટલે પિશુઘાટીનું ચડાણ આવે છે. અહીં જંગલ

પૂરું થાય છે. પિશુઘાટી નામ પાછળ થોડો ઇતિહાસ છે. અહીં દેવોએ દાનવોને કચડી નાખ્યા હોવાનું તથા ત્યાંની ટેકરી દાનવોનો અસ્થિરાશિ હોવાનું ધારવામાં આવે છે. અહીંથી યાત્રીઓ ઝાંઝીપાલ થઈને ૧૧,૭૩૦ ફૂટ ઊંચે આવેલા શેષનાગ સરોવર આગળ આવે છે. આ સરોવર રસ્તાની સપાટીથી પાંચસો ફૂટ નીચે અને કોહેનહોર નામના હિમ પ્રવાહ( ૧૭,૦૦૦ ફૂટ )ના ઉત્સંગમાં આવેલું છે. આ હિમ પ્રવાહોનો બરફ ઓગળતાં જે જળરાશિ વહે છે તેમાંથી આ સરોવરને પોષણ મળે છે. શેષનાગ નદી આ સરોવરમાંથી નાના નાના સુંદર ધોધરૂપે વહે છે. મનાય છે કે આ સરોવર પાતાળ જેટલું ઊંડું છે અને ત્યાં શેષનાગનો વાસ છે.

અહીંથી યાત્રીઓ વાવજાન ( ૧૨,૩૦૦ ફૂટ ) આવી પહોંચે છે. અહીં તેમને હિમસેતુ ઓળંગવો પડે છે. અહીં સીધું ચડાણ શરૂ થાય છે. ૧૪,૦૦૦ ફૂટ પરના મહાગુનુસ ઘાટ પછી આકરું ઉતરાણ આવે છે, તે છેક પંચતારણી ( ૧૨,૦૧૫ ફૂટ ) સુધી યાત્રીઓને બરફ પર ચાલવું પડે છે.

પંચતારણી અમરનાથથી ચાર માઈલ દૂર છે. યાત્રીઓ વધારાનો સામાન અહીં રાખીને જ આગળ વધે છે.

શ્રાવણી પૂર્ણિમાએ યાત્રીઓ ૧૨,૯૨૯ ફૂટની ઊંચાઈએ આવેલી અમરનાથની ગુફામાં પહોંચે છે. ગુફા ૧૫૦ ફૂટ ઊંચી અને ૯૦ ફૂટ પહોળી છે. તેની દીવાલો ' જીપ્સમ 'ની બનેલી હોય એવું લાગે છે. થોડાક વિસ્તારને બાદ કરતાં ગુફાનું છાપરું દ્રવતું જ રહે છે. ગુફાની ઓતરાદી દીવાલમાં બે છિદ્રો છે. એમાંથી પાણી ટપકે છે અને જેવું

ટપકે છે કે તુરત તેનો બરફ બની જાય છે. એમાંનું એક છિદ્ર વધારે મોટું છે અને તેની તળે એક મોટું હિમલિંગ રચાય છે. ભગવાન અમરનાથની જે વિખ્યાત હિમમૂર્તિ કહેવાય છે, તે આ હિમલિંગ છે.

લિંગની ડાબી બાજુએ બરફની એક બીજી મૂર્તિ છે અને તે ગણેશ કહેવાય છે. ગુફા દક્ષિણાભિમુખ છે. સૂર્યનાં કિરણો સીધાં અમરનાથની મૂર્તિ પર પડતાં નથી અને તેથી કદાચ ઉનાળામાં બરફની મૂર્તિ પીગળતી નથી. કથા એવી છે કે બરફની મૂર્તિ પ્રત્યેક ચાંદ્રમાસમાં શુક્લ પક્ષમાં નિર્માણ થાય છે અને તે કૃષ્ણ પક્ષમાં ઓગળી જાય છે. આ વસ્તુ અબુલફઝલના 'આઇન-ઇ-અકબરી'ના બીજા પુસ્તકમા ૩૬૦મા પૃષ્ઠ ઉપર નોધવામાં આવી છે જે આ પ્રમાણે છે: 'મહા તિબેટ અને ઉપર નિર્દિષ્ટ પરગણા વચ્ચે એક ગુફા છે, જેમા અમરનાથની મૂર્તિ છે. એને મહાન પવિત્ર મંદિર ગણવામા આવે છે. જ્યારે શુક્લ પક્ષની પ્રતિપદાએ નવચંદ્રનો ઉદય થાય છે ત્યારે એની કિરણાવલીમાથી ગુફામા બરફનો એક બુદ્બુદ રચાય છે. અને પંદર દિવસ સુધી દરરોજ એ બુદબુદ વૃદ્ધિ પામતો જાય છે. એ મોટો થતાં થતા બે વારથી પણ વધુ ઊંચો થાય છે. કૃષ્ણ પક્ષમા ચંદ્રની કલા ઘટતી જાય છે, તેમ તેમ એ મૂર્તિનું કદ ક્ષીણ થતું જાય છે. અમાવાસ્યાની રાતે ચંદ્ર પૂર્ણપણે વિલીન થઈ જાય છે ત્યારે એ મૂર્તિ પણ વિલીન થઈ જાય છે. લોકમાન્યતા પ્રમાણે એ મહાદેવની મૂર્તિ છે અને એ મૂર્તિને પોતાની કામના પરિપૂર્ણ કરનારી સમજે છે. ગુફા નજીક અમરાવતી નામની એક ટેકરી છે. એની માટી શ્વેત છે. લોકો એ ભસ્મને શુકન-

વંતી ગણે છે અને તેનો પોતાના અંગ ઉપર લેપ કરે છે. આ પહાડી પ્રદેશનું હિમ ક્યાંય પણ ઓગળતું નથી. યાત્રીઓ અત્યંત ઠંડી વેઠીને તથા એક જ હાર આગળ વધી શકે એવી કેડી અને ખાડાટેકરાવાળો રસ્તો હોવા છતાં મહા પરિશ્રમે તેઓ એના પર થઈને આગળ વધે છે. નીલમતપુરાણમાં ૧૫૩૫મા શ્લોકમાં અમરનાથનો નિર્દેશ છે અને કલ્હણ પોતાની 'રાજતરંગિણી'( ૧,૨૬૭ )માં અમરેશ્વરની યાત્રાનો ઉલ્લેખ કરે છે, તે આ જ અમરનાથની યાત્રા હોય એમ લાગે છે.

અમરનાથની ગુફાની અંદર મૂર્તિની ડાબી બાજુએ એક નાનકડી ગુફા છે. એમાંથી ચાકના જેવો સફેદ પદાર્થ ખોદી કાઢવામાં આવે છે. બાતકુટ ગામના મુસલમાનો એ ચાક જેવો પદાર્થ અમરનાથની વિભૂતિ તરીકે યાત્રીઓને વહેંચે છે. એ પદાર્થમાં કૅલશ્યમ ક્લોરાઈડ અને કૅલશ્યમ સલ્ફેટ હોવાનું જણાયું છે. ગુફાની જમણી બાજુએ એક નાનકડો પ્રવાહ વહે છે તે અમરગંગા અથવા અમરાવતી નામે ઓળખાય છે. એમાં યાત્રીઓ સ્નાન કરે છે. આ પ્રવાહના તળમાં પુષ્કળ પ્રમાણમાં શ્વેત પદાર્થ છે. યાત્રીઓ તેને પોતાના અંગ ઉપર લગાવે છે. અને એને અમર વિભૂતિ તરીકે ઓળખે છે. કથા એવી છે કે ભગવાન શિવે દેવતાઓને આ સ્થળે અમૃત આપીને અમર બનાવ્યા હતા. શંકરે આ સ્થળે પોતાના મસ્તક પર ચંદ્રની બીજલેખા ધારણ કરી હતી જે શિવના મસ્તક ઉપર આભૂષણરૂપે શોભે છે. દેવોની વિજ્ઞપ્તિથી શંકર અહીં હિમલિંગસ્વરૂપે રહ્યા અને તેમણે દેવોને અમરત્વ બક્ષ્યું તેથી તેઓ અહીં અમરનાથ તરીકે પ્રસિદ્ધ છે.

અહીં કબૂતરો જોવામાં આવે છે અને યાત્રીઓની માન્યતા પ્રમાણે જે શિવ અને પાર્વતી છે. બાતકુટ ગામના મુસલમાનોનો આ ગામમાં હકદાવો છે અને અમરનાથની મૂર્તિ આગળ જે દાનભેટ મુકાય છે તેનો ત્રીજો ભાગ તેમને મળે છે. કારણ એમ કહેવાય છે કે તેમણે વર્ષો સુધી અમરનાથનો આ દુર્ગમ માર્ગ સાફ કર્યે રાખ્યો હતો. દર વર્ષે જે સંઘ શ્રીનગરથી અહીં આવે છે તેમને આને કારણે એટલે કે મુસલમાનોના વર્ષોના પરિશ્રમને કારણે અહીં આવવાની સગવડ થઈ છે.

કાશ્મીરની પ્રતિવર્ષ યોજાતી અમરનાથયાત્રા પરથી કાશ્મીરની પ્રજાની શંકર પ્રત્યેની આસ્થા પ્રકટ થાય છે. કાશ્મીરમાં શિવભક્તિની પ્રણાલી ઘણી પ્રાચીન છે. કાશ્મીર શૈવસંપ્રદાય એ 'ત્રિકમત' તરીકે ઓળખાય છે. એનો ઉદ્ભવ આઠમી સદીમાં થયો હતો. આ 'ત્રિકમત'નું સાહિત્ય ત્રણ ભાગમાં વિભક્ત થયું છે: (૧) આગમ શાસ્ત્ર, (૨) સ્પન્દ શાસ્ત્ર અને (૩) પ્રત્યભિજ્ઞ શાસ્ત્ર. આગમશાસ્ત્ર અધિમાનવની સરજત છે. મોટા ભાગના આગમોમાં દ્વૈતવાદના સિદ્ધાંતનો બોધ કરવામાં આવે છે. એકેશ્વરવાદનું દર્શન શિવસૂત્રોમાં થાય છે. એ દર્શન શિવે પોતે શ્રીકંઠ સ્વરૂપે વસુગુપ્તને કરાવ્યું હતું. આ સૂત્રો પર 'વૃત્તિ' રચાઈ છે: ભાસ્કરકૃત વાર્તિક અને ક્ષેમરાજકૃત 'વિમર્શિની.'

વસુગુપ્તના શિષ્ય કલ્લટે નવમી સદીના ઉત્તરાર્ધમાં સ્પંદકારિકાઓ અને તેની વૃત્તિઓ રચી હતી. વસુગુપ્તના અન્ય શિષ્ય સોમનંદે 'શિવદૃષ્ટિ'ની રચના કરી છે. સોમનંદના શિષ્ય ઉત્પલે ઈશ્વર પ્રત્યભિજ્ઞાકારિકાઓ રચી હતી અને તેના પ્રશિષ્ય વિખ્યાત અભિનવગુપ્તે સંખ્યાબંધ

ગ્રંથો રચ્યા છે, જેમાં 'પરત્રિંશિકા', 'તંત્રાલોક' અને 'તંત્રસાર'નો સમાવેશ થાય છે. અભિનવગુપ્ત અગિયારમી સદીમાં થઈ ગયો અને કાશ્મીર શૈવસંપ્રદાય તથા પ્રત્યભિજ્ઞ દર્શનને લગતી તમામ બાબતોમાં એનું દર્શન, ચિંતન તથા કથન સૌથી વિશેષ પ્રમાણભૂત ગણાતું. એના શિષ્ય ક્ષેમરાજ અને પ્રશિષ્ય યોગરાજે આ પરંપરા જાળવી રાખી હતી. માધવે પોતાના 'સર્વદર્શનસંગ્રહ'માં આ દર્શનનો સાર આપ્યો છે.

આ દર્શનમાં શિવને પરમતત્ત્વ ગણવામાં આવે છે. કુલ ૩૬ તત્ત્વો છે. શિવ જે શક્તિ દ્વારા આ વિશ્વમાં પોતાની જાતને આવિષ્કૃત કરે છે તે એનાથી ભિન્ન નથી; અર્થાત્ શિવ અને શક્તિ બંને અભિન્ન છે. આ ચિદ્-શક્તિનો જ્યારે ઉન્મેષ થાય છે ત્યારે વિશ્વનો વિકાસ થાય છે. જ્યારે એનો નિમેષ થાય છે ત્યારે આ વિશ્વનો વિલય થાય છે. જે વસ્તુ શાંકરવેદાંત વિવર્તવાદ દ્વારા સમજાવે છે, તે વસ્તુનો ખુલાસો આ પ્રત્યભિજ્ઞ દર્શન આભાસવાદ દ્વારા કરે છે. વૈયક્તિક આત્મા અંગેનો શક્તિવાદ એ ભગવાન શિવની કૃપા છે જે મોક્ષદાયી છે. આ મોક્ષ તે બીજું કંઈ નથી પણ વ્યક્તિનો આત્મા શિવથી ભિન્ન નથી એ પ્રત્યભિજ્ઞ અથવા સ્વીકૃતિ છે.

અમરનાથનું વર્ણન અહીં જગદ્ધર ભટ્ટના એક શ્લોક-થી સમાપ્ત કરીએ:

ओमिति स्फुरदुरस्यनाहतं गर्भगुम्फितसमस्तवाङ्मयम् ।
दन्ध्वनीति हृदि यत्परं पदं तत्सदक्षरमुपास्महे महः ॥

–કુસુમાંજલિ ૧-૬

*

## ૨૭ : નદીઆ અથવા નવદ્વીપ

युगायितं निमेषेण चक्षुषा प्रावृषायितम् ।
शून्यायितं जगत् सर्वं गोविन्दविरहेण मे ॥

'ગોવિંદના વિરહ દરમ્યાન પ્રત્યેક પળ મને યુગ જેટલી લાંબી લાગે છે. વર્ષાઋતુ મારાં નેત્રોમાં પ્રવેશી છે અને સમગ્ર વિશ્વ મને શૂન્ય ભાસે છે.' —શ્રી ચૈતન્ય મહાપ્રભુનું શિક્ષાષ્ટક

**નદીઆ** અથવા નવદ્વીપ બંગાળના નદીઆ જિલ્લાનું એક નાનકડું નગર છે. તે ઉત્તરે ૨૫°-૨૪' પર અને પૂર્વે ૮૮°-૬૩' પર ભાગીરથી અથવા ગંગાના પશ્ચિમ કાંઠા પર આવેલું છે. નદીઆ જિલ્લાની એ પ્રાચીન રાજધાની હતી. એ ગંગાના તટપ્રદેશ પર આવેલું છે અને નવદ્વીપ નામે ઓળખાય છે. અર્વાચીન નદીઆનગર નજીક, બંગાળના પ્રાચીન પાલ રાજાઓના નિવાસસ્થાનરૂપ પ્રાસાદો અને ઇમારતોનાં ખંડિયેર આવેલાં છે. બંગાળના સેન રાજાઓએ પોતાનું પાટનગર ગૌર ખાતેથી ફેરવીને નદીઆમાં રાખ્યું. આ સ્થળ ભાગીરથીના પવિત્ર તટ ઉપર આવેલું હોવાથી ગૌડાના મહારાજા લક્ષ્મણ સેને એ સ્થળ પર મુગ્ધ થઈ ત્યાં પોતાનો મહેલ બંધાવ્યો હતો. એનાં ખંડિયેર હજી પણ ત્યાં મોજૂદ છે. મહારાજા લક્ષ્મણ સેને પોતાના વિખ્યાત પિતા બલ્લાલ સેનની સ્મૃતિમાં બલ્લાલ ડીઘી નામનું એક સરોવર બંધાવ્યું હતું.

બલ્લાલ સેને ધર્મશાસ્ત્ર ઉપર કેટલાક ગ્રંથો રચ્યા છે, જેમાં આચારસાગર, પ્રતિષ્ઠાસાગર, દાનસાગર અને અદ્ભુત-

સાગરનો સમાવેશ થાય છે. એમનો છેલ્લો ગ્રંથ અપૂર્ણ રહ્યો હતો, જે એમના પુત્ર લક્ષ્મણ સેને પૂરો કર્યો હતો.

આ રાજા લક્ષ્મણ સેનનો દરબાર ઘણાં નરરત્નોથી શોભતો હતો, જેમાં ખાસ કરીને 'બ્રાહ્મણસર્વસ્વ'ના કર્તા વિખ્યાત ન્યાયશાસ્ત્રી હલાયુદ્ધ, 'ગીતગોવિંદ'ના પ્રસિદ્ધ કર્તા બિરભૂમના કવિ જયદેવ, 'પવનદૂત'ના સર્જક ધોયી, કવિ ઉમાપતિ તથા બીજી ઘણી વિભૂતિઓનો સમાવેશ થતો હતો.

છેલ્લા નૃપતિ લક્ષ્મણીયને મુસ્લિમોએ બળજબરીથી વિક્રમપુર છોડાવ્યું અર્થાત્ તેમને ત્યાંથી ચાલ્યા જવું પડેલું અને ઈ. સ. ૧૧૯૮થી બંગાળ મુસ્લિમોના હાથમાં ગયું. ઈ. સ. ૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધ પછી બંગાળ પર અંગ્રેજોનું શાસન પ્રવર્ત્યું ત્યાં સુધી એ મુસ્લિમોના હાથમાં રહ્યું; પરંતુ મુસ્લિમ શાસનકાળ દરમ્યાન નદીઆ વિદ્યાનું એક મોટું ધામ બની રહ્યું. એટલે સુધી કે નદીઆમાં સંસ્કૃત વિદ્યાપીઠ પણ હતી. બંગાળમાં બૌદ્ધ ધર્મની અસર લુપ્ત થઈ તે પછી બંગાળમાં તેમ જ પૂર્વમાં, નદીઆ તર્કશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને પ્રાચીન સ્વરૂપની તમામ પ્રકારની વિદ્યાઓના અધ્યયન માટે એક જબરદસ્ત વિશ્વવિદ્યાલય બની રહ્યું હતું.

બિહારમાં આઠમી સદીમાં ધર્મપાલે વિક્રમશિલા નામે વિખ્યાત બૌદ્ધ વિદ્યાપીઠ સ્થાપી હતી અને કહેવાય છે તે પ્રમાણે ઈ. સ. ૧૨૦૩ માં બખ્તિયાર ખિલજીએ તેનો નાશ કર્યો હતો. બિહારમાં મિથિલાની એક બીજી પ્રખ્યાત વિદ્યાપીઠ હતી. ચૌદમી સદી સુધીમાં નદીઆની વિદ્યાપીઠનો એવો અપાટાબંધ વિકાસ થયો

કે, ભારતભરમાંથી ખાસ કરીને નવ્ય ન્યાયના વિષયની શિક્ષા અર્થે વિદ્યાર્થીઓ આકર્ષાવા માંડ્યા અને મિથિલાની વિદ્યાપીઠ જે નદીઆના પંડિતો માટે પ્રેરણાની ગંગોત્રી-રૂપ હતી તેના કરતાં પણ એનું મહત્ત્વ વધી ગયું. મિથિલાનું વિશ્વવિદ્યાલય ગંગેશ, વર્ધમાન અને પક્ષધર જેવા અગ્રણી તર્કશાસ્ત્રીઓથી સમૃદ્ધ બની રહ્યું. બારમી સદીમાં મિથિલાના ગંગેશે તત્ત્વચિંતામણિ ગ્રંથ રચ્યો, જે આધુનિક હિંદુ તર્કશાસ્ત્રસરણીનો પહેલવહેલો અર્થાત્ આદિ ગ્રંથ ગણાય છે. આ તત્ત્વચિંતામણિ ગ્રંથ એટલો બધો લોકપ્રિય નીવડ્યો કે ત્રણસો પૃષ્ઠના આ ગ્રંથ પર ડૉ. વિદ્યાભૂષણના જણાવવા પ્રમાણે દશ લાખ પૃષ્ઠો ભરીને ટીકાઓ અને ઉપટીકાઓ રચાઈ છે. નદીઆના વસુદેવ સર્વભૌમા (ઈસુની પંદરમી સદી) મિથિલા ગયા અને ત્યાં તેમણે તે સમયના અગ્રણી તર્કશાસ્ત્રી પક્ષધરની પાસે તર્કશાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું. એમની મહાવિદ્વત્તાને કારણે એમને સર્વભૌમાનો ખિતાબ મળ્યો. એમણે તત્ત્વચિંતામણિ અને કુસુમાંજલી બંને કંઠસ્થ કરી નાખ્યાં અને છાનામાના બનારસ જઈ ત્યાં વેદાંતનું જ્ઞાન મેળવ્યું. નદીઆમાં આવીને ત્યાં એમણે પહેલવહેલું તર્કશાસ્ત્રનું મહામોટું વિદ્યાધામ સ્થાપ્યું. અહીં દેશભરમાંથી અનેક વિદ્યાર્થીઓ આવ્યા. એમના વિદ્યાર્થીઓ પૈકી કેટલાક અસાધારણ તેજસ્વી નીવડ્યા. રઘુનાથ શિરોમણિ નામનો એક વિદ્યાર્થી નવ્ય ન્યાયનો સહુથી મોટામાં મોટો પ્રમાણશાસ્ત્રી નીવડ્યો. એક શિષ્ય શ્રી ચૈતન્યે બંગાળમાં વૈષ્ણવ ધર્મની સ્થાપના કરી. એક બીજા શિષ્ય રઘુનંદને વિખ્યાત ન્યાયશાસ્ત્રી તરીકે નામ કાઢ્યું.

રઘુનાથનો જન્મ નદીઆમાં ગરીબ માબાપને પેટે થયો હતો. એક વાર માએ એને કહ્યું: 'બેટા ઘરમાં દેવતા નથી. જરા લઈ આવ તો.' રઘુનાથની ઉંમર ત્યારે પાંચ વર્ષની હતી. માએ કહ્યું એટલે રઘુનાથ તો ઊપડયો. ઊપડયા તો ખરા, પણ કશું સાધન—અગ્નિપાત્ર લીધા વિના ઊપડયા. એના હાથમાં કોઈકે એને સળગતો અંગારો આપ્યો, પણ રઘુનાથ ચતુર નીકળ્યો. એણે તરત હાથમાં મુઠ્ઠી ભરીને રેતી લીધી અને રેતી પર અંગારો મૂકી દીધો. આ વસ્તુ વસુદેવના જોવામાં આવી. એની આ હોશિયારી જોઈને એ ખુશ થઈ ગયા અને એને પોતાની પાંખમાં લીધો. આ રઘુનાથે નદીઆમાં વસુદેવની પાસે ખૂબ ખંતથી અભ્યાસ કર્યો અને પછી પક્ષધર જેવા પીઢ પંડિત પાસે પોતાનું શિક્ષણ પૂરું કરવા મિથિલા ગયો. કથા એવી છે કે આ ચતુર વિદ્યાર્થીને એક વાર પોતાના ગુરુ પક્ષધર સાથે વાદમાં ઝઘડો થયો. વાદ દરમ્યાન ગુરુએ એનું ભારે અપમાન કર્યું. અપમાનની ઝાળથી સળગી ઊઠેલા આ વિદ્યાર્થીને રાતે ખુલ્લી તલવારે ગુરુ પર વેર લેવાની વૃત્તિ થઈ આવી. એ ગુરુના ઘરમાં પ્રવેશ્યો ત્યારે ગુરુ, પત્ની સાથે શીતળ ચંદ્રિકામાં આનંદગોષ્ઠિ કરતા બેઠા હતા. ગુરુ પર વેર લેવાનું ઘાતકી કૃત્ય કરતાં પહેલાં એને ગુરુ અને ગુરુપત્ની શી ગોષ્ઠિ કરી રહ્યાં છે તે સાંભળવાની વૃત્તિ થઈ આવી. એણે કાન માંડયા તો ગુરુ પોતાને રઘુનાથ સાથે જે વાદ થયો, વાદમાં ઝઘડો થયો અને તે દરમ્યાન તેમણે તેની જે માનહાનિ કરી હતી તે સઘળી વાત વિગતે પત્નીને કરતા હતા અને તે દરમ્યાન પોતાના એ વિદ્યાર્થીની મુક્તકંઠે પ્રશંસા પણ કરી રહ્યા

હતા. એ સાંભળીને રઘુનાથના આશ્ચર્યનો પાર ન રહ્યો. શરમથી રઘુનાથનું મસ્તક ઝૂકી પડ્યું. એના હાથમાંથી ખણખણાટ સાથે તરવાર નીચે પડી ગઈ. સીધો પોતે ગુરુની પાસે પહોંચી ગયો, એમને ચરણે પડ્યો ને એમની ક્ષમા માગી. કૃપાવંત ગુરુએ એને ક્ષમા આપી અને બીજે જ દિવસે એમણે ભરસભામાં જાહેર કર્યું કે: 'રઘુનાથ વિદ્યામાં મારા કરતાં સવાયો છે.' એ પછી રઘુનાથ નદીઆ આવ્યો અને ત્યાં ગુરુ વસુદેવે સ્થાપેલા તર્કશાસ્ત્રના વિદ્યાધામનો વિકાસ કર્યો. રઘુનાથે એક નેત્ર ખોયુ હતું. એ એકાક્ષ હતો. એના સમયમાં નદીઆને વિશ્વવિદ્યાલયની મહત્તા પ્રાપ્ત થઈ. ઈ. સ. ૧૫૪૭ માં સિત્તેર વર્ષની વયે રઘુનાથનું મૃત્યુ નીપજ્યુ. એણે 'તત્ત્વચિંતામણિ–દિધીતી' નામે એક મહાગ્રંથ રચ્યો હતો. એ ગ્રંથ તે ગંગેશના ગ્રંથ પરની ટીકારૂપ છે. એણે બીજા પણ નવ ગ્રંથ રચ્યા છે.

રઘુનાથ શિરોમણિ પછી સંખ્યાબંધ અગ્રણી તર્કશાસ્ત્રીઓએ નદીઆમાં તર્કશાસ્ત્રના વિભાગનું અધ્યક્ષસ્થાન ભોગવ્યુ છે. તેમણે એ વિષય પર પાંડિત્યપૂર્ણ મહાનિબંધો લખ્યા; એટલું જ નહિ, પણ શાસ્ત્રાર્થમાં નૈપુણ્ય પ્રાપ્ત કરવા માટે પણ અત્યંત મુસ્તાક રહ્યા હતા.

નદીઆના વિશ્વવિદ્યાલયમાં તર્કશાસ્ત્ર ઉપરાંત ધર્મશાસ્ત્રનો પણ વિકાસ સધાયો હતો. વાત એવી છે કે, વિખ્યાત ન્યાયશાસ્ત્રી રઘુનંદન વસુદેવનો શિષ્ય અને ચૈતન્યનો સહાધ્યાયી હતો. આ રઘુનંદને બંગાળમાં ધર્મશાસ્ત્રના વિખ્યાત લેખક તરીકેની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી અને આજે પણ બંગાળમાં કાયદા અંગે એનું પ્રમાણ

જિમૂતવાહનથી બીજે નંબરે વ્યાપક રીતે સ્વીકારાતું રહ્યું છે. રઘુનંદન સ્માર્ત ભટ્ટાચાર્ય તરીકે જાણીતા છે અને ૨૮ ભાગમાં લખાયેલા 'સ્મૃતિતત્ત્વ' નામના બૃહદ્ જ્ઞાનકોષના કર્તા છે. એમણે બીજા પણ કેટલાક ગ્રંથો લખ્યા છે, જેમાં જિમૂતવાહનના 'દયભાગ' ઉપરની ટીકાનો પણ સમાવેશ થાય છે. એના ગ્રંથો વિદ્વત્તાભર્યા છે. એણે નદીઆમાં ધર્મશાસ્ત્રનો વિભાગ સ્થાપ્યો હતો ને તે પછી સંખ્યાબંધ પંડિતો થઈ ગયા, જે એના અનુગામી હતા. નદીઆમાં વસુદેવનો એક બીજો અગ્રણી શિષ્ય કૃષ્ણાનંદ આગમવાગીશ થઈ ગયો. એ તાંત્રિક સાહિત્યનો એક મહાન પંડિત અને ટીકાકાર હતો. એના સમયમાં બંગાળમાં તાંત્રિક શ્રેણીનો વ્યાપક રીતે વિકાસ સધાયો હતો.

આમ ચૈતન્યના સમયમાં નદીઆ એ વિદ્યાનું વિખ્યાત કેન્દ્ર હતું. નદીઆમાં પચાસથી પણ વધુ સંખ્યામાં એવી પાઠશાળાઓ હતી, જ્યાં વિદ્વાન અધ્યાપકો પાસે ભારતના દૂર દૂરના ભાગમાંથી પણ વિદ્યાર્થીઓ આવતા. વસુદેવ સાર્વભૌમનો પોતાનો એક શિષ્યગણ હતો, જેમાં ચૈતન્ય, રઘુનાથ, રઘુનંદન, કૃષ્ણનંદ તથા મુરારિ ગુપ્તનો સમાવેશ થતો હતો. એમાંનો એકેએક શિષ્ય પ્રસિદ્ધ વિદ્વાન નીવડ્યો હતો. વસુદેવ ઉપરાંત રામચંદ્ર સાર્વભૌમા, વિદ્યાવાગીશ, મહેશ્વર, નીલામ્બર, ચંદ્રાચાર્ય, અદ્વૈતાચાર્ય, ગંગાદાસ જેવા બીજા પંડિતો પણ હતા.

બંગાળ અને ઓરિસ્સામાં ઈસુની દસમી સદીમાં વૈષ્ણવધર્મ પાંગર્યો. ભુવનેશ્વરમાં જે અનંત વસુદેવનું મંદિર છે, તે દસમી સદીનું હોવાનું મનાય છે અને પુરીમાં જે

જગન્નાથનું મંદિર છે, તે બારમી સદીનું મનાય છે. 'ગીતગોવિંદ'નો વિખ્યાત કર્તા જયદેવ બારમી સદીમાં થઈ ગયો. ચંડીદાસ જે ચૌદમી સદીમાં થઈ ગયો અને વિદ્યાપતિ જે પંદરમી સદીમાં થઈ ગયો, તેના વૈષ્ણવધર્મ પર વામાચાર શાક્ત સંપ્રદાયનો પટ બેઠો હતો. કાલાનુક્રમે જોતાં ચૈતન્ય નિમ્બાર્ક અને વલ્લભ પછી થઈ ગયા. ઘણા તો એમને વલ્લભના નવાસવા સમકાલીન ગણે છે. વલ્લભાચાર્ય ભાગવતપ્રેરિત પ્રેમલક્ષણા પુષ્ટિભક્તિનો બોધ કરતા હતા ત્યારે ચૈતન્ય બંગાળ અને ઓરિસ્સામાં પોતાની સ્વકીય અનુભૂતિ અને દિવ્ય આનંદાવેશથી આ પ્રેમભાવના-નિર્ભર ભક્તિનું દર્શન કરાવી રહ્યા હતા. હકીકતમાં ચૈતન્ય પોતાની પાછળ પોતાની ફિલસૂફીની ચર્ચા કરતો કોઈ ગ્રંથ મૂકી ગયા નથી. એમણે તો પોતે જ દૃષ્ટાંતરૂપ બની રહી, પોતાનાં કીર્તનો વડે ભક્તિ કેટલી ઊંડી સંભવી શકે, તે દર્શાવ્યું હતું. એમની હર્ષોન્મત્ત, આનંદ-મસ્ત અવસ્થાનાં વર્ણનો તથા જીવનમાં કહેવાતા બનેલા પ્રકારના અસાધારણ અને દૈવી પ્રસંગોએ પોતાના સમ-કાલીનોને એવા પ્રભાવિત કરી મૂકયા હતા કે તેમના પોતાના જીવનકાળ દરમ્યાન જ તેઓ દૈવી પુરુષ લેખાતા હતા. સંસ્કૃત, બંગાળી, ઉડિયા અને આસામી ભાષામાં એમને વિષે સંખ્યાબંધ ગ્રંથો લખાયા છે. મુરારિ ગુપ્તે ઈ. સ. ૧૫૧૪માં એમની કથા લખી હતી. ચૈતન્યના નિર્વાણ પછી થોડાક સમય બાદ વૃંદાવનદાસે 'ચૈતન્ય ભાગવત' લખ્યું હતું....ચૈતન્યના આરંભકાળના જીવન વિષે આ ગ્રંથ પ્રમાણભૂત લેખાય છે. ઈ. સ. ૧૫૩૭માં લોચનદાસે 'ચૈતન્યમંગળ' લખ્યું હતું. ઈ. સ. ૧૫૮૨માં

કૃષ્ણદાસ કવિરાજે 'ચૈતન્યચરિતામૃત' લખ્યું હતું. આ છેલ્લો નિર્દિષ્ટ ગ્રંથ અત્યંત દાર્શનિક અને રસિક છે. ચૈતન્ય જન્મ્યા પછી અગિયાર વર્ષ બાદ કૃષ્ણદાસ જન્મ્યો હતો અને ચૈતન્યના સીધા શિષ્ય રઘુનાથદાસનો શિષ્ય હતો. કૃષ્ણદાસે આ ગ્રંથ પોતાની ૮૯ વર્ષની પરિપકવ વયે વૃંદાવનમાં નવ નવ વર્ષના પરિશ્રમ પછી લખ્યો હતો. આ ગ્રંથ અત્યંત પ્રમાણભૂત એવો ધર્મગ્રંથ લેખાય છે. ચૈતન્ય સંપ્રદાયમાં આ ગ્રંથ પરત્વે અત્યંત પૂજ્ય ભાવ પ્રવર્તે છે.

ચૈતન્ય નદીઆમાં અથવા નવદ્વીપમાં જ્યારે ભક્તિના પ્રવાહમાં ઓટ આવી હતી અને વામાચાર શાક્ત સંપ્રદાય બળવાન રીતે પ્રવર્તમાન હતો તે કાળે જન્મ્યા હતા.

ચૈતન્યના પિતા જગન્નાથ મિશ્ર અથવા પુરંદર મૂળ સિલ્હટથી આવ્યા હતા અને ભાગીરથીના તટે વાસ કરવાની ઇચ્છાથી નદીઆ આવીને વસ્યા હતા. તેમનું લગ્ન નીલાંબર ચક્રવર્તીની પુત્રી શચિદેવી સાથે થયું હતું. શચિદેવીએ એક પછી એક આઠ પુત્રીઓને જન્મ આપ્યો હતો, પણ એમાંની એકેય જીવી નહિ. એ પછી એની કૂખે એક પુત્ર જન્મ્યો, જેનું નામ વિશ્વરૂપ રાખવામાં આવ્યું. આ પુત્ર જન્મ્યા પછી દસ વર્ષે શક વર્ષ ૧૪૦૭ના ફાલ્ગુન માસની પૂર્ણિમાને દિવસે (ઈ. સ. ૧૪૮૬ ના ફેબ્રુઆરીની ૧૮મી તારીખે) એણે એક બીજા પુત્રને જન્મ આપ્યો. તે દિવસે ચંદ્રગ્રહણ હતું અને તે પ્રસંગે સમસ્ત નગર 'હરિ બોલ, હરિ બોલ'ના નાદથી ગાજી રહ્યું હતું. આ બીજા પુત્રનું નામ લાડમાં 'નિમાઈ' રાખવામાં આવ્યું. એનું ખરું નામ વિશ્વંભર હતું. સંન્યાસ ગ્રહણ પછી

નિમાઈ ચૈતન્ય તરીકે વિખ્યાત થયા.

ચૈતન્યનાં માતા–પિતા વૈષ્ણવ હતાં. તેમનો પ્રથમ પુત્ર વિશ્વરૂપ સાધુ થઈ ગયો અને ઘરબાર છોડીને ચાલ્યો ગયો. તે પછી મા–બાપ પાસે માત્ર નિમાઈ રહ્યો. આઠ વર્ષની ઉંમરે એને ઉપનયન આપવામાં આવ્યું. આ છોકરો ઘણો સોહામણો હતો અને સમસ્ત નગરને પ્રિય હતો. લોકો એને ગૌરાંગ તરીકે ઓળખતા. ઉપનયન–સંસ્કાર પછી ચૈતન્યને પંડિત ગંગાદાસની પાઠશાળામાં મોકલવામાં આવ્યા. હજી પંદર જ વર્ષનો થયો ત્યાં તો ગૌરાંગ તર્કશાસ્ત્ર, વ્યાકરણ અને અન્ય શાસ્ત્રોના અગ્રણી વિદ્વાન તરીકે પંકાતો થયો. નવ વર્ષની વયે પિતા ગુમાવ્યા અને ખાસ કરીને વડીલ બંધુ વિશ્વરૂપ સાધુ થઈ ગયા પછી એ વિધવા માતાની એક માત્ર આશારૂપ હતો. આથી એની માતાએ એને ૧૬ વર્ષની ઉંમરે નવદ્વીપના વલ્લભાચાર્યની પુત્રી લક્ષ્મી સાથે પરણાવ્યો. લગ્ન પછી ચૈતન્યે સ્વતંત્ર પાઠશાળા ચલાવવી શરૂ કરી અને અધ્યાપક તરીકે સારી નામના મેળવી. એ બંગાળાના પ્રવાસે ગયો તે વેળા એની પત્ની લક્ષ્મી સર્પદંશથી મૃત્યુ પામી. એ પછી ચૈતન્યને સનાતન મિશ્રની પુત્રી વિષ્ણુપ્રિયા સાથે પરણાવવામાં આવ્યા. લગ્ન પછી એ ગયાની યાત્રાએ ગયા. ત્યાં ઈશ્વરપુરી સાથે એનો ભેટો થયો.

ઈશ્વરપુરી મધ્વ સંપ્રદાયના હતા અને માધવેંદ્રપુરીના શિષ્ય હતા. ચૈતન્યે એની પાસે દીક્ષા લીધી. પછી ચૈતન્યમાં આમૂલ પરિવર્તન આવ્યું. ચૈતન્ય વિદ્વાન પંડિતમાંથી કૃષ્ણના પરમ અને વિનમ્ર ભક્ત થયા. એમણે કેવળ

કૃષ્ણભક્તિનો પ્રચાર આદર્યો. કૃષ્ણનાં નામોનો એમણે અભ્યાસ કર્યો. પોતાની જાતને એમણે કૃષ્ણ તરીકે કલ્પી અને કૃષ્ણનાં કીર્તન માંડ્યાં. કૃષ્ણકીર્તન દરમ્યાન એ આનંદમસ્ત બની જતા. કીર્તનમાં શ્રીવત્સ, મુરારિગુપ્ત, મુકુંદ દત્ત અને બીજાઓ એમની સાથે રહેતા. શાંતિપુરમાં કોઈક અદ્વૈતાનંદ કરીને રહેતા હતા. એ મહાન વૈષ્ણવ હતા અને વયમાં ચૈતન્ય કરતાં ઘણા મોટા હતા. એમણે ભક્તિનો પ્રચાર કર્યો અને કૃષ્ણનો અવતાર થવાની રાહ જોતા હતા. અદ્વૈતાનંદ ચૈતન્યના સંપર્કમાં આવ્યા. એ જ પ્રમાણે નિત્યાનંદ નામના એક અવધૂત પણ નદીઆમાં ચૈતન્ય સાથે મળ્યા. ટૂંક સમયમાં ચૈતન્ય પોતાના જીવનકાળ દરમ્યાન જ કૃષ્ણના અવતાર ગણાવા માંડ્યા. રાધા અને કૃષ્ણના અદ્વૈત સ્વરૂપે તેઓ જાણીતા થયા અને મહાપ્રભુ શ્રીકૃષ્ણ ચૈતન્યદેવ તરીકે ઓળખાવા માંડ્યા.

राधाभावद्युतिसुवलितं नौमि कृष्णस्वरूपम्।

એમણે અને એમની મંડળીએ દિવસો અને રાત્રિઓ નૃત્યમાં અને કીર્તનમાં ગાળી. એમણે અને નિત્યાનંદે જગાઈ અને માધાઈ નામના બે અઠંગ મદ્યપીને વૈષ્ણવ ધર્મમાં વાળ્યા. એક મુસ્લિમ અધિકારીએ આ કીર્તનો પર પ્રતિબંધ મૂક્યો. પણ ચૈતન્યે એ કીર્તનો મુસ્લિમ અધિકારીના ઘર આગળ જ યોજ્યાં. કહેવાય છે કે પેલો મુસ્લિમ અધિકારી કીર્તનથી એટલો બધો પ્રભાવિત થઈ ગયો કે એ પણ કીર્તનમાં ભળ્યો. એક મુસલમાન દરજીએ હરિદાસ નામ અપનાવ્યું અને એ ચૈતન્યનો શિષ્ય થયો.

ઈ. સ. ૧૫૧૦માં ૨૪ વર્ષની વયે ચૈતન્યે મધ્વ

સંપ્રદાયના કેશવ ભારતી પાસે સંન્યાસદીક્ષા લીધી. એ પછી છ વર્ષ દરમ્યાન એમણે ઓરિસ્સા અને વૃંદાવનની યાત્રા કરી. આદિ લીલા એટલે કે ચૈતન્યચરિતામૃતના પ્રથમ ભાગમાં એમના જીવનનાં ચોવીસ વર્ષની વાત આવે છે. મધ્ય લીલામાં તે પછીનાં છ વર્ષની વાત છે અને અંત્ય લીલામાં ચૈતન્યના જીવનમાં બાકીનાં ૧૮ વર્ષની વાત ગૂંથાઈ છે.

છ વર્ષ સુધી યાત્રા કર્યા બાદ ૩૦મે વર્ષે ચૈતન્યે જગન્નાથપુરીમાં સ્થાયી વાસ કર્યો. ત્યાં એમનો ઉપદેશ શ્રવણ કરવા ઘણા શિષ્યો એકત્ર થતા. એ બનતા સુધી ગર્ભગૃહ નજીક જવાનું ટાળતા; કારણ કે ગર્ભગૃહ સમીપ જતાં જ એ આનંદાવેશમાં આવી જતા અને ભાન ભૂલી જતા. આથી તેમણે દૂરથી કૃષ્ણની સ્થિત મૂર્તિને નિહાળવાનું રાખ્યું. સ્તંભ ઉપર પોતાની કોણી ટેકવીને એ કૃષ્ણ ભણી મીટ માંડી રહેતા અને ત્યારે એમનાં નેત્રોમાંથી સતત અશ્રુધારા વહેતી. આવેશમાં આવી જઈને ક્યારેક તેઓ સમુદ્રમાં કૂદી પડતા અથવા તો મંદિરની દીવાલ સાથે પોતાનું મસ્તક અફાળતા. ઈ. સ. ૧૫૫૩ માં ૪૮ વર્ષની વયે એમણે પોતાના નશ્વર દેહનો ત્યાગ કર્યો.

બંગાળામાં નિત્યાનંદે અને વૃંદાવનમાં રૂપ તથા સાન્તાને શ્રી ચૈતન્યના સંપ્રદાયનો પ્રસાર કર્યો. આ ગૌડીય ગોસ્વામીઓએ વૃંદાવનમાં વાસ કર્યો અને ત્યાં સંખ્યાબંધ મંદિરો બાંધ્યાં. ગોપાળ ભટ્ટ, રઘુનાથ ભટ્ટ અને રઘુનાથ દાસ—એ ત્રણ ચૈતન્યના અન્ય મુખ્ય શિષ્યો હતા.

એ છ સંપ્રદાયના મુખ્ય ગોસ્વામી તરીકે ઓળખાય છે. સાન્તાન, રૂપ અને તેમના ભત્રીજા જીવા ગોસ્વામીએ સંસ્કૃતમાં અનેક ગ્રંથો લખ્યા છે. બીજા ગોસ્વામીઓએ બંગાળીમાં મબલખ લખ્યું છે. બાલાદેવી વિદ્યાભૂષણે ચૈતન્યની ફિલસૂફીના વિસ્તાર કરતાં બ્રહ્મસૂત્ર ઉપર ગોવિંદભાષ્ય રચ્યું.

ચૈતન્ય પોતાના જીવનના ઉત્તર કાળમાં ઘણા વખત સુધી આનંદસમાધિમાં રહેતા અને તેમના શિક્ષાષ્ટકને બાદ કરતાં તેમનો કોઈ પણ દાર્શનિક ગ્રંથ ઉપલબ્ધ નથી. તેમના સંપ્રદાયના સિદ્ધાંતોનો વિસ્તાર મુખ્યત્વે તેમના શિષ્યોએ કર્યો છે. ચૈતન્યના ગુરુ અને ગુરુમહ મધ્વ સંપ્રદાયના હતા. એ પોતે પણ નિંબાર્ક સંપ્રદાયથી પ્રભાવિત થયા હતા. જયદેવ, બિલ્વમંગળ, ચંડીદાસ તથા વિદ્યાપતિ જેવા કવિઓનો પણ તેમના પર સારો પ્રભાવ પડ્યો હતો. ચૈતન્ય સંપ્રદાયમાં ભાગવતપુરાણ, બ્રહ્મસંહિતા, નારદપંચરાત્ર તથા કૃષ્ણકરુણામૃત વગેરે ગ્રંથો સાધારણ રીતે શ્રદ્ધેય ગણાય છે.

હુસેન સાહા ગૌરનો નવાબ હતો અને એના શાસનકાળ દરમ્યાન બે બ્રાહ્મણોને ઇસ્લામમાં વટલાવવામાં આવ્યા હતા. તેઓ સકર મલિક અને દાબીર ખાસ તરીકે ઓળખાતા હતા. આ બંને ચૈતન્યના સહવાસમાં આવ્યા અને સાન્તાન તથા રૂપ તરીકે જાણીતા થયા. સાન્તાને ત્રીસથી પણ અધિક સંસ્કૃત ગ્રંથ લખ્યા છે અને રૂપે લગભગ દશ ગ્રંથ લખ્યા છે. તેમના ભત્રીજા જીવા ગોસ્વામી ચૈતન્યની ફિલસૂફીના મુખ્ય વિદ્વાન પ્રસારક તરીકે જાણીતા થયા છે.

આ સંપ્રદાયમાં વૈયક્તિક અથવા વ્યક્તિગત આત્મા અને વિશ્વ–બંને સત્ય તરીકે લેવામાં આવે છે, માયાજનિત ગણવામાં આવતા નથી. એમ માનવામાં આવે છે કે, સંખ્યાબંધ જન્મો પછી કોઈક વિરલાને જ કૃષ્ણભક્તિનું અમૃત પ્રાપ્ત થાય છે. ભક્તિના આગળ મોક્ષનો આનંદ અથવા બ્રહ્માનંદ કશા મૂલ્યનો નથી. જે ભક્તિ ધર્મગ્રન્થના અનુશાસન પ્રમાણે કરવામાં આવે છે, તે નીચી અથવા વૈધી ભક્તિ તરીકે ઓળખાય છે. ઉચ્ચતર સ્વરૂપની ભક્તિ રાગાનુગ તરીકે ઓળખાય છે અને તે ભક્તિ પ્રેમની ઉત્કટતાથી કૃષ્ણને મેળવવાના પ્રયાસરૂપ છે. વાસ્તવમાં આ ભક્તિમાં સખીભાવનો આગ્રહ રાખવામાં આવે છે; કારણ, સખીભાવપ્રેરિત ભક્તિથી જ રાધા અને કૃષ્ણની લીલાનું અંતર્ગત રહસ્ય પામી શકાય છે. કૃષ્ણ એ સનાતન અથવા અનંત યૌવન છે. સત્, ચિત્ અને આનંદ એ જ એનું અંગ છે. કૃષ્ણ અનેક રૂપધારી છે; પરંતુ વૃંદાવનમાં કૃષ્ણ એના શુદ્ધતમ, દિવ્યતમ અને પૂર્ણ સ્વરૂપે જણાય છે. મુખ્ય શ્રદ્ધાભૂત ગ્રંથ તે ભાગવતપુરાણ છે. એમાં ભક્તિના ભાવાત્મક પાસા પર ભાર છે.

ચૈતન્ય, નિત્યાનંદ અને અદ્વૈતાનંદ આ સંપ્રદાયના પ્રભુઓ ગણાય છે. નિત્યાનંદની ગાદી નદીઆમાં છે, અદ્વૈતાનંદની ગાદી શાન્તિપુરમાં છે અને ચૈતન્યની ગાદી મથુરા, વૃંદાવન, નદીઆ, અમ્બિકા, અગ્રદ્વીપ, સિલ્હટ તથા ખેતપુરમાં છે.

શ્રી ચૈતન્ય મહાપ્રભુના શિક્ષાષ્ટકમાંથી કેટલાક શ્લોકો ઉતારીને આ વર્ણન આપણે સમાપ્ત કરીએ:

न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये।
मम जन्मनि जन्मनीश्वरे भवताद् भक्तिरहैतुकी त्वयि॥
अयि नन्दतनूज किङ्करं पतितं मां विषमे भवाम्बुधौ।
कृपया तव पादपङ्कजस्थितधूलीसदृशं विचिन्तय॥
नयनं गलदश्रुधारया वदनं गद्‌गदरुद्धया गिरा।
पुलकैर्निचितं वपुः कदा तव नामग्रहणे भविष्यति॥

'હે વિશ્વના નાથ, સંપત્તિ નથી ઝંખતો, કે મનુષ્ય, વા સૌંદર્ય, વા ઊંચી કવિતાને પણ નથી ઝંખતો. જન્મ-પ્રતિજન્મ તારામાં જ રત રહું એવી નિરપેક્ષ અને સ્વાભાવિક ભક્તિને જ હું ઝંખું છું. હે મારા નાથ! હે નંદસુત! હું તારો સેવક, હું તારો કિંકર જન્મ અને પુનર્જન્મના તોફાની મહાસાગરમાં પડેલો છું. મને તારા તેજસ્વી ચરણ પરની ધૂલીના એક રજ, એક અણુરૂપે પણ કૃપા કરીને સ્વીકાર, હું એવા દિવસને ઝંખું છું, જ્યારે કેવળ તારા નામસંકીર્તનથી જ મારાં નેત્રો આંસુથી ઊભરાય, ભાવથી ગૂંગળાતો હોવાને કારણે તારા નામના કેવળ ત્રુટક છૂટક અસ્પષ્ટ બોલ મારા મુખમાંથી નીકળે અને મારો સમગ્ર દેહ આનંદથી પ્રસ્પન્દિત અને પુલકિત થાય.'

*

## ૨૮ : મલ્લિકાર્જુન

श्रीपर्वते महादेवो देव्या सह महाद्युतिः।
न्यवसत् परमप्रीतो ब्रह्मा च त्रिदशैः सह॥
तत्र देवह्रदे स्नात्वा शुचिः प્રयतमानसः।
अश्वमेधमवाप्नोति कुलं चैव समुद्धरेत्॥

'શ્રીપર્વત અથવા શ્રીશૈલ પહાડ ઉપર મહાદ્યુતિમય ભગવાન શંકર પોતાની પ્રિયા પાર્વતીની સાથે અત્યંત આનંદપૂર્વક વસે છે. અન્ય દેવગણની સાથે બ્રહ્માનો નિવાસ પણ ત્યાં જ છે. જે મનુષ્ય ત્યાં નિર્મળ મનથી અને પવિત્રતાપૂર્વક સ્નાન કરે છે, તેને અશ્વમેધ યજ્ઞ કર્યાનું પુણ્ય પ્રાપ્ત થાય છે અને તે પોતાના સમગ્ર કુળનો ઉદ્ધાર કરે છે.'

—વનપર્વ : ૮૩-૧૯ અને ૨૦

દક્ષિણના કૈલાસ તરીકે ઓળખાતું શ્રીશૈલ એ કરનુલ જિલ્લાના નંદીકોટુર તાલુકાના પહાડી જંગલ વિસ્તારમાં કૃષ્ણા નદીના તટ પર આવેલું છે. કૃષ્ણાને અહીં પાતાળ-ગંગા તરીકે ઓળખાવાય છે. નાન્ડીલ રેલવે સ્ટેશનથી શ્રીશૈલ ૭૮ માઈલને અંતરે છે. નાન્ડીલથી પ્રથમ ૩૮ માઈલ પર આવેલા આત્માકુટ જવું પડે અને ત્યાંથી બીજા દસ માઈલ છેટે નાગલુતી જવું પડે. નાગલુતીથી શ્રીશૈલ પચીસ માઈલ આઘું છે. આ માર્ગ ડુંગરાળ કેડી જેવો છે અને ગાઢા અરણ્યમાંથી પસાર થાય છે. નાગલુતી અને શ્રીશૈલ વચ્ચે આઠ માઈલ કરતાં પણ કંઈક વધારે લાંબો માર્ગ જંગી શિલાઓથી આવૃત્ત છે. આ શિલાઓ પહાડ ચડવા માટેનાં પગથિયાં જેવી છે.

શ્રીશૈલ પહાડ પર દ્વાદશ જ્યોતિર્લિંગમાંના એક મલ્લિકાર્જુન તરીકે વિખ્યાત ભગવાન શંકરનું પ્રાચીન મંદિર

આવેલું છે. તેની આસપાસનો વન અને પર્વત વિસ્તાર નિસર્ગનાં રમણીય દૃશ્યોથી સભર છે. નાગલુતી અને શ્રીશૈલ વચ્ચેના વનમાં પેદ્દાચેટ્ટુલુ ખાતે એક વિશ્રામભવન છે.

અહીં યાત્રાનો સમય ફેબ્રુઆરીથી મે માસ સુધીનો છે. ત્યારે દેશના અનેક ભાગમાંથી અસંખ્ય યાત્રીઓ અહીં એકત્ર થાય છે. આ સમય બાદ કરતાં વર્ષના બાકીના સમય દરમ્યાન સારોયે માર્ગ નિર્જન રહે છે. ત્યાં ચેન્ચુ જાતિના લોક વસે છે.

મલ્લિકાર્જુન શિવનું પ્રસિદ્ધ મંદિર શ્રીશૈલ આ ટેકરીની ટોચ પર આવેલું છે. ત્યાંથી કૃષ્ણા નદીનું સ્પષ્ટ દર્શન મળે છે. મંદિર અને નદી વચ્ચેનું અંતર બે માઈલનું છે. અને સમસ્ત વિસ્તાર સોપાન–પંક્તિથી છવાયેલો છે. નાગલુતી અને શ્રી શૈલ વચ્ચે સંખ્યાબંધ મંદિરો અને મકાનોનાં ખંડિયેર જોવામાં આવે છે. જુદાં જુદાં પગથિયાં પર યાત્રીઓએ જુદી જુદી આકૃતિઓ અને લખાણો કોતરેલાં છે. કેટલાંક લખાણો પરથી એમ સ્થાપિત થાય છે કે શ્રીશૈલનો આ વિસ્તાર વિજયનગરના મહાન રાજા કૃષ્ણદેવરાયના રાજ્યનો એક ભાગ હતો અને એક વેળા એ અત્યંત રિદ્ધિવાન પ્રદેશ હતો. એમ કહેવાય છે કે મુસ્લિમોએ આ પ્રદેશ જીતી લીધો તે પછી ઘણેખરે અંશે એ નિર્જન રહ્યો છે.

એક સ્થાનિક દંતકથા એવી છે કે ચંદ્રાવતી નામની એક રાજકુમારી હતી. એનો પિતા કૃષ્ણા નદીના કાંઠા પર આવેલા ચન્દ્રગુપ્તપુરમનો રાજા હતો. આ રાજા લાંબો પ્રવાસ કરી આવ્યા બાદ ઘેર પાછો ફર્યો અને વયમાં આવેલી પોતાની જ પુત્રીના પ્રેમમાં પડ્યો. રાજકુમારીને પિતાના અધમ

આશયની ખબર પડતાં એણે ઘરનો ત્યાગ કર્યો અને પિતાને શાપ આપ્યો. ઘર છોડીને એ શ્રીશૈલ આવી. રાજા પાતાળગંગામાં ડૂબી મૂઓ. રાજકુમારી શ્રીશૈલમાં રહી. એને ઘણી ગાયો હતી. એમાંની એક ગાય દૂધ આપતી નહોતી. તપાસ કરતાં માલૂમ પડ્યું કે પેલી ગાય સ્વેચ્છાએ ભગવાન શંકરના લિંગ ઉપર દૂધનો અભિષેક કરતી. રાજકુમારીને એક સ્વપ્ન આવ્યું, જેમાં એણે જોયું તો ભગવાન શિવ પોતે જ પેલા શિવલિંગ સ્વરૂપે વિરાજતા હતા. એ પછી એણે ત્યાં પેલા લિંગ ઉપર ભગવાન શિવનું એક મંદિર ચણાવ્યું. દરરોજ એ મંદિરમાં જઈને મલ્લિકા પુષ્પોનો અર્ઘ્ય ભગવાનને આપતી અને પૂજા કરતી. આથી આ શિવ મલ્લિકાર્જુન તરીકે પ્રસિદ્ધ થયા. આ કથા મંડપની દીવાલ ઉપરની તકતીમાં કોતરવામાં આવી છે. ભગવાનની મૂર્તિ પર ગાય સ્વેચ્છાએ પોતાના દૂધનો અભિષેક કરે એ કથા ઘણાં મંદિરો અંગે સર્વસામાન્ય છે.

એક બીજી વાત એવી છે કે ભગવાન શિવ અહીં એક પારધીસ્વરૂપે આવ્યા હતા અને ચેન્ચુ જાતિની એક સુંદર કન્યા સાથે લગ્નગ્રંથિથી જોડાયા હતા. મંડપની દીવાલ ઉપરની એક તકતી ઉપર આ કથા પણ શિલાંકિત છે. ચેન્ચુ જાતિ પોતાને મલ્લિકાર્જુન મંદિરના સ્વયંનિયુક્ત રક્ષક માને છે. આ લોકો મહોત્સવપ્રસંગે ભગવાનનો રથ ખેંચે છે. ચેન્ચુ જાતિના લોકો સાથેના આ સંબંધને કારણે મલ્લિકાર્જુન ચેન્ચુ મલ્લય્ય તરીકે પણ ઓળખાય છે.

શિલાકિત કથાઓ ચોકની બહારની દીવાલો પર આલેખવામા આવી છે. મંદિર આ ચોકની અંદર આવેલું

તિબેટી તવારીખ પ્રમાણે નાગાર્જુન બુદ્ધના નિર્વાણ પછી લગભગ ચારસો વર્ષે એટલે કે ઈસવી સન પૂર્વે ૨૩માં થઈ ગયો અને ચારસો વર્ષનું આયુષ્ય એણે ભોગવ્યું. કુમારજીવે ઈ. સ. ૪૦૧માં એની જીવનકથાનો ચીની ભાષામાં અનુવાદ કર્યો હતો. એટલે નાગાર્જુનનો સમય ઈસવી સન પૂર્વે ૩૩ અને ઈ. સ. ૩૦૦ની વચ્ચે ક્યાંક હોવો જોઈએ.

આ નાગાર્જુને બૌદ્ધ દર્શનશાસ્ત્રની માધ્યમિકા શાખા સ્થાપી હતી અને પોતે એક મહાન બૌદ્ધ તર્કશાસ્ત્રી હતો. એ વરાડમાં સાદવાહ અથવા શતવાહનના રાજ્યકાળમાં જન્મ્યો હતો. એણે ઘણાં વર્ષો આ શ્રીશૈલ પહાડની ગુફામાં ચિંતન કરવામાં ગાળ્યાં હતાં. એ 'માધ્યમિકા-કારિકા', 'વિગ્રહ વ્યાવર્તનિકારિકા' અને 'પ્રમાણ વિદ્વાંસન'નો કર્તા છે. રસાયણવિદ્યા, આયુર્વેદ, મંત્રશાસ્ત્ર અને જ્યોતિષ સુદ્ધાં અનેક વિષયો પર નાગાર્જુનનો મત પ્રમાણ ગણાતો. એ સારાહાનો શિષ્ય હતો અને રાજા ભોજદેવને એણે બૌદ્ધ ધર્મ અંગીકાર કરાવ્યો હતો. નાગાર્જુન નાલંદા વિદ્યાપીઠની સ્થાપના સાથે પણ સંકળાયેલો હતો. બૌદ્ધ ધર્મના જે ૮૪ સિદ્ધો થઈ ગયા, તેમાં નાગાર્જુનનું સ્થાન છે.

એમ લાગે છે કે શ્રીશૈલ એ મૂળ શિવ અને શક્તિ બંનેની જેમાં ઉપાસના થાય છે તે બ્રાહ્મણસ્વરૂપના શૈવ ધર્મનું તીર્થસ્થળ હતું. એ સ્થાનનો નાગાર્જુન સાથે સંબંધ જોડાયો તે પછી એ બૌદ્ધ ધર્મ માટે વિખ્યાત સ્થળ બની રહ્યું. ઈસુની સાતમી સદીમાં બૌદ્ધ ધર્મનો પ્રભાવ ઘટી ગયા પછી ફરી એકવાર એ બ્રાહ્મણ સંપ્રદાયનું

પવિત્ર સિદ્ધક્ષેત્ર બની રહ્યું.

છઠ્ઠી સદીના કદમ્બનરેશ મકરવર્મનની આણ તળે આ પ્રદેશ આવ્યો અને એની આણ છેક શ્રીશૈલમ્‌ના પ્રવેશદ્વાર સુધી પ્રવેશતી હતી. પૂજા અર્થે શિવલિંગ માટે પથ્થરો પાતાળગંગા નદીના આ સ્થાનમાંથી એકત્ર કરવામાં આવતા. શ્રીશૈલનાં પથ્થરનાં પગથિયાં ચૌદમી સદીમાં રેડ્ડી રાજા વેમા રેડ્ડીએ ચણાવ્યાં હતાં. એના પુત્ર અન્નવેમા રેડ્ડીએ વીરો માટે એક મંડપ બંધાવ્યો હતો. એમ કહેવાય છે કે એ સ્થળે કેટલાંક વીરોએ ધર્મ-ભાવનાના આવેશમાં આવી જઈને પોતાનાં મસ્તક અને જિહ્વા છેદી નાખ્યાં હતાં અને પ્રતિષ્ઠા કરેલા ભગવાનને તેનો અર્ઘ્ય ચડાવ્યો હતો.

વીરશૈવ અથવા લિંગાયત સાધુઓ, જેઓ જંગમો તરીકે ઓળખાતા તેમના આ પહાડ ઉપર પાંચ મોટા મઠ છે અને તે પાંચમાંનો મુખ્ય મઠ 'વીરશૈવ સિદ્ધ ભિક્ષાવૃત્તિ મઠ' તરીકે જાણીતો હતો.

આ મલ્લિકાર્જુન મંદિર એ દક્ષિણ ભારતનું એક અત્યંત પ્રાચીન અને પવિત્ર શૈવ મંદિર છે. પૂજારી વગર પણ કોઈ વ્યક્તિ ભગવાનની પૂજા કરી શકે છે. જ્ઞાતિ યા સંપ્રદાય અથવા જાતિનો કોઈ પણ બાધ નથી. આ જાતની છૂટ બૌદ્ધ ધર્મની અસરને આભારી છે. એક વાર, નાગાર્જુનના સમય પછી બૌદ્ધ ધર્મનું ઘણું જોર પ્રવર્તતું હતું. બૌદ્ધ યાત્રાળુ ફાહિયાન અને હ્યુએન-સંગે શ્રીશૈલનો અને નાગાર્જુન સાથેના એના સંબંધનો નિર્દેશ કર્યો છે.

લિંગાયતો મલ્લિકાર્જુનના મહાન ભક્તો છે છતાં મંદિરની વ્યવસ્થા પુષ્પગિરિના બ્રાહ્મણોના હાથમાં છે. ઈસુની ચૌદમી સદી સુધી મંદિરનો વહીવટ જંગમ લિંગાયત પૂજારીઓ કરતા હતા.

ભારતના જુદા જુદા ભાગમાં વીર શૈવના પાંચ મઠો છે. એકોરામનો મઠ હિમાલય પર કેદારમાં આવેલો છે. પંડિતારાધ્યનો મઠ શ્રીશૈલમાં છે. રેવનાચાર્યનો મઠ મહીસુરમાં મેહલીમાં છે. મારુલનો મઠ વેલ્લારીમાં ઉજ્જીની ખાતે છે અને વિશ્વારાધ્યનો મઠ કાશીમાં છે.

કેટલાકનો મત એવો છે કે વીરશૈવ સંપ્રદાયની સ્થાપના ઈ. સ. ૧૧૬૭ માં રાજા બિજ્જલના બ્રાહ્મણપ્રધાન બાસવાએ કરી હતી. વીરશૈવ સંપ્રદાયના અનુયાયીઓનો મત એવો છે કે બાસવાએ માત્ર એ સંપ્રદાયને પુનર્જીવિત કર્યો હતો અને ઉપર નિર્દિષ્ટ પાંચ મહાન આચાર્યોએ પ્રાચીન કાળમાં જેનો પ્રચાર કર્યો હતો તે પ્રાચીન સંપ્રદાયને સુદૃઢ કર્યો હતો.

'વીર' શબ્દ દર્શાવે છે કે આ સંપ્રદાયના અનુયાયીઓને જબરદસ્ત વિરોધીઓ સામે એ સંપ્રદાયની રક્ષા કરવી પડી હતી. વીરશૈવો પોતાના પર ગુજારવામાં આવતા દમનના પ્રતિકાર તરીકે છડેચોક પોતાના અંગ ઉપર શિવલિંગ ધારણ કરતા અને જૈન ધર્મને અનુસરતા રાજાઓના કોપનો વીરતાથી સામનો કરતા. આ લિંગને પ્રાણુલિંગ કહેવાનું કારણ, એને ધારણ કરનાર ભક્તના પ્રાણરૂપ હતું અને એ જીવતો હોય ત્યાં સુધી એનાથી ક્યારેય વિચ્છિન્ન થતું નહિ.

આ વીરશૈવો ૨૮ આગમોની સત્તાને અનુસરે છે. આ વીરશૈવોના પાંચ આચાર્યો, જેમનાં નામ ઉપર જણાવાયાં છે તેઓ પ્રાચીન કાળના હતા. એ પાંચ આચાર્યોની પ્રણાલી 'સુપ્રભેદ'માં પણ નોંધાઈ છે.

પંડિતારાધ્ય જેમનો મઠ શ્રીશૈલમાં છે તેઓ આ પાંચ મહાન આચાર્યોમાંના ચોથા છે અને પ્રોફેસર પાંડેએ જણાવ્યું છે તેમ પંડિતારાધ્ય એ જ બાદરાયણના બ્રહ્મસૂત્ર પર લખાયેલા શ્રીકર ભાષ્યના કર્તા છે. એ ભાષ્ય વીરશૈવ સંપ્રદાયના દૃષ્ટિબિંદુથી લખાયેલું છે.

વીરશૈવ સંપ્રદાયે મઠને જે મહત્ત્વ આપ્યુ છે તેને કારણે હિંદુ ધર્મના અન્ય સંપ્રદાયોથી વીરશૈવો જુદા પડે છે. જૈનો પ્રત્યેનો તેમનો વિરોધ સારી પેઠે જાણીતો છે અને તેમણે, સંભવ છે કે કદાચ જૈનો પાસેથી જ આ બે લાક્ષણિકતાઓ ઊછીની લીધી હશે. વીરશૈવો વિશેષાદ્વૈતમાં માને છે. શ્રીપતિ, શંકરના કેવલાદ્વૈત અને રામાનુજના વિશિષ્ટાદ્વૈત બંનેની ટીકા કરે છે. કાશ્મીર શૈવ સંપ્રદાયીઓની જેમ વીરશૈવો ૩૬ તત્ત્વોમાં માને છે. તેઓ આનવ, કાર્મ અને માયીવ આ ત્રણ પ્રકારની અશુદ્ધિઓમાં માને છે. તેમને મતે મુક્તિના છ માર્ગો છે જેને તેઓ 'ષડ્ધ્વ' તરીકે ઓળખે છે. શિવ એ સ્થળ કહેવાય છે. એ સર્વોચ્ચ, સર્વોપરી તત્ત્વ છે અને સર્વના આધારરૂપ છે અને તેથી એ 'સ્થળ' કહેવાય છે. એની શક્તિના આંદોલનને કારણે એ બે પાસાંમાં વિભક્ત થાય છે. એક પાસું લિંગસ્થળ કહેવાય છે અને બીજું અંગસ્થળ છે. લિંગ તે શિવ પોતે છે. અંગ તે જીવ છે. શક્તિનાં પણ બે પાસાં છે.

શિવ સાથેનું પાસું તે કાળ છે, જ્યારે જીવ સાથે સંબંધ ધરાવતું પાસું તે ભક્તિ છે. ભક્તિ વડે કરીને જીવ અને શિવના સમારસ્યનો સાક્ષાત્કાર કરી શકે છે અને તે મુક્તિ છે.

વીરશૈવ સંપ્રદાયનું ઘણું સાહિત્ય કન્નડ ભાષામાં ઉપલબ્ધ છે. બાસવા અને તેના અનુગામીઓનાં લખાણો તે વીરશૈવોનું મુખ્ય ધાર્મિક સાહિત્ય નિર્માણ કરે છે.

લિંગી બ્રાહ્મણો કાં તો આચાર્યો હોય છે અથવા તો પંચમો હોય છે. મોટા ભાગના આચાર્યો જંગમો કહેવાય છે. એમાંના કેટલાક સંન્યાસીઓ છે. જ્યારે બીજા સંસારી છે. જંગમ આચાર્યો પાંચ મુખ્ય મઠોમાંના એકની સાથે સંકળાયેલા હોય છે. આ સંપ્રદાયમાં જે દીક્ષા આપવામાં આવે છે તે શિવપંચાક્ષરી મંત્રની આપવામાં આવે છે. દીક્ષાગ્રહણ પછી તેમને પોતાના અંગ ઉપર શિવલિંગ ધારણ કરવું પડે છે. આ લિંગને તે આત્મા ગણે છે. અને તે સર્વોચ્ચ તત્ત્વ લેખાય છે. સ્ત્રીઓ પણ દીક્ષા લેતી હોય છે, તેમજ પોતાના અંગ પર ધારણ કરેલા શિવલિંગની દરરોજ પૂજા કરવી પડે છે.

વીરશૈવોનો વાદ તે ભેદ–અભેદવાદ છે. અધ્યાસ અને માયાને લગતા શંકરના સિદ્ધાંતની ટીકા કરવામાં આવે છે. રામાનુજનો વિશિષ્ટ અદ્વૈતવાદ પોતે જ પોતાનું ખંડન કરતો હોવાનું માને છે. તેઓ રામાનુજના એકેશ્વરવાદને સ્વયં વિરોધી હોવાનું જણાવે છે. બ્રાહ્મણ તે પરા શિવ અથવા પતિ છે અને ૬૩ તત્ત્વથી પર છે. પશુ અથવા જીવ એ મલ, કર્મ અને માયા આ ત્રિવિધ અશુદ્ધિઓથી સંલગ્ન છે. મોક્ષનો અર્થ આ અશુદ્ધિઓ અથવા બંધનમાંથી

મુક્તિ એવો થાય છે. જે છ માર્ગો છે તે આ પ્રમાણે છે: વર્ણ, પદ, મંત્ર, કાળ, ભુવન અને તત્ત્વ. તેઓ ષડ્‌વિધ કૃપા અથવા શક્તિપાતમાં માને છે.

શ્રીશૈલ એ શૈવધર્મનું મુખ્ય સ્થાન છે. વીરશૈવોના એ પાંચ મુખ્ય મઠ છે તેમાંનો એક શ્રીશૈલમાં છે.

બ્રહ્માભ્બા-અષ્ટક શંકરાચાર્યકૃત હોવાનું માનવામાં આવે છે. આ એનો છેલ્લો શ્લોક છે. એમાં 'ગ' અક્ષરની પુનરુક્તિ થતી રહે છે તે નોંધવા જેવી છે.

गायत्रीं गरुडध्वजां गगनगां गान्धर्वगानप्रियां
गम्भीरां गजगामिनीं गिरिसुतां गन्धाक्षतालङ्कृताम् ।
गङ्गागौतमगर्गसंनुतपदां मां गौतमीं गोमतीं
श्रीशैलस्थलवासिनीं भगवतीं श्रीमातरं भावये ॥

હું શ્રીશૈલ પહાડ પર નિવાસ કરી રહેલી ભગવતી માનું ચિંતન કરું છું. એ ભગવતી તે દેવી ગાયત્રી છે. તેના ધ્વજ પર ગરુડને અંકિત કરવામાં આવ્યો છે. એ ગગનગામિની છે. એને સંગીત પ્રિય છે. એ ગંભીરા છે. એ ગજગતિએ વિહરે છે અને એ નગાધિરાજ હિમાલયની પુત્રી છે. એના દેહ પર ગંધાક્ષતનો લેપ છે. ગંગા, ગૌતમ અને ગર્ગ એની સ્તુતિ કરે છે. તે પોતે સ્વયં વાણી છે. ગૌતમી છે અને ગોમતી છે.

*

કહીને એણે એને પોતાની પુત્રી તુલ્ય ગણી અને કહ્યું : ‘જો તારી એવી જ ઇચ્છા હોય તો તું મારા પુત્ર સંતનુ સાથે લગ્ન કર.’ ગંગાના નિમંત્રણનો પ્રતીપે આ પ્રમાણે જવાબ આપ્યો હતો :

‘રમણી, તું આવી અને મારા જમણા ઊરુ પર બેઠી. હવે એક વસ્તુ તારા ખ્યાલમાં રહેવી જોઈએ કે જમણો ઊરુ એ પોતાનાં બાળકો અને પુત્રવધૂને બેસવા માટેનું યોગ્ય સ્થાન છે. પુરુષની ડાબી ઊરુ પર જ તેની પ્રિયા બેસી શકે. તું મારા ડાબા ઊરુ પર ન બેસતાં જમણા ઊરુ પર બેઠી છે. આથી સન્નારી, તારા પ્રત્યે હું પ્રણયીની દૃષ્ટિ રાખતો નથી. હું તને મારી પુત્રવધૂ થવાનું નિમંત્રણ આપું છું.’

—આદિપર્વ : ૧૦૩, ૧૦-૧૨

દ્રોણના પિતા ભારદ્વાજે ગંગાદ્વારે ઘૃતાચી નામની એક સુંદર યુવતી જોઈ અને તેનાથી એને પુત્ર થયો જે મહાભારતયુગના દ્રોણાચાર્ય તરીકે પ્રસિદ્ધ છે.

અર્જુન મોટા સંઘ સાથે યાત્રાએ નીકળ્યો હતો. એ ગંગાદ્વાર આગળ આવ્યો અને થોડાક દિવસ સુધી ત્યાં રહ્યો. એકવેળા એ ગંગામાં સ્નાન કરતો હતો ત્યારે કૌરવ્ય નામના નાગરાજની પુત્રી ઉલુપી એને ઘસડી ગઈ. એણે અર્જુનને વિનંતી કરી : ‘તું મારી સાથે લગ્ન કર.’ અર્જુને કહ્યું : ‘એક વર્ષ સુધી મારે બ્રહ્મચર્યનું વ્રત ફરજિયાત પાળવાનું છે. એટલે એક વર્ષ સુધી તારે રાહ જોવી પડશે.’ ઉલુપીએ કહ્યું : ‘એક વર્ષ સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવાનું તો દ્રૌપદી પૂરતું જ મર્યાદિત છે.’ અહીં એ ખ્યાલમાં રહે કે અર્જુન સ્વીકૃત નિયમનો ભંગ કરીને

દ્રૌપદીના આવાસમાં ગયો હતો. તે વેળા ત્યાં અર્જુનનો એક બંધુ દ્રૌપદીની સાથે હતો. અર્જુને સરળતાથી ઉલુપીની દલીલ સ્વીકારી અને એનાથી એને ઇરાવત નામનો પુત્ર થયો. કેટલાક કાળ પછી એ એના નિવાસમાંથી નીકળીને હરદ્વાર આગળ બહાર આવ્યો.

હરદ્વાર, કનખલ અને જ્વાલાપુર ત્રણે એકબીજાની પાસે પાસે આવેલાં છે અને ત્રણે એક જ સુધરાઈની હકૂમત હેઠળના પ્રદેશો છે.

પ્રસિદ્ધ કપિલ મુનિએ સગરના પુત્રોને બાળી નાખ્યા હતા તે સ્થળ હરદ્વાર તરીકે જાણીતું છે. સગરના પુત્રો અશ્વમેધ યજ્ઞના અશ્વની શોધમાં ફરતા હતા. એ અશ્વને ઇંદ્ર ચોરી ગયો હતો અને એણે એને કપિલ મુનિના આશ્રમ પાસે બાંધ્યો હતો. મુનિને ચોર સમજીને સગરના પુત્રો તેમના પર હુમલો કરવા ગયા. કપિલને તેમના નિર્ધારની જાણ થઈ અને તેમણે તે સઘળાને બાળીને ભસ્મ કર્યા. એ પછી રાજા ભગીરથે ગંગાઅવતરણ કરીને પોતાના પૂર્વજોને મુક્ત કર્યા. કપિલ મુનિનો આશ્રમ હજી પણ કપિલસ્થાન તરીકે ઓળખાતા સ્થળ તરીકે દર્શાવાય છે.

હરદ્વાર આગળ ગંગાનો પટ એક માઈલ પહોળો છે અને નદીને કાંઠે અનેક ઘાટ તથા દહેરાં છે. અહીં ગંગાનાં જળ બહુ જ સ્વચ્છ અને શુદ્ધ છે. ગંગાનું તળિયું બહુ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. હરદ્વારથી હિમાલય સુધી વિસ્તરતા અને ખાસ કરીને કેદાર અને બદરી તરફ જતા માર્ગનો આરંભ થાય છે. યાત્રાનો આરંભ ઉનાળામાં થાય છે અને દર વર્ષે વૈશાખ માસમાં યાત્રીઓ

હરદ્વાર આગળ એકત્ર થાય છે. વૈશાખ સુદ પડવાને દિવસે (ઉત્તર ભારતના પંચાંગ પ્રમાણે) સૂર્ય સાધારણ રીતે મેષ રાશિમાં આવે છે. દર બાર વર્ષે ગુરુ કુંભ રાશિમાં આવે છે ત્યારે ત્યાં એક જબરદસ્ત કુંભમેળો ભરાય છે. એ પ્રસંગે લાખોની સંખ્યામાં લોકો આવે છે. એમ કહેવાય છે કે 'ગંગાદ્વાર, કુશાવર્ત, બિલ્વતીર્થ, નીલ પર્વત અને કનખલ : એ પાંચ સ્થળે સ્નાન કરવાથી મનુષ્ય શુદ્ધ, પાપરહિત બને છે અને તે સ્વર્ગને પામે છે.' (વીર મિત્રોદય–તીર્થપ્રકાશ, પૃષ્ઠ ૩૭૭.)

આ પાંચે સ્થળો દક્ષિણની ગંગા તરીકે ઓળખાતી ગોદાવરીના તટે આવેલા નાસિક પાસે પણ દર્શાવવામાં આવે છે.

આ પાંચે સ્થળો પાસે પાસે આવેલાં છે. હરદ્વાર ગંગાદ્વાર તરીકે ઓળખાય છે તેનું કારણ એ છે કે, હરદ્વાર આગળથી ગંગાનો પ્રવાહ મેદાનોમાં વિસ્તરે છે. કનખલ આ સ્થળેથી બે માઈલ દૂર આવેલું છે. નીલદેવી મંદિર ગંગાના સામા કાંઠા પર નીલ પર્વત ઉપર આવેલું છે. કુશાવર્ત આગળ લોકો શ્રાદ્ધ કરે છે. બિલ્વતીર્થમાં બિલ્વેશ્વર મહાદેવનું મંદિર આવેલું છે.

હરદ્વાર છેક પરાપૂર્વથી સાધુસંતોનું પવિત્ર નિવાસ-સ્થાન બની રહ્યું છે. ગંગામાં સ્નાન કરવા માટે, મંદિરોમાં દર્શન કરવા માટે અને કુશાવર્તમાં શ્રાદ્ધ કરવા માટે હરદ્વાર ઘણું વિખ્યાત છે. હરદ્વાર ખાતે મુખ્ય ઘાટ 'હર કી પાયરી' છે. 'હર કી પાયરી' એટલા માટે કહેવાય છે કે ત્યાં દીવાલમાં શિલા ઉપર ભગવાન વિષ્ણુના

ચરણની મુદ્રા અંકિત થયેલી હોવાનું કહેવાય છે. હરદ્વારનો આ સહુથી પવિત્ર ઘાટ એક કાળે અતિશય નાનો હતો: છેક ઉપર એ ફક્ત ૩૪ ફીટ પહોળો હતો અને એનાં માત્ર નેવું પગથિયાં હતાં. કુંભમેળા વેળાએ, ગ્રહણના દિવસોમાં તેમ જ બીજા પુણ્યપર્વણીના પ્રસંગોએ હરદ્વારમાં યાત્રીઓનો ઘણો સખત ધસારો રહેતો હોય છે. અમુક નિશ્ચિત કરાયેલી શુભ ઘડીએ ત્યાં ગંગામાં સ્નાન કરવા માટે યાત્રીઓમાં સ્પર્ધા થતી હોય છે. યાત્રીઓની એવી અસાધારણ ભીડ અને ધસારા થતા હોય છે કે કેટલાયે લોકો કચડાઈને મૃત્યુ પામતા હોય છે. ત્યાં કામ કરતા રક્ષકોને પણ યાત્રીઓનો ધસારો ખાળવાનું અશક્ય બની જાય છે. સરકાર હવે સાવધાનીનાં જરૂરી પગલાં લેવા માંડી છે અને ઘાટની પહોળાઈ વધારાઈ છે તેમ જ પગથિયાં પણ વધારવામાં અને સુધારવામાં આવ્યાં છે. કૉલેરા તેમ જ બીજો રોગચાળો ફાટી નીકળતો અટકાવવા માટે સ્વચ્છતા જળવાઈ રહે તે માટે સંખ્યાબંધ સુધારા કરવામાં આવ્યા છે. સ્નાન કરવાની જગ્યાએ પણ સુધારા કરવામાં આવ્યા છે. જ્યાં લોકો સ્નાન કરે છે ત્યાં પાણીને તળિયે પથ્થર જડી લેવામાં આવ્યા છે અને સ્નાન કરનાર યાત્રીઓના રક્ષણાર્થે બહારના ભાગ પર લોખંડના સળિયા નાખવામાં આવ્યા છે.

હર કી પાયરી નજીક સહુથી મોટું અને મહિમાવંત મંદિર છે. કુંભમેળાના દિવસોમાં લાખો લોકો આ મંદિરે આવે છે.

ભીમઘોડા તળાવની સાથે પણ એક કથા સંકળાયેલી છે. પાંડવ બંધુઓમાં બીજા એવા ભીમસેનને નદીના ઢોળાવ

આગળ તેના વહનને માર્ગદર્શન કરાવવા માટે રહેવાનું જણાવવામાં આવ્યું હતું. ભીમના અશ્વની એક જ લાત લાગતાં ખડકમાં મોટું ગાબડું પડયું હતું અને તેથી આ જગ્યા 'ભીમઘોડા' અથવા 'ભીમઘોડા તળાવ' તરીકે ઓળખાય છે.

નદી પાસે અને શહેરમાં એક બ્રહ્મકુંડ છે. ગંગાદ્વારની દક્ષિણે સંખ્યાબંધ મંદિરો અને મઠો આવેલા છે. હર કી પાયરીથી જરાક આઘે શ્રવણનાથનું શૈવ મંદિર છે. હરદ્વારથી એક માઈલને અંતરે માયાપુર નગર આવેલું છે. ત્યાં ઘણાં પુરાણાં મંદિર છે. એમાંનું એક માયાદેવીનું, બીજું ભૈરવનું અને ત્રીજું નારાયણનું છે. જે સાત પવિત્ર નગરો ગણાવાય છે તેમાંનું એક માયાપુર છે. હરદ્વારનું આ સંભવતઃ સહુથી પુરાણું સ્થળ છે. કનિંગહામના જણાવવા પ્રમાણે એ ઘણું પ્રાચીન સ્થળ છે. હ્યુ-એન-ત્સંગ જે સાડાત્રણ માઈલના ઘેરાવાવાળું અને વસ્તીવાળું નગર વર્ણવે છે તે આ જ છે. નારાયણ બલિ મંદિર એક મોટી ટેકરી પર છે અને તે પુરાણપ્રસિદ્ધ વેન રાજાના કિલ્લાનો અવશેષ છે. એ ટેકરી ૭૫૦ ફૂટ લાંબી ને તેટલી જ પહોળી છે.

માયાપુરની દક્ષિણે લગભગ એક માઈલ પર કનખલ શહેર આવેલું છે. આ નામનો અર્થ આવો થાય છે: એવો કોણ ખલ અથવા કપટી મનુષ્ય છે, જેને આ સ્થળે મોક્ષ પ્રાપ્ત થતો નથી? આ સ્થળે મુખ્યત્વે બ્રાહ્મણો અને સંન્યાસીઓ વસે છે. હરદ્વાર કરતાં આ સ્થળ મોટું છે. એનો દેખાવ ઘણો સુઘડ અને ચિત્રાત્મક છે. હરદ્વારનો સ્થિતિસંપન્ન વર્ગ અહીં વસે છે.

કથા એવી છે કે દક્ષ પ્રજાપતિએ આ સ્થળે યજ્ઞ

કરેલો. આ સ્થળ હજીય દક્ષસ્થાન તરીકે ઓળખાવાય છે. અહીં દક્ષનું મંદિર પણ છે. પોતાના પિતાએ કરેલા આ યજ્ઞમાં શિવપત્ની સતી પાર્વતી પોતાની મેળે ચાહીને આવેલાં. તેમને યજ્ઞમાં આવવાનું નિમંત્રણ આપવામાં નહોતું આવ્યું તોપણ તેઓ આવેલાં. દક્ષે શિવને આપવું જોઈએ તેવું માન ન આપ્યું અને પાર્વતી પ્રત્યે પણ ઉષ્માવિહીન વર્તાવ રાખ્યો તેથી સતી પોતે બળી મર્યાં. શિવને આ દુર્ઘટનાની જાણ થઈ અને વીરભદ્ર દ્વારા આ યજ્ઞનો નાશ કર્યો. વીરભદ્રે દક્ષનું મસ્તક છેદી નાખ્યું. તે પછી દેવોએ ભગવાન શંકરની ખૂબ ખૂબ સ્તુતિ કરી અને તેથી છેવટે શિવે દક્ષને પુનઃ સજીવન કર્યો.

સતી શા માટે અહીં બળી મર્યાં તે સંબંધમાં એક બીજી પણ વાર્તા છે. એક વાર શિવે સતીની ઉપસ્થિતિમાં રામને પ્રણિપાત કર્યા. સતીએ શિવને આનું કારણ પૂછ્યું. સતીને કહેવામાં આવ્યું કે રામ એ મર્ત્ય નથી પણ ખુદ પોતે એટલે કે શિવ જેને વંદન કરે છે એવા વિષ્ણુના અવતાર છે. સતીને રામની પરીક્ષા કરવાની ઇચ્છા થઈ. પોતે સીતાનું રૂપ ધારણ કર્યું. અને રામને મળ્યાં. રામે તરત જ તેમને ઓળખી કાઢ્યાં અને તેમને પ્રણામ કર્યા. સતી ઘેર પાછાં ફર્યાં. શિવને આ બનાવની જાણ થઈ. શિવ સીતાજી પ્રત્યે માતૃભાવ રાખતા એથી સીતાનો સ્વાંગ ધર્યો બાદ સતીને બીજા કોઈ ભાવે તેઓ જોઈ શકયા નહિ. સતીએ જોયું કે શિવ પોતાની પ્રત્યે કોઈ ઉમળકો દાખવતા નથી તેથી તેઓ પોતાના પિતાને ત્યાં ગયાં અને ત્યાં પણ તેમનું અપમાન કરવામાં આવ્યું તેથી તેઓ જાતે બળી મર્યાં, પછી હિમાલયની પુત્રી તરીકે તેમનો

પુનરાવતાર થયો. આ બધી કથાઓ કનખલ સાથે સંકળાયેલી છે. કનખલમાં સંખ્યાબંધ મંદિરો છે. એમાં દક્ષ-મંદિર મુખ્ય છે. આ સ્થળે દક્ષના યજ્ઞમાં ભંગાણ પાડવામાં આવેલું. આજુબાજુમાં સંખ્યાબંધ એવાં મંદિરો છે, જે વેરાન અવસ્થામાં છે. નજીકમાં ધર્મશાળાઓ પણ બાંધવામાં આવી છે.

સનત્કુમાર કનખલમાં સિદ્ધ થયા હતા. હરદ્વારથી લગભગ ચાર માઈલ પર જ્વાલાપુર આવેલું છે. હરદ્વારના મુખિયાજીઓ ઘણુંખરું ત્યાં રહે છે.

હરદ્વાર અને કનખલ હિમાલયનું તળ સૂચવે છે. અહીં ગંગા અત્યંત વેગપૂર્વક વહે છે. પ્રકૃતિ–દશ્યો, પહાડી પ્રદેશનું સાન્નિધ્ય અને ભારતની સહુથી મોટામાં મોટી અને પવિત્ર એવી ગંગાનો નાદયુક્ત પ્રવાહ જે વાતાવરણ સર્જે છે તે ચૈતસિક શાંતિ અને આધ્યાત્મિક ઊર્ધ્વીકરણ માટે અનુકૂળ છે.

હરદ્વારથી લગભગ ૨૪ માઈલ પર હૃષીકેશ છે. હરદ્વારથી દહેરાદુન સુધીના માર્ગ પર તે આવેલું છે અને ત્યાંથી રસ્તો ગંગોત્રી, કેદાર અને બદરી તરફ જાય છે. હૃષીકેશ, ભરતજીના મંદિર માટે વિખ્યાત છે. આ મંદિર શ્રી શંકરાચાર્યે સ્થાપ્યુ હોવાનું કહેવાય છે. અહીં સંખ્યાબંધ ધર્મશાળાઓ છે. આ સ્થળ સાધુઓ અને સંન્યાસીઓથી ભરપૂર છે. અહીં વિખ્યાત કાલી કમલીવાલાની ધર્મશાળા છે. અહીં રાખવામાં આવેલા કારભારીઓ વધારાના સામાનની કાળજી રાખે છે અને શરાફની ગરજ સારે છે. તેઓ યાત્રીઓને બની શકે તેટલા મદદગાર થાય છે. જેઓ અહીંથી હિમાલયયાત્રા કરવા માટે

આગળ જવા માગતા હોય છે તેમને પોતાના કંડીઓ વગેરેનો પ્રબંધ કરવો પડે છે. સ્વામી શિવાનંદજીની અરણ્ય વિદ્યાપીઠ અને દિવ્ય જીવન મંડળી તેના સુંદર કાર્ય માટે પ્રસિદ્ધ છે.

કુબ્જાગ્રકને કેટલીક વાર હરદ્વાર તરીકે ઘટાવવામાં આવે છે અને વરાહ (૧૪૦–૬૦) એને હૃષીકેશ તરીકે ઘટાવે છે. કુબ્જાગ્રકમાં ભગવાન વિષ્ણુએ મુનિ રૈભ્યને દર્શન આપ્યું હતું. મુનિઓ:એ વિષ્ણુને કુબ્જાસ્વરૂપે, આંબાના વૃક્ષ પર બેઠેલી ખૂંધી સ્ત્રીના સ્વરૂપમાં જોઈ તેથી આ સ્થળને કુબ્જાગ્રક કહેવાય છે. બાદમાં એ વિષ્ણુ-તીર્થ કહેવાય છે.

હરદ્વારમાં શિવ પાર્વતીની સાથે વસે છે. જેઓ અહીં શિવભક્તિ કરે છે, તેઓ પરિશુદ્ધ થાય છે. ગંગા-દ્વારમાં જેઓ સ્નાન કરે છે, તેમને ઘણું પુણ્ય મળે છે. ('તીર્થપ્રકાશ': પૃષ્ઠ ૩૭૭).

માયા ક્ષેત્રની હદ ગંગાદ્વારથી રત્નસ્તંભ સુધી અને નંદાગિરિથી કાઠગિરિ સુધી વિસ્તરે છે.

હરદ્વાર, પ્રયાગ, ઉજ્જૈન અને નાસિક એ ચાર સ્થળોએ કુંભમેળો ભરાય છે.

સૂર્ય જ્યારે મેષ રાશિમાં પ્રવેશે છે અને ગુરુ કુંભ રાશિમાં આવે છે તે વેળા હરદ્વાર, પ્રયાગ, ઉજ્જૈન અને નાસિકમાં કુંભમેળો ભરાય છે અને ત્યાં લાખો લોકો જાય છે. ગંગામાં સ્નાન કરવા, મંદિરોમાં દર્શન કરવા અને સાધુ, સંતો તથા સંન્યાસીઓને મળવા લાખોની સંખ્યામાં લોકો આવે છે.

ઈસવી સનની સાતમી સદીમાં, રાજા હર્ષના શાસન-કાળમાં પ્રયાગમાં આવા ધાર્મિક મહોત્સવો ખૂબ ધામ-ધૂમથી ઊજવાતા. એવા એક પ્રસંગે ચીની યાત્રી હ્યુ–એન–ત્સંગ હાજર હતો. જુદા જુદા ધર્મના વરિષ્ઠ અધિકારી-ઓ ત્યાં એકત્ર થતા; તત્ત્વજ્ઞાન, ધાર્મિક વિષયો પર પરિ-સંવાદો યોજાતા અને રાજા આવા પ્રસંગોએ લખલૂટ દક્ષિણાઓ આપતા.

શ્રી શંકરાચાર્યે આવા ધાર્મિક અને દાર્શનિક પ્રકારના સામયિક મેળાઓની સંસ્થાને નિયંત્રિત કરીને સાધુ–સમાજમાં દરજ્જાની દૃષ્ટિએ વ્યવસ્થા આણી હતી. તેમણે સાધુઓના તેમના દરજ્જા અનુસાર દસ વર્ગ પાડ્યા, જેને દશનામી સંન્યાસી કહેવામાં આવે છે. દસ નામ આ પ્રમાણે છે: સરસ્વતી, પુરી, વન, તીર્થ, ગિરિ, પર્વત, ભારતી, અરણ્ય, આશ્રમ અને સાગર. આ યોજના અત્યંત સફળ નીવડી. ધર્મગુરુઓ વખતો-વખત કુંભનાં આ ચાર સ્થળોના પ્રવાસે જાય છે, સામાન્ય અનુયાયીઓના સંપર્કમાં આવે છે અને તેમના નૈતિક માર્ગ-દર્શક બને છે.

*

## ૩૦ : ચિત્રકૂટ

सुरम्यमासाद्य तु चित्रकूटं नदीं च तां माल्यवतीं सुतीर्थाम्।
ननन्द हृष्टो मृगपक्षिजुष्टां जहौ च दुःखं पुरविप્रवासात्॥

'કમલપુષ્પોથી આવૃત્તિ પવિત્ર નદી પાસે આવતાં શ્રી રામે ચિત્રકૂટની રમણીય ટેકરી પર આરામ કર્યો. પક્ષીઓ અને હરણોથી ભરીભરી એ ટેકરી જોતાં રામને એટલો બધો આનંદ થયો કે અયોધ્યા નગરીના ત્યાગનું દુઃખ એ વીસરી ગયા.'

—વાલ્મીકિ રામાયણ: અયોધ્યા. ૫૬–૩૫

ચિત્રકૂટ એ બાંદા જિલ્લાની કારવી તેહસીલમાં ઉત્તરે ૨૩° અને ૧૩' પર અને પૂર્વમાં ૮૦°–૪૦' પર આવેલી વિખ્યાત ટેકરી છે અને જાણીતું યાત્રાધામ છે. એ પ્રયાગની નૈઋ૪ત્ય દિશાએ લગભગ ૬૦ માઈલ પર અને ઝાંસી–માણિકપુર રેલવેલાઈન પર આવેલા ચિત્રકૂટ સ્ટેશનથી સાડાત્રણ માઈલ પર આવેલું છે.

ચિત્રકૂટ એ હિંદુઓનું એક પવિત્ર તીર્થ છે. શ્રીરામ સીતા અને લક્ષ્મણની સાથે ત્રેતાયુગમાં અહીં રહ્યા હતા. વિખ્યાત હિંદી કવિ તુલસીદાસને શ્રીરામનું દર્શન આ સ્થળે થયેલું. આ ટેકરી આગળથી પયસ્વિની અથવા પૈસૂની, જે મંદાકિની પણ કહેવાય છે, તે નદી વહે છે. ચિત્રકૂટ પાસે મંદાકિની નદીના કાંઠા પર સીતાપુર શહેર આવેલું છે અને એ મોટે ભાગે સાધુ–સંન્યાસીઓથી વસેલું છે. ચૈત્ર માસમાં રામનવમી, દિવાળી અને ગ્રહણોના દિવસોએ ધાર્મિક ઉત્સવો અને મેળાઓ યોજાય છે. નદીના કાંઠાઓ પર જુદાજુદા દેવોનાં ત્રીસ જેટલાં દહેરાં આવેલાં છે. ધાર્મિક

રસનાં મુખ્ય સ્થળોમાં કોટિતીર્થ, દેવાંગના, હનુમાનધારા, સ્ફટિકશિલા, ગુપ્ત ગોદાવરી અને ભરતકૂપનો સમાવેશ થાય છે.

એમ કહેવાય છે કે તુલસીદાસજી અહીં એક ચોતરા ઉપર બેસતા અને ઓરસિયા પર ચંદન ઘસતા અને શ્રી રામને કપાળે તેની અર્ચા કરતા. શ્રીરામનું તેમને દર્શન થયેલું.

चित्रकूटके घाटपै भई सन्तन की भीर।
तुलसीदास चन्दन घसे तिलक देत रघुवीर॥

કામતાનાથ અથવા કામદાનાથ એ આ ટેકરીનું બીજું નામ છે. એનો અર્થ તમામ કામનાઓ સંતોષનાર એવો થાય છે. લોકો પ્રદક્ષિણા અથવા પંચકોશી અર્થે આ ટેકરી-ની આસપાસ ફરે છે. પન્ના રાજાએ અહીં પથ્થરનો એક રસ્તો બંધાવ્યો છે. અહીં ચાલતાં ચાલતાં રામચોતરા, મુખારવિંદ અને ચરણપાદુકા આવે છે. આ આખોયે વિસ્તાર વાંદરાઓથી ભરેલો છે અને યાત્રાળુઓ તેમને જાત-જાતની ખાવાની ચીજો આપે છે.

કોટિતીર્થ એ ટેકરીની બાજુ પર છે. ત્યાં એક કુંડ છે, જ્યાં યાત્રીઓ સ્નાન કરે છે. એ કોટિતીર્થ કહેવાય છે; કારણ, કરોડો ઋષિઓએ અહીં તપ કર્યું હતું. હનુમાન-ધારામાં હનુમાનની એક પ્રચંડ મૂર્તિ છે. એના એક હાથ પર ટેકરી પરથી જલસ્રોત વહે છે. સ્ફટિકશિલા એ પાષાણનું એક મોટું આસન છે. ત્યાં પાદચિહ્નો છે. કથા એવી છે કે ઇંદ્રના પુત્ર જયંતે કાગડાનું સ્વરૂપ ધારણ કર્યું અને આ સ્ફટિકશિલા પર સીતાજીને પોતાની ચાંચ મારી હતી.

નજીકમાં રેવાના મહારાજાએ લક્ષ્મીનારાયણ મંદિર બંધાવ્યું હતું.

સીતાપુરથી થોડાક માઈલને અંતરે અત્રિ અને અનસૂયાનો આશ્રમ આવેલો છે. નજીકમાં ગુપ્તગોદાવરી છે. અહીં સીતાકુંડ નામે એક કુંડ આવેલો છે.

ભરતકૂપ નામે એક કૂવો છે. શ્રીરામે તમામ તીર્થોમાંથી એકત્ર કરેલાં જળ એ કૂવામાં ઠાલવ્યાં હતાં. ભરત જ્યારે શ્રીરામને અયોધ્યા પાછા ફરવા સમજાવવાને ચિત્રકૂટ આવ્યો, ત્યારે રામે ભરતને રાજ્યારૂઢ થવા અને પોતાને જ રાજા થવાને સમજાવ્યો હતો. ભરતને રાજ્યાસનારૂઢ કરવા શ્રીરામે તમામ તીર્થસ્થળોનાં પવિત્ર જળ એકત્ર કર્યાં હતાં. ભરતે રાજગાદીએ આરૂઢ થવાની ના પાડતાં આ તમામ જળ આ કૂવામાં ફેંકવામાં આવ્યાં હતાં. અહીં સ્નાન કરવું ઘણું જ પવિત્ર ગણાય છે, તીર્થસ્નાન ગણાય છે. ચોબાપુરથી એ છ માઈલ પર આવેલું છે.

દેશવટા અર્થે શ્રીરામે અયોધ્યા છોડયું તે પછી તેમણે ગંગા નદી ઓળંગી અને શૃંગવેરપુર આવ્યા. ત્યાં તેઓ ગુહને મળ્યા. અને ત્યાંથી તેઓ સઘળા ભરદ્વાજ મુનિને આશ્રમે આવ્યા. ઋષિએ શ્રીરામને યમુનાના પ્રવાહને અનુસરીને તથા હોડકામાં અંશુમતી નદી ઓળંગીને ચિત્રકૂટ પર્વત પર જવાની સલાહ આપી. એ પછી ન્યગ્રોધ વૃક્ષ તેમના જોવામાં આવશે અને ત્યાંથી એક ગાઉને અંતરે નીલ કાનન આવશે. ઋષિએ કહ્યું કે, એ માર્ગે ચિત્રકૂટ જવાશે. એ માર્ગ સરળ, કોમળ અને અતાપ છે. ઋષિ પોતે હમેશ એ માર્ગે જતા. ત્યાં સર્વત્ર બહુ રમણીય, હરિયાળાં અને નયનાભિરામ દૃશ્યો જણાશે.

શ્રીરામ, સીતા અને લક્ષ્મણની સાથે ચિત્રકૂટ ચાલ્યા. ત્યાં તેમણે જોયું તો સર્વ વૃક્ષો ફૂલ–ફળથી સમૃદ્ધ, પર્ણ-

ઘટામાં મધથી ભરેલા ભારે મધપૂડા, જંગલી કૂકડાઓ, મયૂરો, હાથીઓ અને મધુરભાષી પક્ષીઓ હતાં. એ પછી તેઓ મુનિ વાલ્મીકિના આશ્રમે ગયા. મુનિએ તેમનું ખૂબ ભાવભર્યું આતિથ્ય કર્યું અને ત્યાં આરામ લેવા જણાવ્યુ. શ્રીરામે હરણની આહુતિ આપીને વાસ્તુ કર્યું. રામને બધી વિધિઓની અને ક્રિયાકાંડની તાલીમ મળી હતી. સ્નાનશુદ્ધ થઈને શાંત ચિત્તે તેમણે વૈદિક ઋચાઓનો પુનરુચ્ચાર કર્યો. તેમણે વૈશ્વદેવ કર્યો અને રુદ્ર તથા વિષ્ણુને આહુતિ આપી અને એમ એમણે પોતાના નવા નિવાસની રક્ષા અર્થે વાસ્તુવિધિ કરી. એમણે મૂંગા મૂંગા જપ કર્યા, નદીમાં ફરીથી સ્નાન કર્યું અને પાપનું કલંક નિવારે એવા બલિ હોમ્યા. એ પછી તેમણે નવી બંધાવેલી કુટિરને અનુકૂળ વેદી અને પૂજાસ્થાન તૈયાર કર્યાં અને તે પછી તેઓ નવા આવાસમાં પ્રવેશ્યા.

ભરત સૈન્ય લઈને શ્રીરામને પાછા ફરવા સમજાવવાને તેમની પાછળ ગયા. પ્રથમ તેઓ ભારદ્વાજ મુનિને આશ્રમે આવ્યા. ત્યાં મુનિએ ભરતને ત્રણે રાજમાતાઓની કથા વર્ણવવા જણાવ્યુ. ભરતે તેનું વર્ણન કર્યું:

'આપને જે અહીં દેવી જેવી દેખાય છે તે રાજાની પટરાણી છે. પણ હવે તે ઉપવાસ અને વિષાદથી કૃશ થઈ ગઈ છે. અદિતિએ જેમ ધાત્રીને જન્મ આપ્યો તેમ આ કૌશલ્યાએ સિંહસમા રામને જન્મ આપ્યો. એમની ડાબી બાજુએ રાજાની બીજી રાણી સુમિત્રા એમના પર સ્નેહથી ઝૂકી રહી છે. શોકથી દુઃખમાં ડૂબેલી અને જેનાં પુષ્પો ચીમળાઈ ગયાં છે એવા કર્ણિકાર વૃક્ષની શાખા

જેવી લાગતી રાજાની એ બીજી રાણી પરાક્રમી અને દેવ જેવા રાજકુમારો લક્ષ્મણ અને શત્રુઘ્નની માતા છે અને પેલી દુષ્ટા, જેણે મારા ભાઈઓના હૃદયને વિષાદથી ભરી દીધાં છે અને અમારા શોકસંતપ્ત પિતાને સ્વર્ગે મોકલી દીધા તે ગર્વિલી, મૂર્ખ, ક્રોધની આગ સળગાવતી, પોતે સુંદર હોવાનો અહં ધરાવતી, મહત્ત્વાકાંક્ષી રાણી દેખાવે આર્ય પણ પ્રકૃતિએ ખરેખરી અનાર્ય છે એવી સ્ત્રી તે કૈકેયી, મારી માતા છે. એની અધમ ઇચ્છા તે અમારા સહુના દુઃખનું કારણ છે. એની એ ઇચ્છા મારા હૃદયને ચૂર્ણ કરી નાખે છે.' એમ કહીને જેની બંને આંખ રુદનથી રાતી થઈ હતી, એવા રાજકુમાર ભરતે ક્રોધે ભરાયેલા સર્પની જેમ ફૂંફાડો માર્યો. મુનિ ભારદ્વાજે ભરતને કૈકેયી પર એમ તિરસ્કાર ન વરસાવવાનું જણાવીને કહ્યું કે, રામનો દેશવટો માનવજાતના કલ્યાણ અર્થે છે. ભરત તે પછી રામની શોધમાં ચિત્રકૂટ આગળ વધ્યો. તેમણે યજ્ઞની વેદીમાંથી ધૂમ્રવલયને ઊંચે ચડતાં નિહાળ્યાં. ભરતે પોતાની સેનાને એક બાજુએ ઊભી રહેવાનું જણાવ્યું અને પોતે સુમંત્ર તથા ધૃતિની સાથે આગળ ગયો. અહીં લશ્કરની હાજરીને કારણે વન્ય પશુઓ રામની કુટિર તરફ ભાગ્યાં. આ કોલાહલથી કુતૂહલ થતાં લક્ષ્મણે એક વૃક્ષ પર ચડીને જોયું તો ભરતનું સૈન્ય ખડું હતું. એને કશાક તોફાનની શંકા ગઈ અને જેને ખાતર કૈકેયીએ આ બધી આફત જન્માવી તે ભરતના લશ્કરનો સંહાર કરવા માટે રામની અનુજ્ઞા માગી. રામે લક્ષ્મણને શાંત કર્યો અને પ્રતિજ્ઞા ઉચ્ચારી કે, જો મેં ભરત, તું અથવા શત્રુઘ્ન વિના કંઈ પણ સુખ વાંચ્છયું હોય તો તે સુખ અગ્નિની જ્વાળા-

ઓથી ભસ્મ બની જાઓ.

यद् विना भरतं त्वां च शत्रुघ्नं वाऽपि मानद।
भवेन्मम सुखं किंचिद् भस्म तत्कुरुतां शिखी॥

—અયોધ્યા૦ : ૯૯-૮

રામે કહ્યું કે, 'હું જો કહું તો ભરત તત્કાળ આખુંયે રાજ્ય લક્ષ્મણને આપી દેશે.'

उच्यमानो हि भरतो मया लक्ष्मण तद्वचः।
राज्यमस्मै प्रयच्छेति बाढमित्येव मंस्यते॥

—અયોધ્યા૦ : ૯૭-૧૮

ભરત વિષે રામની વિશ્વાસભરી, સ્નેહાળ અને શ્રદ્ધેય વાણી સાંભળતાં જ લક્ષ્મણ શરમિંદો બન્યો અને ઠંડો થયો. ભરત કુટિરમાં આવ્યો અને રામને ચરણે પડ્યો. કહ્યું : 'આર્ય !' રામને એ આ જ વચનથી સંબોધતો :

उक्त्वार्येति सुदुद्दीनं पुनर्नोवाच किञ्चन।

—અયોધ્યા૦ : ૧૦૦-૩૮

વીર શત્રુઘ્ન પણ મોટેથી રડી પડ્યો. રામે અશ્રુપૂર્ણ નેત્રે પોતાના અનુજોને આશ્લેષમાં લીધા. રામે ભરતને ઊભો કર્યો, એને વહાલથી ચુંબન કર્યું અને ઊંડા શ્વાસથી એનું મસ્તક સૂંઘ્યું. એને ગાઢ આલિંગન આપ્યું અને પોતાના ઉત્સંગમાં એને બેસાડ્યો. ભરતે રાજા દશરથના મૃત્યુના સમાચાર કહ્યા અને કહ્યું : 'ભાઈ, હવે તમે તો પિતાજીને સ્થાને છો.' રામે એને પોતાના આશ્લેષમાં લઈને કહ્યું : 'હવે તો તું જ આ રાજ્ય ભોગવ.' ભરતે, જાબાલ મુનિએ અને વસિષ્ઠ મુનિએ રામને રાજા તરીકે

શાસનતંત્રની લગામ હાથમાં લેવાની વિનંતી કરી. પરંતુ રામે પોતાની પેલી પ્રસિદ્ધ પ્રતિજ્ઞા ઉચ્ચારી :

लक्ष्मीश्चन्द्रादपेयाद् वा हिमवान् वा हिमं त्यजेत्।
अतीयात् सागरो वेलां न प्रतिज्ञामहं पितुः॥

'ચંદ્ર પોતાનું સૌંદર્ય છોડે, હિમાલય પોતાના દેહ પરનું હિમ ત્યજી દે, કે મહાસાગર પોતાની નિશ્ચિત મર્યાદા લોપે; પરંતુ હું મારા પિતાનું વચન અવશ્ય પાળીશ જ.'

—અયોધ્યા૦ : ૧૧૨-૧૮

એમણે ભરતને કહ્યું : તારી માતા તારા પ્રત્યેના પ્રેમ યા લોભને કારણે આ કૃત્ય કરવા પ્રેરાઈ હશે; પરંતુ તું તારા મનમાંથી એની સ્મૃતિ કાઢી નાખ અને તારો માતૃપ્રેમ તેમ જ આદર તું દાખવ. સીતાની આ હૃદયથી પ્રાર્થના છે અને મારી પણ.

આ યાદગાર પ્રતિજ્ઞા શ્રીરામે ચિત્રકૂટ પર્વત પર ગ્રહી હતી.

આખરે ભરતે રામની પાદુકા લીધી અને ચૌદ વર્ષ સુધી પાદુકાને નામે રાજ્ય કરવાનું અને સંન્યાસીના જેવું જીવન જીવવાનું વચન આપ્યું. તે સાથે એવી ધમકી પણ ઉચ્ચારી કે, 'ચૌદ વર્ષ પછી જો આપ પાછા નહિ આવો તો હું અગ્નિમાં બળી મરીશ.' રામે એ સહુની વિદાય લીધી, અને હાથ જોડીને સહુને વિદાય આપી. રામ પોતાના કર્તવ્યમાં ગિરિરાજ હિમાલયશા અડગ રહ્યા. ભરત પોતાની સાથે રામની પાદુકા લઈ ગયા અને નંદીગ્રામ રહ્યા. રામ ત્યાંથી આગળ વધ્યા અને અત્રિ ઋષિ

તથા તેમનાં પત્ની અનસૂયાને આશ્રમ આવ્યા.

કથા એવી છે કે અનસૂયાએ પોતાના સતીત્વને બળે વર્ષો સુધીના દુષ્કાળ બાદ ગંગાને આ સ્થળે વહેવડાવી જે મંદાકિની કહેવાય છે.

રામાયણમાં જણાવાય છે કે ચિત્રકૂટ પહાડ ભારદ્વાજ મુનિના આશ્રમથી દશ ગાઉ આઘે છે. મુનિનો આશ્રમ પ્રયાગ પાસે હતો. આ ચિત્રકૂટ પિતૃતીર્થ તરીકે પણ જાણીતો છે. મહાકવિ કાલિદાસ 'મેઘદૂત'માં એને 'રામગિરિ' તરીકે ઓળખાવે છે. રામ લંકાથી અયોધ્યા જતાં સીતાને કહે છે :

धारास्वनोद्गारि दरीमुखोऽसौ शृंगाग्रलग्नाम्बुदवप्रपङ्कः।
बध्नाति मे बन्धुरगात्रि! चक्षुर् दृप्तः ककुद्मानिव चित्रकूटः॥

'લલિતાંગી, આ ચિત્રકૂટ મારી દૃષ્ટિને આકર્ષે છે. એ એક મદોન્મત્ત ભવ્ય સાંઢ જેવો લાગે છે. એના પરથી નીચે પડતા જલસ્રોતનો ધ્વનિ તે સાંઢના ફુત્કાર સમો છે. એની ગુફા તે સાંઢના સંપૂર્ણપણે ઉઘાડા એવા મુખસમી લાગે છે. પહાડની ટોચ પર ઝઝૂમી રહેલો પેલો મેઘ તે આ સાંઢે રમતમાં ઉછાળેલા અને પોતાનાં શૃંગ ઉપર ચોંટી રહેલા કાદવ સમો લાગે છે.'

આત્મારામ દુબે અને હુલસીના પુત્ર તુલસીદાસજી-(ઈ. સ. ૧૫૩૧ થી ૧૬૨૮)નો જન્મ ચિત્રકૂટથી લગભગ વીસ માઈલ દૂર આવેલા રાજાપુરમાં થયો હતો. એમના ગુરુનું નામ નરહરદાસજી હતું. તુલસીદાસજી અશુભ મનાતા મૂળ નક્ષત્રમાં જન્મ્યા હોવાથી એમના પિતાએ એમનો ત્યાગ કર્યો હતો. એમના ગુરુ એને બનારસમાં પંચગંગા

ઘાટ પર આવેલા રામાનંદી મઠમાં લઈ ગયા. ત્યાં તુલસીદાસજીને શેખ સનાતનજી નામના એક મહાન વિદ્વાનનો સંગ થયો. તેઓ દીનબંધુ પાઠકની પુત્રી રત્નાવલી સાથે પરણ્યા. તુલસીદાસજી રત્નાવલીના અંગલાવણ્યથી તેના પ્રત્યે અતિશય આસક્ત રહેતા હતા. આથી રત્નાવલીએ એમને મેણું માર્યું:

अस्थिचरममय देह मम ता मैं जैसी प्रीति।
तैसी जो श्रीराम में होति न तो भवभीति॥

'તું મારાં અસ્થિ અને આ ચામડીમાં આટલી બધી આસક્તિ રાખે છે તે કરતાં જો શ્રીરામ પ્રત્યે એટલી આસક્તિ રાખશે તો પુનર્જન્મનો કોઈ ભય તને નહિ રહે.'

આ મેણું સાંભળતાં જ તુલસીદાસજીનો જીવનરાહ બદલાયો. એમણે ઘર છોડ્યું, સાધુ થયા અને શ્રીરામના ભક્ત બન્યા. અને તે પછી વીસ વર્ષ સુધી એમણે તીર્થાટન કર્યું. તેમણે ચાતુર્માસ અયોધ્યામાં ગાળ્યો અને પછી અનેક તીર્થસ્થળોમાં ફર્યા અને તે પછી દીર્ઘકાળ સુધી ચિત્રકૂટ પર રહ્યા. કહેવાય છે કે ચિત્રકૂટ પર એમને શ્રીરામનું દર્શન થયું. ઘણા સાધુ-સંતો એમને મળવા આવતા. ત્યાં એમને ઘણા મિત્રો મળ્યા, જેમાં એક કવિ સુરદાસ હતા. એ પછી તેઓ અયોધ્યા પાછા ફર્યા અને ઈ. સ. ૧૫૭૪ના માર્ચની ૩૦ મી તારીખે મંગળવારે એમણે પોતાનું વિખ્યાત 'રામચરિતમાનસ' રચવું શરૂ કર્યું.

કથા એવી છે કે એક આમ્રવૃક્ષ ઉપર એક પ્રેત રહેલું હતું. તુલસીદાસજી એ વૃક્ષને રોજ જલસિંચન કરતા અને તેથી પ્રેત તેમના પર ખુશ થયું અને તેમને વરદાન

માગવાનું કહ્યું. તુલસીદાસજીએ શ્રીરામના દર્શનની ઇચ્છા વ્યક્ત કરી. પેલું પ્રેત તેમને હનુમાન પાસે લઈ ગયું. હનુમાન દરરોજ ત્યાં મંદિરમાં રામાયણની કથા શ્રવણ કરવા જતા. તુલસીદાસજીએ પ્રેતે કહ્યા મુજબ કર્યું અને હનુમાનને મળ્યા. અને એમની કૃપાથી તુલસીદાસજીને ચિત્રકૂટ પર રામલીલા જોવાનો લાભ મળ્યો. રામલીલામાં રામ અને અન્ય સહુ સાક્ષાત્ હાજર હતા. ભરતે ચિત્રકૂટ પહાડ પર રામની પાદુકા મેળવી, તે પ્રસંગનું આલેખન તુલસીદાસજી આ પંક્તિઓમાં કરે છે:

चरनपीठ करुना निधान के। जनु जुग जामिक प्रजाप्रान के॥
संपुट भरत सनेह रतन के। आखर जुग जुनु जीव जतन के॥
कुलकपाट कर कुसल कर्म के। विमल नयन सेवा सुधर્म के॥
भरत मुदि अवलंब लहेते। अस सुख जस सियराम रहेते॥

'કરુણાસાગર ભગવાનની બે પાદુકા તે પ્રજાજીવનની રક્ષક જેવી હતી, ભરતના સ્નેહરત્નનું જતન કરનાર મંજૂષા જેવી હતી. આત્માના મહા મોક્ષમંત્ર 'રા' અને 'મ'નાં બે પ્રતીક સમી હતી. રઘુના વંશનાં બે દ્વાર સમી હાલ સદ્‌ગુણના બે કર સમી હતી. સેવા અને કર્તવ્યનાં બે શુદ્ધ નેત્ર સમી હતી. આ આશ્વાસન મળતાં ભરતને પોતે જાણે સીતા અને શ્રીરામના સહવાસમાં હોય એટલો બધો હર્ષ થયો.'

—રામચરિતમાનસ, અ૦ કાંડ: ૩૦૭, ૫ થી ૮

*

## ૩૧ : અમરકંટક

चंद्रसूर्योपरागे तु गत्वा ह्यमरकण्टकम् ।
अश्वमेधाद् दशगुणं पुण्यमाप्नोति मानवः ॥
एव पुण्यो गिरिवरो देवगन्धर्वसेवितः ।
नानाद्रुमलताकीर्णो नानापुष्पोपशोभितः ॥
अत्र सन्निहितो राजन् देव्या सह महेश्वरः ।
ब्रह्मा विष्णुस्तथा चेन्द्रो विद्याधरगणैः सह ॥
प्रदक्षिणं तु यः कुर्यात् पर्वतामरकण्टके ।
पौण्डरीकस्य यज्ञस्य फलं प्राप्नोति मानवः ॥

'ચંદ્રગ્રહણ તેમ જ સૂર્યગ્રહણના દિવસોમાં જે કોઈ અમરકંટકની મુલાકાત લે છે તેને અશ્વમેધ કર્યા પછી પ્રાપ્ત થતા પુણ્ય કરતાં દશગણું પુણ્ય મળે છે. આ પુનિત ગિરિવર ઉપર દેવો અને ગાંધર્વોનો વાસ છે. એ સંખ્યાબંધ પુષ્પલતા અને વૃક્ષોથી સભર છે. અહીં ઉમા સહિત ભગવાન શંકર વસે છે. વળી બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર અને વિદ્યાધરોનો પણ વાસ છે. આ અમરકંટક પહાડની પ્રદક્ષિણા કરનારને પૌણ્ડરીક યજ્ઞ કર્યાનું પુણ્ય પ્રાપ્ત થાય છે.'

—વરમિત્રોદય તીર્થપ્રકાશમાં કૂર્મ૦ : પૃ૪ ૩૮૨

**પાવિત્ર્યની** દૃષ્ટિએ ગંગા પછીનું બીજું સ્થાન નર્મદાનું છે. આ નર્મદા, જેને ટોલેમી 'નામદોસ' તરીકે અને પેરીપ્લસ 'નામ્નડીઓસ' નામે ઓળખે છે, તેનું ઉદ્‌ગમસ્થાન અમરકંટકના ઉચ્ચ પ્રદેશના શિખરમાં છે. અમરકંટક ઉત્તરે ૨૨° ૪૧' અને પૂર્વમાં ૮૧° ૪૮' પર છે. અમરકંટક એ મેકલ અથવા મિકુલ ટેકરીઓના અંગરૂપ છે. તેનું છેક પૂર્વનું શિખર ગોંદવડમાં છે. સમુદ્રની સપાટીથી તે ૩૪૯૩ ફૂટ ઊંચે છે. કટની અને બિલાસ-

પુરને સાંકળતા રેલવે માર્ગ પર પેંડ્રા રોડ સ્ટેશન આવેલું છે. અમરકંટક આ સ્ટેશનેથી લગભગ સાત માઈલ દૂર છે.

નર્મદા, સોન અને મહાનદી એ ત્રણેનાં ઉદ્ભવસ્થાન અમરકંટકના આ ઉચ્ચ પ્રદેશમાં છે. યાત્રાનું આ અતિ



પાતાલેશ્વર, અમરકંટક

વિખ્યાત સ્થળ છે. જગન્નાથપુરીથી આવતાં યા ત્યાં જતાં યાત્રાળુઓ સામાન્ય રીતે આ સ્થળની મુલાકાત લે છે.

આ અમરકંટક પહાડ ઉપર અમરનાથ મહાદેવ અને નર્મદાદેવીનાં, કેટલાંક શૈવ ધર્મનાં, તો કેટલાંક વૈષ્ણવોનાં એમ અનેકવિધ મંદિરો છે. બાળ નર્મદાના અગ્રભાગમાં એક કુંડ છે જે ઘણો પવિત્ર ગણાય છે. વળી કરણ મંદિર તરીકે ઓળખાતું એક નિર્જન મંદિર પણ છે. કહેવાય છે કે એ કરણ રાજાએ બંધાવ્યું હતું. સ્થાપત્યની દૃષ્ટિએ એ કંઈક રસ જાગે એવું યે છે.

અમરકંટક એ વિંધ્યગિરિમાળાનો પૂર્વ પ્રદેશ છે. ભારતમાં જે મુખ્ય સાત કુલ પર્વતો કહેવાય છે તેમાંનો એક તે વિંધ્ય છે. સાત પર્વતોનાં નામ આ પ્રમાણે છેઃ મહેન્દ્ર, મલય, સહ્ય, શુક્તિમાન, રિક્ષ, વિંધ્ય અને પારિયાત્ર.

तती वर्षं प्रवक्ष्यामि यथाश्रुतमहो द्विजाः ।
महेन्द्रो मलयः सह्यः शुक्तिमानृक्षवानपि ।
विन्ध्यश्च पारियात्रश्च सप्तैते कुलपर्वताः ॥

-પદ્મ, આદ, પ્રકરણ છઠ્ઠું, શ્લોક ૭ અને ૮

મહાકવિ કાલિદાસે પોતાના 'મેઘદૂત'માં અમરકંટકનો નિર્દેશ 'આમ્રકૂટ' તરીકે કર્યો છે. 'મેઘદૂત'માં ચિત્રકૂટનો નિર્દેશ છે. પણ તે ચિત્રકૂટ પ્રયાગ નજીક આવેલું વિખ્યાત ચિત્રકૂટ સમજવાનું નથી. ત્યાં ચિત્રકૂટ તે રામગિરિ પહાડ એ અર્થ સમજવાનો છે. યક્ષ મેઘને અમરકંટક પાસે આવેલા રામગિરિ થઈ આમ્રકૂટ અથવા તળ અમરકંટક જવાને વીનવે છે.

त्वामासारप्रशमितवनोपप्लवं साधु मूर्ध्ना
वक्ष्यत्यध्वश्रमपरिगतं सानुमानाम्रकूटः ।

न क्षुद्रोऽपि प्रथमसुकृतापेक्षया संश्रयाय
प्राप्ते मित्रे भवति विमुखः किं पुनर्यस्तथोच्चैः ॥

—મેઘદૂત : ૧૭

રામગિરિ ટેકરી અથવા ચિત્રકૂટ ઉપર ઘડીક વિરામ લઈને મેઘને તેનું શેષકાર્ય આમ્રકૂટ અથવા અમરકંટક પહાડ પર પૂરું કરવાની વિનંતી યક્ષ કરે છે :

'ઉન્નત શૃંગધારી આમ્રકૂટ પોતાના શિખર પર તારું સ્વાગત કરશે. અવિરત વરસીને તેં વડવાનલને ઠાર્યો હશે તેથી પ્રવાસમાં તું શ્રમિત થયો હશે. પૂર્વે ઉપકાર કરનાર અને પછી આશ્રય ખોળતા આવેલા મિત્રનું આતિથ્ય કરવાની એક અદનો માનવી પણ ના નથી પાડતો, તો પછી આવા ઉદાત્તહૃદયી આમ્રકૂટની તો વાત જ શી?'

અમરકંટક 'આમ્રકૂટ' તરીકે ઓળખાય છે તેનું સંભવિત કારણ તેના શિખર પર અસંખ્ય આમ્રવૃક્ષો હોવાનું લાગે છે.

કુંડ અથવા જળાશયમાંથી નર્મદાનો નાનકડો સ્રોત પશ્ચિમ તરફ વહે છે અને લગભગ બે માઈલનો માર્ગ કાપ્યા પછી અત્યંત પ્રબળ વેગથી લગભગ સિત્તેર ફૂટ નીચે ભૂસકો મારે છે. આ સ્થળ કપિલધારા તરીકે જાણીતું છે.

ઉપેક્ષાયેલું અથવા નિર્જન ગણાતું કરણ મંદિર કદી પૂરું બંધાયું જ નથી. સમચોરસ પ્રદેશની ત્રણ બાજુએ ત્રણ મંદિર છે. ચોથી બાજુ ખાલી છે અને ત્યાં જે વ્યાસપીઠ છે તે છેડા આગળથી તૂટેલી છે. કનિંગહામે આ મંદિરની ખજુરાહોના નાના મંદિર સાથે તુલના કરી છે અને એના સ્પષ્ટ અને સુઘડ ઘાટની ભારે પ્રશંસા કરી છે.

મેકલ એ અમરકંટક પહાડ જે વિંધ્ય ગિરિમાળાના

અંગરૂપ છે તેનું બીજું નામ છે. નર્મદા નદીનો ઊગમ આ સ્થળે છે અને તેથી 'અમરકોશ'માં એ મેકલકન્યકા તરીકે વર્ણવાયું છે.

रेवा तु नर्मदा सोनोद्भवा मेकलकन्यका ।

અવન્ત્ય ખંડમાં સ્કંદનો ત્રીજો ઉપખંડ છે જેને રેવા-ખંડ કહેવામાં આવે છે. એના ૨૩૨ અધ્યાય છે. ૨૧ મા પ્રકરણમાં એમ કહેવાયું છે કે, નર્મદા નદી સર્વ પાપોનો નાશ કરવાને શક્તિમાન છે. ગંગા નદી કનખલ આગળ પવિત્ર લેખાય છે. સરસ્વતી કુરુક્ષેત્ર આગળ પવિત્ર ગણાય છે. પણ નર્મદા શું નગરમાં કે શું અરણ્યમાં સર્વત્ર પુણ્ય-સલિલા મનાય છે. સરસ્વતીનાં જળ મનુષ્યને ત્રણ દિવસમાં વિશુદ્ધ કરે છે, યમુના નદી સાત દિવસમાં નિર્મળ કરે છે, ગંગાનાં નીર તત્કાળ પાપમુક્ત કરે છે; પરંતુ નર્મદાનાં તો દર્શનમાત્રથી મનુષ્ય વિકિલ્મિષ બને છે. આ નર્મદા નદી અમરકંટક પહાડમાંથી ઉદ્દભવે છે. અમરકંટક કલિંગની પશ્ચિમે છે. આ નદી ત્રિભુવનમાં પવિત્ર છે અને પ્રત્યેક પદે તેનું દર્શન રમણીય છે.

कलिंगदेशात् पश्चार्द्धे पर्वतेऽमरकण्टके ।
पुण्या च त्रिपु लोकेपु रमणीया पदे पदे ॥

કલિંગ દેશ ઉત્તર સિરકાર છે. તે ઓરિસ્સાની દક્ષિણે અને દ્રાવિડ દેશની ઉત્તરે છે. પૂર્વમાં તે બંગાળાના ઉપ-સાગરને સ્પર્શે છે.

પદ્મપુરાણના અધિખંડના છઠ્ઠા પ્રકરણમાં ૩૫ અને ૩૬ મા શ્લોકમાં મેકલા, ઉત્કલા અને કલિંગનો અલગ અલગ નિર્દેશ છે.

उत्तमाश्च दशार्णाश्च मेकलाश्चोत्कलैः सह।
पाञ्चालाः कोशलाश्चव नाकपृष्ठयुगन्धराः।
बोधा मद्राः कलिङ्गाश्च काशयोऽपरकाशयः॥

આ નર્મદા નદીના મૂળ આગળ તથા તેનાં કાંઠાઓ પર દેવો, ગંધર્વો, ઋષિઓ અને સંન્યાસીઓએ તપ કરીને મહાન સિદ્ધિઓ મેળવી છે. કોઈ પણ વ્યક્તિ વ્રતનિયમ આચરી, ઇન્દ્રિયસંયમ જાળવીને અહીં સ્નાન કરે અને એક રાત્રી ઉપવાસ કરે તો એ પોતાના સો પૂર્વજોને મોક્ષ અપાવે છે, અમરકંટક પહાડ મહાન સિદ્ધિક્ષેત્ર તરીકે વર્ણવાયો છે. અહીં ભગવાન શંકરનો વાસ છે.

નર્મદા નદી કૂર્મના જણાવવા પ્રમાણે સો જોજન લાંબી છે અને બે જોજન પહોળી છે. જ્યારે સ્કંદમાં, એ નદી અર્ધો જોજન પહોળી હોવાનુ જણાવાયુ છે. હકીકતમાં એની લંબાઈ ૮૦૧ માઈલ હોવાનું અંદાજાયુ છે. અને જુદેજુદે સ્થળે એની પહોળાઈ જુદી જુદી છે. અમુક અમુક સ્થળે અમુક વામ પહોળી છે તો ભરૂચ શહેરની નીચે સત્તર માઈલ પહોળી છે. ત્યાં એનુ મુખ છે અને ખંભાતના અખાતમાં તે વિલીન થાય છે.

અમરકંટકથી ભરૂચ પાસે સમુદ્ર સુધીના એના વિસ્તાર પર સંખ્યાબંધ તીર્થસ્થાનો આવેલાં છે. મત્સ્ય અને પદ્મ પુરાણમાં આવાં દશ કરોડ તીર્થો હોવાનું જણાવાયું છે. અગ્નિ, કૂર્મ અને સ્કંદપુરાણમાં સાઠ કરોડ ને સાઠ હજાર તીર્થો હોવાનુ જણાયુ છે. આમાનાં ચારસો તો નારદીય પુરાણમાં જણાવાયા પ્રમાણે મુખ્ય તીર્થો છે. સ્કંદપુરાણમાં જણાવાયા પ્રમાણે આ કલિયુગમાં મનુષ્યોનુ આધ્યાત્મિક બળ ક્ષીણ થઈ રહ્યું હોવાથી પ્રત્યક્ષ તીર્થો થોડાંક જ છે.

રેવા અને નર્મદાને સાધારણ રીતે એક જ લેખવામાં આવે છે. એટલે કે રેવા તે જ નર્મદા છે. સ્કંદપુરાણના રેવાખંડમાં બન્નેને એક જ ગણવામાં આવી છે. પરંતુ ભાગવતપુરાણ (૫-૧૯-૧૮) અને વામનપુરાણ(૧૩-૨૫-૨૯)માં તેનો અલગ અલગ નિર્દેશ કરવામાં આવ્યો છે. રેવા વિંધ્યમાંથી ઉદ્દ્ભવી હોવાનું અને નર્મદા રુક્ષપાદમાંથી પ્રગટી હોવાનું જણાવાયું છે: ડૉ. બી. સી. લોના કહેવા મુજબ રેવા અને નર્મદાના ભિન્ન ભિન્ન પ્રવાહો માંડલ નજીક મળે છે અને એ પછી બંને નામો ફાવે તે પ્રમાણે વપરાય છે.

સ્કંદમાં જણાવાયા પ્રમાણે અમરકંટક શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે: અમર એટલે દેવો, અને 'કટ' એટલે દેહ. નર્મદાએ હાસ્ય કરતાં કરતાં દેવોના શરીર પર નૃત્ય કર્યું હતું. દેવોના શરીરોથી આ પર્વત આવૃત્ત છે અને તેથી તે 'અમરકંટક' કહેવાય છે.

નર્મદા 'રુદ્રસંભવા' પણ કહેવાય છે. એટલે કે તે મહાદેવના શરીરમાંથી ઉદ્દ્ભવી છે.

नर्मदा सरितां श्रेष्ठा रुद्रदेहाद् विनिःसृता।

પદ્મ૦ આદિ૦: ૧૭-૧૩

અમરકંટક એ ભગવાન શિવનું નિવાસસ્થાન છે અને નર્મદા આ પહાડમાંથી ઉદ્દ્ભવી છે એટલે તે રુદ્રતનયા તરીકે ઓળખાય છે (સ્કન્દ૦ રેવા૦ પ્રકરણ બીજું). સ્કન્દપુરાણના ચોથા અધ્યાયમાં એ કથા આ પ્રમાણે છે: એક વેળા શિવ રુક્ષ પહાડ ઉપર તપ કરતા હતા. તપ કરતાં કરતાં શંકરને પ્રસ્વેદ થયો અને જે ભેજ જામ્યો તેની આ સરિતા થઈ. એણે વનિતાનું સ્વરૂપ ધારણ કર્યું અને શિવની ભક્તિ કરી. એણે વરદાન માગ્યું કે, 'મને પવિત્ર

કરો અને હું અમર બનું એમ કરો.' નર્મદા 'અયોનિજ' એટલે કે યોનિમાંથી પ્રસવેલી નહિ એ રીતે ઓળખાય છે. પ્રલયમાં પણ વિનાશ ન પામે એવી એ અમૃતા છે. તેનું નામ નર્મદા છે; કારણ, દેવો અને અસુરો એની પાછળ દોડતા હતા ત્યારે એણે કેટલોક સમય પ્રગટ થઈ તો કેટલીક વખત અદૃશ્ય થઈને રમૂજ જન્માવી હતી. આ નદી તેના પ્રારંભિત તબક્કામાં નાચતી–કૂદતી કેવા ખડખચડા માર્ગે વહેલી હતી, તેનો નિર્દેશ આ કથામાં છે

એમ લાગે છે કે અમરકંટકની આસપાસની જગ્યામાં અસલ ગોંદ પ્રજાનો વાસ હતો. તેમની પાસેથી આ પ્રદેશ હૈહય વંશના શાસન હેઠળ ગયો. હૈહયોનું શાસન રત્નપુરથી ચાલતું. આ વંશનું મૂળ સત્યયુગ સુધી વિસ્તરે છે. એના એક વંશજ નીલધ્વજે માહિષ્મતી અથવા માંડલમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. બીજા એક વંશજ હંસધ્વજે ચંદ્રપુરમાં અને ત્રીજા એક વંશજે રત્નપુરમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. રત્નપુર ક્યારેક મણિપુર તરીકે પણ ઓળખાય છે. એક અંતિમ રાજ્ય જ છેલ્લા રાજા રઘુનાથસિંહ સુધી ટકી રહ્યું હતું. ઈ. સ. ૧૭૪૫માં મરાઠાઓએ રઘુનાથસિંહને પદભ્રષ્ટ કર્યો હતો. આ વંશના રાજા કર્ણપાળે ઈ. સ. ૧૧૫થી ૧૯૪ સુધી રાજ્ય કર્યું હતું. એમ કહેવાય છે કે એણે નર્મદાના મૂળ આગળના સ્થાનની પ્રતિષ્ઠા કરી હતી અને ત્યારથી યાત્રાળુઓ માટે એ તીર્થસ્થળ બની રહ્યું છે.

અમરકંટક આગળ ધાર્મિક વૃત્તિથી પ્રાણત્યાગ કરનારનું ઘણું માહાત્મ્ય ગણાય છે. જેણે બ્રહ્મચર્યનું પાલન કર્યું હોય, જે શુદ્ધ રહ્યો હોય, જેણે આત્મસંયમ પાળ્યો

હોય, જે હરપ્રકારની હિંસાથી મુક્ત રહ્યો હોય, જેણે જીવમાત્રનું શુભ જ વાંચ્છ્યું હોય એવો માણસ જો અમરકંટક આગળ દેહત્યાગ કરે, તો એને સ્વર્ગમાં એક લક્ષ વર્ષ વસવાનું અચૂક પ્રાપ્ત થાય છે અને એ પછી બીજા જન્મમાં એ રાજા બને છે. અગ્નિમાં યા જળમાં પ્રવેશી અથવા ઉપવાસ કરીને પ્રાણાર્પણ કરનારને પુનર્જન્મમાંથી મુક્તિ સાંપડે છે.

જલેશ્વર જળાશય એ પહાડની પશ્ચિમ બાજુએ હોવાનું કહેવાય છે અને અહીં શ્રાદ્ધ સારવામાં આવે તો અધિક પુણ્ય મળે છે. નર્મદા એ પિતૃઓની પુત્રી કહેવાય છે અને તેના કાંઠા પર શ્રાદ્ધ કરવામાં આવે તો તેનાં ચિરંતન પરિણામ આવે છે. એમ કહેવાય છે કે નર્મદા એટલી બધી પવિત્ર નદી છે કે એનાં જળમાં પડનાર વૃક્ષોની પણ ઉચ્ચતમ ગતિ થાય છે. નર્મદા, કપિલા અને વિશલ્ય નદીના ત્રિવેણી સંગમને પવિત્ર ગણવામાં આવ્યો છે.

ओंकारतीर्थमारभ्य यावत्पश्चिमसागरम्।
संगमाः पञ्चत्रिंशद् वै नदीनां पापनाशनाः॥

—૨૬૬૦ રેવા૦ : ૨૩૧–૭

એમ કહેવાય છે કે પોતાના સમગ્ર પ્રવાહ દરમ્યાન નર્મદા પાંત્રીસ સંગમ કરે છે. ઉત્તર કાંઠા પર એના અગિયાર સંગમ છે અને દક્ષિણ તીરે ત્રેવીસ સંગમ છે. ૩૫ મો સંગમ રેવા અને સાગરનો છે અને તે શ્રેષ્ઠ ગણાય છે.

પદ્મપુરાણ( આદિ–પંદરમું પ્રકરણ )માં બાણ અને તેનાં ત્રણ પુરોની કથા વર્ણવવામાં આવી છે. શિવે તેમના વિલયની તૈયારી કરી હતી. અનેક દેવો તેના યુદ્ધનાં સાધન બન્યા હતા. જ્યારે ત્રણ પુરોને બાણથી વીંધવામાં આવ્યાં ત્યારે ખળભળાટ મચી ગયો હતો. એમ છતાં બાણે

શિવની પ્રાર્થના કરી અને એવી વિજ્ઞપ્તિ કરી કે, પોતાના કબજામાં જે સિંગ છે તેનો નાશ કરવામાં ન આવે. શિવ પ્રસન્ન થયા અને એને વરદાન આપ્યુ. બાણના ત્રીજા શહેરનું રક્ષણ કરવામાં આવ્યુ અને એ ચિરંજીવ તેમ જ અજેય બન્યો. પરંતુ પ્રથમ બે નગરો ભસ્મ થઈ ગયાં હતાં. એમાંનું એક નગર શ્રીશૈલ આગળ પડ્યું અને બીજું અમરકંટક આગળ પડ્યું.

एकं निपातितं तस्य श्रीशैले त्रिपुरान्तिके ।
द्वितीयं पातितं तत्र पर्वतेऽमरकण्टके ॥

—પદ્મ૦ આદિ૦ : ૧૬-૬૮

દર વરસે કેટલાયે યાત્રાળુઓ નર્મદા નદીની પ્રદક્ષિણા કરે છે. તેઓ ભરૂચથી નીકળે છે અને નદીના એક કાંઠે સતત ચાલતાં ચાલતાં અમરકંટક પાસે તેના મૂળ આગળ પહોંચે છે અને ત્યાંથી પાછા બીજા કાંઠા પર થઈને રેવાસાગરસંગમ આગળ પહોંચે છે. આ યાત્રા બહુ જ ધાર્મિક ગણાય છે.

આ મહાન નદી જેના મૂળ આગળ અમરકંટક ખાતે અનેક મંદિરોથી વીંટળાયેલી છે તે પ્રથમ કપિલધારા આગળ સિત્તેરથી એંશી ફૂટ નીચે ભૂસકો મારે છે. ત્યાંથી માંડલની ટેકરીઓમાંથી પસાર થઈને જબલપુર તરફ સાંકડા પ્રવાહ-રૂપે વહે છે અને ત્રીસ ફૂટ નીચે ધોધરૂપે પડે છે, જેને ધુઆંધાર કહેવામાં આવે છે. એ પછી આરસના ખડકોમાં થઈને આગળ વહે છે અને વિંધ્ય તથા સાતપૂડા પર્વત-માળાની વચ્ચે નર્મદા ખીણમાં પશ્ચિમાભિમુખ વહે છે. કાંઠાઓ પાસેની ટેકરીઓ પર ગાઢાં જંગલો છવાયેલા છે.

આ નદી હોલકર વંશના પ્રાચીન પાટનગરમાં થઈને વહે છે. ભરૂચ અથવા ભૃગુકચ્છ જે ભૃગુ ઋષિનું નિવાસસ્થાન

છે ત્યાં આગળ એ સાગરને ભેટે છે. ત્યાં એ રેવાને નામે ઓળખાય છે; કારણ એ ખડકાળ ભાગમાં ઝંપલાવે છે. એને તીરે ગાઢાં જંગલો છે અને ખડકો છે. નર્મદા ધસમસતી આગળ વધે છે. ધોધરૂપે નીચે પડે છે, પછી પૂરવેગે આગળ ધપે છે. ઊંચા ખડકો અને ખીણોમાં થઈને નર્તતી આગળ જાય છે. તે સાથે એ કેટલાક માઈલ સુધી શાંત અને સૌમ્ય સ્વરૂપે પણ વહે છે. એ રુદ્રકન્યા છે અને ભગવાન રુદ્ર એના ભીષણસ્વરૂપે રૌદ્ર છે, તો એનું શુભંકર સ્વરૂપ પણ છે.

વિષ્ણુપુરાણમાં જણાવાયું છે કે જે કોઈ નર્મદાને દિવસમાં ત્રણ વાર પ્રણામ કરે છે તેને સર્પના ઝેરનો ભય નથી હોતો.

સિદ્ધાંતશેખર 'વીરમિત્રોદય લક્ષણપ્રકાશ'ના ૬૦૦મા પૃષ્ઠ પર જણાવે છે કે, નદીના પ્રવાહમાંથી જે લિંગ સાંપડે અને જે ઘર્ષણથી લીસું બન્યું હોય તે રૌદ્ર કહેવાય છે. નર્મદા નદીમાંથી પ્રાપ્ત થયેલું આવું લિંગ તે બાણલિંગ કહેવાય છે અને તમામ ઘરોમાં તેમ જ પીઠોમાં પ્રતિષ્ઠા કરવાને પાત્ર છે.

नर्मदा सम्भवं लिङ्गं बाणलिङ्गमुदीरितम् ।
सर्वप्रासादयोग्यं च सर्वपीठार्हकं मतम् ॥
नमोऽस्तु ते धर्मभृते वरानने नमोऽस्तु ते देवगणैकवन्दिते ।
नमोऽस्तु ते सर्वपवित्रपावने नमोऽस्तु ते सर्वजगत्सुपूजिते ॥

'ધર્મની રક્ષણહાર એવી તને, રમણીય સ્વરૂપધારી એવી તને, સર્વ દેવો જેની ભક્તિ કરે છે અને તમામ પવિત્ર વસ્તુઓને પણ જે વિશુદ્ધ કરે છે તેમ જ સર્વ કોઈ જે જે પૂજે છે એવી તને પુનઃ પુનઃ પ્રણામ.'

—પદ્મ૦ આદિ૦ : ૧૭–૧૮

*

## ૩૨ : કુંભકોણમ્

**સ્કંદપુરાણના** સેતુમાહાત્મ્ય બ્રહ્મખંડમાં, જ્યાં જઈ વ્યક્તિ શીશમુંડન તથા ઉપવાસ કરે તો જ પાપ નાશ પામે એવાં તીર્થોની યાદી અપાઈ છે–અને આનો પ્રારંભ જ 'કુમ્ભકોણમ્'થી થાય છે.

કુમ્ભકોણમ્ દક્ષિણ ભારતનું અત્યંત પ્રાચીન નગર છે. અહીંનાં પ્રાચીન મંદિરો અને મહામાઘમ્ તળાવને કારણે એ પવિત્ર પણ લેખાય છે. એ જ નામના તાલુકાનું એ વડું મથક છે. કાવેરી નદીના તટે ઉત્તરે ૧૦° ૫૮' અને પૂર્વે ૭૯° ૩૨' પર આવેલું આ તીર્થ મદ્રાસથી ૧૯૪ માઈલના અંતરે છે. મલાઈકુરમ્ નામે જાણીતું સ્થળ એ આ જ હોવાનું મનાય છે અને સાતમી સદીમાં એ ચોલ રાજાઓનું પાટનગર હતું.

મંદિરોના નગર જેવા કુંભકોણમ્માં શિવનાં બાર મુખ્ય મંદિરો છે. વિષ્ણુનાં ચાર મુખ્ય મંદિરો છે અને ભારતમાં વિરલ એવું બ્રહ્માનું મંદિર પણ અહીં છે.

સારંગપાણિ વિષ્ણુમંદિર બહુ જ સમૃદ્ધ રીતે અલંકૃત છે. બાર મજલાનું એનું પ્રભાવશાળી ગોપુરમ્ ૧૪૭ ફૂટ ઊંચું છે. એની છતનું ચિતરામણ ઘણું સુંદર છે. એમાં સંખ્યાબંધ અલંકારથી વિભૂષિત આકૃતિઓ છે. મંદિરમાં કાષ્ઠના બે વિરાટ મહોત્સવ રથો છે. એ બંને રથનું કોતરકામ ઝીણું અને વિસ્તૃત અથવા વિગતપ્રચુર છે. એમ કહેવાય છે કે આ બેમાંનો જે વધારે મોટો રથ છે તે તાંજોર જિલ્લાનો મોટામાં મોટો રથ છે. સારંગપાણિ મંદિર નાયક રાજાઓએ બાંધ્યું હોવાનું મનાય છે.

રામસ્વામી મંદિરમાં કેટલાંક ભિત્તિચિત્રો છે, તે ઘણાં મઝાનાં છે. એ ચિત્રોમાં રામાયણનાં દશ્યો આલેખવામાં આવ્યાં છે. આ મંદિરમાં નવરાત્રી મહોત્સવ બહુ ઠાઠમાઠથી ઊજવવામાં આવે છે.

કુમ્ભકોણમ્‌માં જે શૈવ મંદિરો છે તે આનાથી પણ ઘણાં વધારે જૂનાં છે. એમાંનાં કેટલાંક તો ચોલ રાજાઓના સમયમાં પણ હસ્તી ધરાવતાં હતાં. એ સર્વમાં કુંભેશ્વરનું મંદિર સહુથી વધારે પવિત્ર છે.

આ સંબંધમાં શ્રી સેકીઝર 'પેરીયપુરાણ'માંની નીચેની કથા નોંધે છેઃ

વિશ્વના પ્રલયની વેળાએ બ્રહ્મા અતિશય આકુળવ્યાકુળ થયા. એમને થયું કે, 'જો બીજ સુદ્ધાં બધી જ વસ્તુનો નાશ થશે તો પછી હું વિશ્વનું પુનર્નિર્માણ કઈ રીતે કરીશ?' અતિશય મૂંઝવણ અનુભવતા તેઓ ભગવાન શિવ પાસે ગયા. માટીને અમૃત તથા જળ સાથે ભેળવીને એમાંથી એક પાત્ર તૈયાર કરવાની સલાહ આપી. એ પાત્રને સૂત્ર(સૂતર)થી શણગારવામાં આવ્યું અને તેના પર આમ્રપર્ણો તથા કુશ ઘાસ સહિત એક શ્રીફળ મૂકવામાં આવ્યું. આ કુંભને મેરુ પહાડ ઉપર એક માળામાં રાખવામાં આવ્યો. જગત ડૂબી રહ્યું હતું ત્યારે આ કુંભ જળના ધસમસતા પ્રવાહમાં ઘસડાયો એટલે કે તણાઈ ગયો. ભરતી શમી ત્યારે આ કુંભ દક્ષિણમાં કુંભકોણમ્ આગળ અટકી ગયો. કુંભના મુખ ઉપર જે આમ્રપર્ણો અને શ્રીફળ હતાં તે જુદે જુદે સ્થળે વેરાયાં. અને એ સઘળાં તીર્થસ્થળો બન્યાં. ભગવાન શિવે કિરાતનું સ્વરૂપ ધારણ

કરી પેલા કુંભને એક તીર મારી ભાંગી નાખ્યો.

કુંભમાંનું અમૃત પૃથ્વી પર ઢોળાયું અને એનો પ્રવાહ પાંચ ગાઉ એટલે કે દશ માઈલ સુધી રેલાયો. આ અમૃત બે સ્થળે સ્થિર થયું : એમાનું એક મહામાઘ તીર્થ બન્યું અને બીજું પોટ્રમરાઈકુલમ્ થયું. પોટ્રમરાઈકુલમ એટલે સુવર્ણકમળોનું સરોવર. અમૃતના બિંદુઓ અને છંટકાવમાંથી અસંખ્ય તીર્થો ઉગ્યા. ભાગેલા કુંભના ટુકડાએ માંથી ભગવાન શિવે એક શિવલિંગ બનાવ્યું. એમ કહેવાય છે કે વિખ્યાત કુંભેશ્વર મંદિરનું શિવલિંગ તે આ જ શિવનિર્મિત શિવલિંગ છે. કુંભેશ્વરની આસપાસના દશ માઈલના વિસ્તારમાં બીજાં લગભગ ૧૮ તીર્થો છે. ભગવાન શિવે બ્રહ્માને કહ્યું હતું તેમ કુંભકોણમ્ એ આ સ્થળે અટકેલા અમૃતસભર કુંભ જેટલું જ પવિત્ર છે.

કુંભેશ્વર મંદિરનું ગોપુરમ્ બહુ જ સોહામણું છે. એ ૧૨૮ ફૂટ ઊંચું છે. નગેશ્વર મંદિર એવી રીતે બાંધવામાં આવ્યું છે કે સૂર્યના કિરણ વર્ષમાં ત્રણ વાર ગોપુરમ્નાં પ્રવેશદ્વારોમા થઈને ગુપ્ત પવિત્ર ખંડમાં એટલે કે ગર્ભગૃહમા પ્રવેશે છે અને સીધા મૂર્તિ ઉપર પડે છે. આ ઘટનાને ભગવાન સૂર્ય પોતાના કિરણ પ્રસારીને દેવની આરાધના કરતા હોય એ રીતે ઘટાવવામા આવે છે.

વિષ્ણુનું ચક્રપાણિ મંદિર સ્મશાનભૂમિ પાસે છે અને સ્મશાનભૂમિ ચક્રપડિથુરાઈ તરીકે ઓળખાય છે.

કુમ્ભકોણમ્ આગળનું પવિત્ર મહામાઘમ્ તળાવ એ સુંદર જળાશય છે. તેની આસપાસ નયનાભિરામ મંડપો

આવેલા છે. આ મહામાઘતીર્થ એ કન્યાતીર્થ તરીકે પણ ઓળખાય છે. એક એવી માન્યતા છે કે એ તીર્થમાં કૂવાઓ સ્વરૂપે બીજાં અનેક તીર્થો છે. શ્રી અપ્પાર પોતાની પ્રાર્થનાઓમાં આ તળાવમાંના ગોદાવરી તીર્થનો નિર્દેશ કરે છે. દર વર્ષે માઘ માસમાં અહીં એક મહોત્સવ થાય છે અને ભગવાન કુંભેશ્વરની મૂર્તિને અવભૃત ઉત્સવ એટલે કે પવિત્ર સ્નાન અર્થે બહાર કાઢવામાં આવે છે અને એ પ્રસંગે સંખ્યાબંધ ભક્તો એ જળાશયમાં સ્નાન કરે છે. શ્રી કુંભેશ્વર સ્વામીના માનમાં આ મહામાઘમ્-મહોત્સવ દર તેર વર્ષે ઉજવાય છે. એ પ્રસંગે મહામાઘમ્ તળાવમાં તીર્થસ્નાન કરવા માટે ભારતભરમાંથી લાખો ભક્તો અહીં એકત્ર થાય છે. દક્ષિણ ભારતનો આ એક ઘણો મોટો ઉત્સવ છે. આ મહોત્સવ 'મામન્ગમ્' તરીકે પણ ઓળખાય છે.

માઘ માસની પૂર્ણિમાએ મઘા નક્ષત્ર અને ગુરુ સાથે ચંદ્રની યુતિ થાય છે. બરાબર તે વેળા આ મહોત્સવ થાય છે. ગુરુ લગભગ એક વર્ષે એક રાશિ પાર કરે છે. ગુરુ સિંહ રાશિમાં દર તેર વર્ષે આવે છે ત્યારે મઘા સિંહ રાશિમાં હોય છે. માઘ માસમાં જે ચોક્કસ તિથિએ ચંદ્રની મઘા તથા ગુરુ સાથે યુતિ થાય છે તે તિથિ ખાસ પવિત્ર લેખવામાં આવે છે. એવી માન્યતા છે કે આ શુભ પ્રસંગે આ તળાવમાં ગંગા તથા બીજી આઠ પવિત્ર નદીનાં જળ વહે છે. જેઓ આ પવિત્ર ઘડીએ સ્નાન કરે છે તેમનાં તમામ પાપ ધોવાઈ જાય છે અને તેમને પુણ્ય લાધે છે. એ પ્રસંગે તમામ દેવો અહીં હાજર થાય છે. આ તળાવના કાંઠા ઉપર સોળ

સોહામણા મંડપો આવેલા છે. આ ખાસ પ્રસંગે આ મંડપોને શણગારવામાં આવે છે અને એક ભવ્ય દૃશ્ય ખડું થાય છે.

રામસ્વામી મંદિરનું શિલ્પ અત્યંત આકર્ષક છે. એમ કહેવાય છે કે સોળમી સદીમાં તાંજોરના રાજા રઘુનાથ નાયકે દારાસુરમ્ તળાવમાંથી રામ અને સીતાની મૂર્તિઓ મેળવી. એણે એ મૂર્તિઓની આ મંદિરમાં પ્રતિષ્ઠા કરી.

કુંભકોણમ્ એ બ્રાહ્મણ ધર્મ અને બ્રાહ્મણ સંસ્કૃતિનું કેંદ્ર છે. તામિલનાડનું એ વિદ્યાધામ છે. શ્રી કાંચીના શંકરાચાર્યનો મઠ અહીં છે. કાંચી કામકોટિ પીઠનુ વડું મથક ઈ. સ. ૧૭૪૩ માં તાંજોરના રાજાના શાસન દરમિયાન કાંચીથી ફેરવીને કુંભકોણમ્માં રાખવામાં આવ્યુ. અને તેઓ અહીં એકસો વર્ષ કરતાં પણ વધુ સમય સુધી રહ્યા. તાંજોરના રાજાની એવી ઇચ્છા હતી કે કાંચી પીઠના ધર્માધ્યક્ષ પોતાના રાજ્યમાં રહે. મઠમાં સંસ્કૃત હસ્તપ્રતોથી સમૃદ્ધ એવું એક ઘણું મૂલ્યવાન ગ્રંથાલય છે.

મૌન પરદેશી નામના એક ધર્માધ્યક્ષ, જેમનું તાજેતરમાં મૃત્યુ થયું છે તેમના માનમાં પણ એક મઠ ઊભો કરવામાં આવ્યો છે. આ મૌન પરદેશીએ કાયમ મૌન જ જાળવ્યું હતું.

નાગેશ્વર મંદિરમાં સૂર્યનું એક અલગ મંદિર પણ છે. ચક્રપાણિ મંદિરમાં વિષ્ણુ સૂર્યની ઉદ્દંડતાનો પરિહાર કરવા ચક્રસ્વરૂપે ઉપસ્થિત થયા હતા. સૂર્યે તે પછી

નાગેશ્વરની આરાધના કરી હતી.



સારંગપાણિ મંદિર, કુંભકોણમ્

મહામાઘમ્ તળાવ વીસ એકરમાં વિસ્તરેલું છે અને આ યાત્રાને અવસરે એમાંનું ઘણુંખરું ખાલી થઈ જાય છે.

દર વર્ષે માઘ માસમાં અહીં નાહવાનું એટલે કે માઘસ્નાનનું પુણ્ય ગણાય છે.

નિર્ણયસિંધુ નારદીય પુરાણમાં આ પ્રમાણે જણાવે છે :

સહુ પવિત્ર મનુષ્યોને પ્રિય એવા માઘ માસમાં પવિત્ર જળ સૂર્ય ઊગતાં જ એમ બુલંદ સ્વરે ગર્જના

કરે છે કે, 'અમે નિઃસંશય તમામ પાપોનો નાશ કરીશું.'

જો કોઈ વ્યક્તિ આખો માઘ મહિનો સ્નાન કરવા શક્તિમાન ન હોય તો એણે ત્રણ દિવસ સ્નાન કરવું. આ ત્રણ તિથિ માટે જુદો જુદો મત પ્રવર્તે છે. એક મત એવો છે કે એ ત્રણ તિથિ તે મકરસંક્રાન્તિ, રથસપ્તમી અને માઘ મહિનાની પૂર્ણિમા છે. પણ કેટલાકનો મત એવો છે કે આ ત્રણ તિથિ તે માઘ મહિનાના શુક્લ પક્ષની તેરશ, ચૌદશ અને પૂર્ણિમા છે.

માઘ માસની પૂર્ણિમાને 'માઘી' કહેવામાં આવે છે.

ગુરુ જ્યારે સિંહ રાશિમાં આવે છે ત્યારે નાસિકમાં ખાસ કુંભયાત્રા યોજાય છે; પરંતુ આ પવિત્ર ગાળો આખું વર્ષ ચાલે છે. માઘસ્નાનની, ખાસ કરીને પ્રયાગમાં અને તે પણ ગુરુ જ્યારે વૃષભ રાશિમાં હોય છે, જે વખતે અલ્લાહાબાદમાં મહાકુંભમેળો ભરાય છે, તે વેળા ભલામણ કરવામાં આવે છે.

'અર્ધોદય' તરીકે જાણીતો એવો એક ખાસ યોગ છે. કેટલાક માને છે કે આ યોગ પોષ માસની અમાવાસ્યાએ આવે છે. ત્યારે કેટલાકનો મત એવો છે કે એ યોગ માઘ માસની અમાવાસ્યાએ આવે છે. આ યોગનો મહામહિમા ગણાય છે; કારણ તે વેળા દરેક સ્થળનાં જળ ગંગાનાં નીર જેવાં પવિત્ર લેખાય છે.

अर्धोदये तु संप्राप्ते सर्वं गङ्गासमं जलम् ।

'માઘસ્નાન' સંબંધમાં એમ કહેવાય છે કે તીર્થક્ષેત્રે શીત જળથી સ્નાન કર્યા બાદ અથવા સ્નાન કર્યા વગર

પણ ટાઢ ઉડાડવા દેવતા (અગ્નિ) પાસે બેસવું નહિ.

न वह्निं सेवयेत्स्नातो ह्यस्नातोऽपि वरानने ।
होमार्थं सेवयेद् वह्निं शीतार्थं च कदाचन ॥

અગ્નિ પાસે હોમ કરવા બેસવાનું હોય, ટાઢ ઉડાડવા બેસવું ન જોઈએ. એમ લાગે છે કે દેખીતી રીતે આ નિષેધ તિતિક્ષા કેળવવા અથવા ઠંડી તથા ગરમી તેમજ સુખદુઃખથી ટેવાવા માટે કરવામાં આવ્યો છે.

આ પ્રસંગે શર્કરામિશ્રિત તલનું દાન કરવાનું સૂચવાયું છે. વિશેષમાં એમ કહેવાયું છે કે નાહ્યા પછી હાથમાં શંખ તથા ચક્ર ધારણ કરેલા માધવ એટલે કે વિષ્ણુની ભક્તિ કરવી જોઈએ. સૂચવ્યા પ્રમાણે આહુતિ આપવી જોઈએ અને દિવસમાં એક જ વાર ભોજન કરવું જોઈએ અને ભોંય ઉપર સૂવું જોઈએ તથા બ્રહ્મચર્ય પાળવું જોઈએ.



## ૩૩ : વૈદ્યનાથ

**વૈદ્યનાથ** અથવા દેવગઢમાં શિવનું વિખ્યાત જ્યોતિર્લિંગ છે. ભારતમાંનાં કેટલાંક સ્થળોનો એવો દાવો છે કે વૈદ્યનાથના જ્યોતિર્લિંગનું મંદિર તે તે સ્થળે આવેલું છે. વૈદ્યનાથનું એક મંદિર બંગાળમાં સાંથાલ પરગણામાં આવેલા દેવગઢમાં આવેલું છે. અને પૈઠણ અને ગંગાખેડથી થોડાક માઈલ પર હૈદરાબાદમાં એક બીજું સ્થળ આવેલું છે, જે પારળી તરીકે ઓળખાય છે. પારળી એક ગામ છે. ત્યાં પણ ટેકરી નજીક વૈદ્યનાથનું એક મોટું મંદિર છે. આ બાજુના લોકોમાં એવી માન્યતા છે કે ભારતમાં જે બાર જ્યોતિર્લિંગ છે તેમાંનું એક તે પારળીનું આ વૈદ્યનાથ છે. પરંતુ શિવપુરાણ અને બૃહદ્ધર્મપુરાણમાં એક નિર્દેશ એવો છે કે વૈદ્યનાથનું જ્યોતિર્લિંગ સાંથાલ પરગણામાં દેવગઢમાં આવેલું છે. વૈદ્યનાથનું એક મંદિર પંજાબમાં કિરાગ્રામમાં પણ છે અને એક મંદિર ગુજરાતમાં ડભોઈ ખાતે છે.

સાંથાલ પરગણામાં આવેલું આ દેવગઢ એ રેલવે સ્ટેશન છે અને તેની આસપાસ દાંતાનું જંગલ આવેલું છે. દાંતાનું જંગલ ઈશાનમાં આવેલું છે. દેવગઢની વાયવ્યે નંદા પહાડ આવેલો છે. તેની પૂર્વે અને દક્ષિણે ત્રિકુટ પર્વત છે. પશ્ચિમમાં એક નાનકડી નદી છે. નદીનું નામ યમુનાજોર છે. એક ધારુઆ નદી પણ છે.

આ દેવગઢ યાત્રાના સ્થળ તરીકે ઘણું પ્રસિદ્ધ છે. શિવપુરાણમાં એક દંતકથા એવી નોંધવામાં આવી છે કે

ત્રેતાયુગમાં લંકાનરેશ રાવણ ભગવાન શંકરને પ્રસન્ન કરવા માટે કૈલાસ ગયો. રાવણની એવી અભિલાષા હતી કે ભગવાન શંકર લંકા આવીને વસે, જેથી કરીને પોતાની રાજધાની અજેય રહે. રાવણે કૈલાસ જઈને ઘણું ઉગ્ર તપ કર્યું. એનું તપ વધારે ને વધારે ઉગ્ર થતું એટલી હદે ઉગ્ર થયું કે રાવણે ભગવાન શંકરને પોતાનાં નવ મસ્તક ચડાવીને કમળપૂજા કરી. રાવણની નિઃસીમ ભક્તિથી શંકર પ્રસન્ન થયા. એણે રાવણને પોતાનાં બારમાંનું એક જ્યોતિર્લિંગ આપ્યું. પણ જ્યોતિર્લિંગ આપતી વેળા શંકરે રાવણ સમક્ષ એવી શરત મૂકી કે એણે કોઈ પણ કાળે એ જ્યોતિર્લિંગ જમીન પર ન મૂકવું અને જો રાવણ ભૂલેચૂકે જ્યોતિર્લિંગ જમીન પર મૂકશે તો કાયમ માટે તે ત્યાં જ રહેશે. તે સ્થળેથી જ્યોતિર્લિંગને કોઈ ખસેડી શકશે નહિ. રાવણે શરત માન્ય રાખી અને શંકરે અર્પેલું જ્યોતિર્લિંગ લઈને એણે પુનઃ લંકા ભણી પ્રયાણ આદર્યું. ભગવાન શંકરે આપેલા જ્યોતિર્લિંગની રાવણ લંકામાં પ્રતિષ્ઠા કરવાનો છે એમ જાણતાં દેવો અસ્વસ્થ થયા. એટલે રાવણને હંફાવવાનો અને શરતપાલનમાંથી તેને ચલિત કરવાનો રસ્તો શોધી કાઢ્યો. ભગવાન વરુણે રાવણના દેહમાં પ્રવેશ કર્યો. વરુણદેવ પ્રવેશતાં જ રાવણ અસ્વસ્થ થયો અને ગમે તે હિસાબે એને દેહભાર કાઢવા જ રહ્યા એ સ્થિતિ ઉદ્ભવી. એ વેળા, એક વાર્તા પ્રમાણે, ભગવાન વિષ્ણુએ એક વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કર્યું અને ત્યાં ઉપસ્થિત થયા. એક બીજી વાર્તા પ્રમાણે રાવણે આસપાસમાં એક ગોપને ઊભેલો જોયો. રાવણે પેલા ગોપને અથવા બ્રાહ્મણને પોતે હળવો થઈને પાછો ફરે ત્યાં સુધી પેલું જ્યોતિર્લિંગ

આલી રાખીને પોતાને સહાયભૂત થવા વિનંતી કરી. પેલા બ્રાહ્મણે અથવા ગોપે રાવણના હાથમાંથી જ્યોતિર્લિંગ લીધું અને રાવણના પાછા ફરવાની વાટ જોતો ઊભો રહ્યો. થોડીવાર થઈ અને એને જ્યોતિર્લિંગનો ભાર લાગવા માંડ્યો એટલે એણે તે જમીન ઉપર મૂકી દીધું અને પછી અંતર્ધાન થઈ ગયો. રાવણ પાછો ફર્યો અને જોયુ તો પેલું જ્યોતિર્લિંગ જમીન ઉપર પડેલું. એ જોઈને એને એકદમ ક્રોધ આવ્યો. એણે જ્યોતિર્લિંગને ઉપાડી લેવાનો પ્રયાસ કર્યો. ઘણું મથ્યો પણ જ્યોતિર્લિંગ ત્યાંથી જરાયે ચસ્યું નહિ. ઝનૂનમાં આવી જઈને એણે જ્યોતિર્લિંગને ખંડિત કરવાનો પણ પ્રયત્ન કર્યો. પણ એમ કરવા જતાં માત્ર લિંગનો ટોચ આગળથી જ ટુકડો થયો. એને આખરે સમજાયું કે જ્યોતિર્લિંગ તો કંઈ ત્યાંથી ચસે એમ નથી. એણે ફરી વાર પ્રાર્થના કરી અને લિંગની સ્તુતિ કરી. તે પછી બાજુમાં એણે એક જળાશય ખોદી કાઢ્યું અને તેમાં એણે પૃથ્વી ઉપરની તમામ પવિત્ર લોકમાતાઓનાં જળ ઠાલવ્યાં. શિવપુરાણની કોટિરુદ્રસંહિતાના ૨૮ મા અધ્યાયમાં વૈદ્યનાથના નામનો ખુલાસો આ પ્રમાણે મળે છે. 'રાવણે પોતાનાં નવ મસ્તક છેદી નાખ્યાં અને ભગવાન શંકરને તે ચડાવ્યાં. એ પછી શંકર પ્રસન્ન થયા. એમણે રાવણ પ્રત્યે કૃપાદૃષ્ટિથી નિહાળ્યુ અને એને અદ્ભુત બળનું વરદાન આપ્યું. રાવણે પોતાનાં જે નવ મસ્તક છેદી નાખ્યાં હતાં તે બધાં જ પુનઃ દેહ ઉપર હતાં એવાં ગોઠવાઈ ગયાં. કેમ જાણે કોઈ વૈદ્ય શસ્ત્રક્રિયાથી તે નવે મસ્તકો ન જોડ્યાં હોય એમ જોડાઈ ગયાં.

'કોટિરુદ્રસંહિતા'ના ૨૮ મા અધ્યાયમાં આ વાર્તા

આગળ ચાલે છે. ભૂમિ ઉપર મુકાયેલું શંકરનું જ્યોતિર્લિંગ આમ તો ભૂમિ સાથે અવિશ્લેષ્ય રીતે જોડાયેલું પડ્યું હતું છતાં, રાવણ એને ખંડિત કરીને એનો એક અલ્પાંશ પામ્યો હોવાથી તેમ વળી ભગવાન શંકરે એને અમોઘ બળનું વરદાન આપ્યું હોવાથી, દેવો વળી પાછા અસ્વસ્થ થયા. દેવોની ચિંતા નિહાળી નારદમુનિ રાવણ પાસે ગયા અને કૈલાસ પર્વતને હચમચાવી મૂકવાની તેને વિનંતી કરી, જેથી કરીને ભગવાન શિવ તેના પ્રત્યે વધુ કૃપાવંત થાય. નારદમુનિની સલાહ માનીને રાવણ કૈલાસ ગયો અને ભગવાન શંકરના વરદાનથી પ્રાપ્ત થયેલી અસાધારણ તાકાતથી કૈલાસને હચમચાવી મૂક્યો અને ઘણો બધો વિનાશ કર્યો. આ જોઈને પાર્વતીએ શિવને મહેણું માર્યું: 'તમે આવા એક અપાત્રને આટલી બધી અસાધારણ તાકાતનું વરદાન શું જોઈને આપ્યું?' મહેણું સાંભળીને શિવને માઠું લાગ્યું અને રાવણને શાપ આપ્યો કે રાવણમાં દર્પ પ્રવેશ્યો હોવાથી એનો મદ ઉતારવા કોઈ જન્મ લેશે.'

એક બીજી વાત એવી છે કે, રાવણના મૃત્યુ પછી આ જ્યોતિર્લિંગ દીર્ઘકાળ સુધી અપૂજ રહ્યું હતું. આખરે બૈજુ નામના એક વ્યાધની દૃષ્ટિએ આ લિંગ પડ્યું. એણે દરરોજ એની સ્તુતિ કરવા માંડી. મૂળ તો આ જ્યોતિર્લિંગ રાવણેશ્વર તરીકે ઓળખાતું પરંતુ પાછળથી બૈજુ નામના વ્યાધે એની અતિશય સ્તુતિ કરી એટલે એ વૈદ્યનાથ તરીકે ઓળખાતું થયું.

આ વૈદ્યનાથ મંદિરની સ્થાપના ઉપર જણાવ્યું તે મુજબ રાવણે કરી હતી. વધુમાં એમ પણ નોંધાયું છે કે આ સ્થળ શિવપ્રિયા પાર્વતીને મન અતિશય પવિત્ર

છે. સતીનું જ્યારે એના પિતા દક્ષ પ્રજાપતિએ અપમાન કર્યું ત્યારે માનભંગ થયેલાં એ પાર્વતી અગ્નિપ્રવેશ કરી નામશેષ થયાં. શોકથી આકુળવ્યાકુળ થયેલા ભગવાન શંકરે સતીના મૃતદેહને પોતાના સ્કંધ ઉપર ઉપાડી લઈને ખિન્ન મને અને સંતપ્ત હૃદયે ઘૂમવા માંડ્યું. વિષ્ણુને શંકરનો આ સંતપ્ત અવસ્થામય રઝળપાટ આફતભર્યો જણાતાં એમણે સતીના શબના બાવન ટુકડા કર્યા, જે ઊડીને ભારતભરમાં જુદે જુદે સ્થળે પડ્યા. તે પ્રત્યેક સ્થળ એક વિખ્યાત શક્તિપીઠ બની રહ્યું. કહેવાય છે કે સતીનું હૃદય વૈદ્યનાથ અથવા દેવગઢ આગળ પડ્યું હતું અને તેથી આ સ્થાનને 'હાર્દપીઠ' તરીકે ઓળખવામાં આવે છે.

વૈદ્યનાથ અથવા દેવગઢ પંપાપુરી અથવા પાલુગાંવ તરીકે પણ ઓળખાય છે. અને શ્રી ડેનું એમ ધારવું છે કે એ સ્થાન તે પરલીપુર અથવા પરલીગ્રામનું અપભ્રંશ છે. બાર જ્યોતિર્લિંગના સ્તોત્રમાં તેનો ઉલ્લેખ આ પ્રમાણે છે: 'परल्यां वैद्यनाथं च डाकिन्यां भीमशंकरम्।'

રાવણ જે સ્થળે પોતાના અંગમાંથી વરુણનું વિસર્જન કરવા ગયો હતો તે સ્થળ દેવગઢના ઈશાન ખૂણામાં આવેલું છે અને તે 'હરલાજુદી' તરીકે ઓળખાય છે. એ શબ્દ તે હરીતકી વનનો અપભ્રંશ હોવાનું ઘટાવાય છે. રાવણે ત્યાં વરુણને બહાર કાઢ્યો તેને પરિણામે ત્યાં એક નાનકડી નદી થઈ, જે હરલાજુદીની ઉત્તરે છે. આ નદી કર્મણુસ તરીકે જાણીતી છે. દેવગઢથી હરલાજુદી ચાર માઈલ પર છે. વૈદ્યનાથનું જ્યોતિર્લિંગ દેવગઢ આગળ મુકાયું હતું. ત્રિકુટ પર્વત વૈદ્યનાથની પૂર્વે છ કે સાત

માઈલ દૂર છે. રાવણે શિવને પ્રસન્ન કરવા માટે તપશ્ચર્યા કરી હતી તે સ્થળ 'તપોવન' તરીકે ઓળખાય છે અને તે પાસે જ આવેલું છે.

એક દંતકથા એવી છે કે બ્રાહ્મણો મૂળ આ જ્યોતિર્લિંગને જ પૂજતા; પરંતુ પછી તેઓ પ્રમાદી બન્યા. એથી બૈજુ નામના એક પશુપાલકને બ્રાહ્મણો પ્રતિ ક્રોધ વ્યાપ્યો અને તેણે એવું વ્રત લીધું કે પોતે રોજ ભોજન કરતાં પહેલાં શિવના જ્યોતિર્લિંગ ઉપર દંડ વતી પ્રહાર કરશે. દિવસો સુધી એણે પોતાના વ્રતનું પાલન કર્યું. એક દિવસ એ ખૂબ શ્રમિત થયો હશે એટલે ભોજન કરવા બેસી ગયો ત્યાં એને પોતાનું વ્રત સાંભરી આવ્યું અને એ તરત જ ઊભો થયો. પોતે ખૂબ થાકેલો હોવા છતાં બૈજુ પ્રયત્ન કરીને જ્યોતિર્લિંગ સુધી ગયો અને તેના પર દંડ વડે પ્રહાર કર્યો. આથી ભગવાન શંકર લિંગમાંથી પ્રગટ થયા અને કહ્યું કે, 'બ્રાહ્મણો તો મને ભૂલી ગયા છે પણ તેં દરરોજ મારું સ્મરણ કર્યું છે.' બૈજુના અભિલાપથી ભગવાન સંતુષ્ટ થયા અને તે દિવસથી આ સ્થાન બૈજનાથના મંદિર તરીકે જાણીતું છે.

આ મંદિર પથ્થરના એક વિશાળ ચોગાનમાં આવેલું છે. એ ચોગાન કિલ્લા જેવું લાગે છે. ચોગાનની મધ્યમાં ભગવાન બૈજનાથનું મંદિર છે અને તેની આજુબાજુ બીજાં બાવીસ મંદિર આવેલાં છે.

શિવલિંગની ટોચ સહેજ ખંડિત થયેલી છે. યાત્રાળુઓ શિવગંગા સરોવરમાં સ્નાન કરે છે અને ભગવાન શિવની સ્તુતિ કરે છે. ઘણા યાત્રાળુઓ ગંગોત્રી, જ્યાંથી

ગંગા ઉદ્‌ભવે છે, ત્યાંથી જળ લેતા આવે છે અને ભગવાન શંકરની પૂજા કરે છે. ઘણા યાત્રાળુઓ પ્રયાગથી જળ લેતા આવે છે અને ભગવાન વૈદ્યનાથને ચડાવે છે. મંદિરના મુખિયાજી અથવા મહારાજો નાની નાની ઝારીમાં ગંગાજળ ભરી રાખે છે અને યાત્રાળુઓને વેચે છે. યાત્રાળુઓ એ વેચાતા લીધેલા જળનો વૈદ્યનાથના લિંગ ઉપર અભિષેક કરે છે.

માઘ અને ફાગણ મહિનામાં સંખ્યાબંધ યાત્રાળુઓ ખભે કાવડ ભેરવીને ગંગાજળ લાવે છે અને ભગવાન ઉપર તેનો અભિષેક કરે છે. મંદિરની ઉત્તરે શિવગંગા કુંડ આવેલો છે. અને કહેવાય છે તે પ્રમાણે એ કુંડમાં ભારતભરની તમામ નદીઓનાં જળ વહે છે. આ કુંડનું પાણી પીનાર કુષ્ઠ રોગથી મુક્ત બને છે, એવું માનવામાં આવે છે.

આ જિલ્લો જંગલોથી ભરપૂર છે અને એમાં હરીતકી તથા રુદ્રાક્ષનાં અસંખ્ય વૃક્ષો છે. ઘણા સાધુઓ અહીં જાતજાતની ઔષધીય વનસ્પતિની શોધમાં આવે છે. ઘણા બંગાળીઓ પણ પોતાનો નિવૃત્તિકાળ વ્યતીત કરવા અહીં આવીને વસે છે.

ડૉ. રાજેન્દ્ર મિત્ર વાજબી રીતે કહે છે કે, 'આ મહાન તીર્થસ્થળ, જેની પુરાણોમાં ભારે પ્રશસ્તિ કરવામાં આવી છે અને યાત્રાના સ્થળ તરીકે જેનો મહિમા ગાવામાં આવ્યો છે તે સ્થળે આવેલું આ લિંગ કોઈ પણ જાતના રક્ષણ વગર સૈકાઓ સુધી ખુલ્લી ભૂમિ પર એમ ને એમ પડયું રહ્યું હોય એમ માની શકાય નહિ. હિંદુ કાળ દરમ્યાન, બૌદ્ધોના પતન પછી કોઈક યાત્રાળુએ પણ અહીં મંદિર બંધાવ્યું હશે જ.'

તેઓ કહે છે કે: 'આ લેખમાં ઉલ્લેખ પામેલા કોઈક

પૂરણમલે જૂનું મંદિર તોડી પાડીને તેને સ્થાને નવું મંદિર ચણાવ્યું હોવાનું માની શકાય એમ નથી.' એ આલેખનો અર્થ ઘટાવ્યા બાદ ડૉ. મિત્ર જણાવે છે કે, પૂરણમલે અને રઘુનાથે મંદિરના બે અલગ અલગ ભાગ ચણાવ્યા હશે. અથવા એક ભાગ પૂરણમલે બંધાવ્યા બાદ બીજો ભાગ રઘુનાથે ચણાવ્યો હશે.

ચોગાનમાં પ્રવેશવાના મુખ્ય દ્વાર આગળ એક કૂવો છે અને તે ચન્દ્રકૂપ તરીકે જાણીતો છે. એ કૂવો રાવણે બંધાવ્યો હોવાનું કહેવાય છે. શિવગંગા સરોવર ૬૦૦ ફૂટ પહોળું અને ૯૦૦ ફૂટ લાંબું છે. એ સરોવરની ચારે બાજુ દીવાલ છે અને તે ડૉ રાજેન્દ્રલાલ મિત્રના માનવા પ્રમાણે શહેનશાહ અકબરના એક મહાન સરદાર મહારાજા માનસિંહે બંધાવ્યું છે. મહારાજા માનસિંહ ઓરિસ્સા જતાં જતાં આ સ્થળે આવ્યા હશે, કારણ આ સરોવરના પશ્ચિમ ભાગ સાથે તેમનું નામ સંકળાયેલું છે. એ ભાગ માનસરોવર તરીકે જાણીતો છે.

આ જ્યોતિર્લિંગની પૂજા બહુ સાદી છે. સંપત્તિવાન લોકો ભગવાન શિવને બિલ્વપત્ર પર કુમકુમથી લખીને, જમીન દાનમાં આપે છે. દાનેશ્વરીઓ એ બિલ્વપત્ર શિવલિંગને ચડાવે છે. બીજે દિવસે બિલ્વપત્ર અને તેના પરના કુમકુમાક્ષરો ધોવાઈ જાય તોયે એ લેખ કાયમ રહે છે અને તે લેખ મુજબ જમીન અર્પિત થયેલી લેખાય છે.

આ જ્યોતિર્લિંગની આરાધના ખાસ કરીને રોગનિવારણ, પુત્રપ્રાપ્તિ અને માંદાં બાળકને સાજાં કરવા માટે કરવામાં આવે છે. શિવગંગા સરોવરમાં સ્નાન કરીને યાત્રાળુ મંદિરની પડશાળ પર સૂઈને ત્રણ દિવસ અને ત્રણ રાત

ઉપવાસ કરે છે. એ સમય દરમ્યાન કહે છે કે એ યાત્રાળુને ભગવાન સ્વપ્નમાં દર્શન દઈ તેના પર કૃપા વરસાવે છે.

આ દેવગઢ જૂના ગ્રંથોમાં વૈદ્યનાથ, હરીતકીવન, કેતકીવન, રાવણવન, ચિતાભૂમિ અને હાર્દપીઠ તરીકે એમ જુદે જુદે નામે ઉલ્લેખિત છે. ઈ. સ. ૧૬૯૫ અને ૧૬૯૯ દરમ્યાન રચાયેલા ગ્રંથ 'ખુલાસતુ તવારીખ'માં વૈદ્યનાથ વિષે નીચે મુજબ ચમત્કારો નોંધાયા છે:

નાણાંની તીવ્ર જરૂરિયાતવાળો કોઈ માણસ ભગવાન શિવની સ્તુતિ કરતાં કરતાં ત્રણ દિવસ ઉપવાસ કરે તો પીપળાનું પાન મંદિરમાં મળી આવે છે. આ પાંદડા ઉપર કોઈક સંપત્તિવાન વ્યક્તિ ઉપર પેલા માણસને આપવાની રકમ લખાયેલી હોય છે. એ પાંદડું તે જાણે હૂંડી. આ પાંદડું એક સાધુ મહારાજ પાસે લઈ જવામાં આવે છે. સાધુ મહારાજ તે પાંદડા પરની આજ્ઞાની સ્વચ્છ કાગળ પર નકલ ઉતારી લે છે અને પછી પેલા ભક્તને તે કાગળ આપી દે છે. આ પત્ર તે ભગવાન વૈદ્યનાથની હૂંડી તરીકે ઓળખાય છે.

જે માણસ પર આ હૂંડી લખવામાં આવી હોય તે, તરત જ તે રજૂ કરનાર આદમીને નાણાં ચૂકવી આપે છે. વળી એમ પણ કહેવાય છે કે એ સાધુમહારાજ વર્ષમાં એકવાર ગુફામાં પ્રવેશીને થોડીક માટી લઈ આવે છે. આ માટી મંદિરના જુદા જુદા મુખિયાજીને થોડી થોડી વહેંચી આપવામાં આવે છે અને જેની જેની આ માટી પ્રત્યે શ્રદ્ધા હોય છે તેમની પાસેની માટી સુવર્ણમાં ફેરવાઈ જાય છે.

*

## ૩૪ : ભીમશંકર

ભગવાન શિવનાં બાર જ્યોતિર્લિંગમાંનું એક તે ભીમશંકર. એના સ્થાન માટે ઘણી જગ્યાઓ મનાય છે, કેટલાંયે મંદિરોમાં ભીમશંકરના જ્યોતિર્લિંગની પ્રતિષ્ઠા થઈ છે એમ કહેવાય છે. આવું એક મંદિર સહ્યાદ્રિના ૩૪૦૦ ફૂટ ઊંચા શિખરે અને ભીમા નદીના મૂળની પાસે મનાય છે.

પૂના જિલ્લાના ખેડની ૩૦ માઈલ વાયવ્યે ભોવારગિરિ નામનું ગામ આવે છે, ત્યાં આ મંદિર છે. ભીમા નદીનું મૂળ પણ ત્યાં છે. નદીનાં મૂળ હોય તે સ્થળ પવિત્ર ગણાય અને ત્યાં કોઈ મંદિર હોય એ સ્વાભાવિક છે. ભીમશંકરનું સ્થાન ૧૯° ૪૨' ઉત્તરે અને ૭૩° ૨૩' પૂર્વે આવેલું છે. ભીમા નદી અગ્નિ દિશામાં વહેતી રાયચુર પાસે કૃષ્ણા નદીને મળે છે.

ભીમા નદીને કાંઠે બે મંદિરો છે; એક નવું ને બીજું જાનું. ૧૮ મા સૈકાના પાછલા ભાગમાં નાના ફડનવીસ નામના પેશ્વા સરદારે નવા મંદિરની રચના કરી હતી. પુરાણું મંદિર કાળા પાષાણનું છે. બહાર મોટો નંદી બેસાડ્યો છે. ગર્ભગૃહની અંદર પંચમુખી ભીમશંકરનું જ્યોતિર્લિંગ છે. નાના ફડનવીસે બંધાવેલું મંદિર પણ કાળા પથ્થરનું છે. એના પૂર્વ તરફના ભાગમાં થોડું શિલ્પકામ થયેલું છે. દર વર્ષે મહાશિવરાત્રિના દિવસે અહીં મેળો ભરાય છે અને બે ત્રણ દિવસ સુધી ઉત્સવ ચાલે છે.

કથા એવી છે કે ત્રિપુરાસુરનો વધ કર્યા પછી ભગવાન શંકરે આ સ્થળે વિશ્રામ કર્યો હતો. એ સમયે અવધ દેશના રાજા ભીમકે શિવની આરાધના કરી. મૃગયા કરતાં કરતાં આ રાજાએ બે ઋષિઓને ઈજા પહોંચાડેલી. તેનું પ્રાયશ્ચિત્ત કરવા એણે શંકરની ક્ષમા યાચી. એ ક્ષમા શંકરે આપી. ત્રિપુરાસુર સાથેના યુદ્ધમાં શંકરને પરિશ્રમ થયો તેથી એમના દેહ ઉપર પ્રસ્વેદનાં બિંદુઓ થયાં. કહે છે કે ભીમકની વિનંતીથી આ બિંદુઓની સરિતા બની અને એ ભીમા નદી તરીકે ઓળખવામાં આવી.

બીજી કથા એમ કહે છે કે એક વૃક્ષ હેઠળ એક ગાય રોજ જતી જણાઈ ત્યારે એના માલિક ભટી રાવને આશ્ચર્ય થયુ. એમણે તપાસ કરી તો જણાયું કે તે વૃક્ષ નીચે અમુકસ્થળે ગાય એના દૂધની ધારા છોડી અભિષેક કરતી હતી. એ ઉપરથી વધારે તપાસ કરી ત્યારે ત્યાંથી જ્યોતિર્લિંગની પ્રાપ્તિ થઈ.

દ્વાદશ જ્યોતિર્લિંગનું સ્તોત્ર છે. એમાં જણાવ્યુ છે કે ભીમશંકરનું જ્યોતિર્લિંગ ડાકિની નામના સ્થળની પાસે આવેલું છે. डाकिन्यां भीमशंकरम् । પરંતુ સહ્યાદ્રિ ઉપર આ ભીમશંકરના મંદિર પાસે ડાકિની નામનું કોઈ સ્થળ નથી. પરંતુ શંકરના મુખમાંથી ભીમા નદીનો સ્રોત ઝરે છે, એની નજીક આ મંદિર છે. મંદિરની પાસે નાના ફડનવીસે બંધાવેલા બે કુંડો છે.

શિવપુરાણની કોટિરુદ્રસંહિતા( પ્રકરણ ૨૦ )માં જણાવ્યું છે કે ભીમશંકરનુ મંદિર કામરૂપ ( આસામ )

દેશમાં આવ્યું છે. આસામના ગૌહાટી નગર પાસે બ્રહ્મપુર નામનો ડુંગર છે. ત્યાં જે મંદિર છે તે આ જ્યોતિર્લિંગનું મંદિર છે એવું મનાય છે. કથા એવી છે કે કામરૂપ દેશના એક શિવભક્ત રાજા હતા. એમના રાજ્યમાં એક અસુર ભક્તજનોને ત્રાસરૂપ બન્યો હતો અને રાજાને પણ ભક્તિ–આરાધનામાં ઉપદ્રવી થતો હતો. એક દિવસ એ અસુર ખુલ્લું ખડ્ગ લઈને મારવા માટે ધસી આવ્યો. એ સમયે રાજા તો શિવલિંગના ધ્યાનમાં લીન થયેલા હતા. અસુરે રાજા ઉપર પ્રહાર કર્યો. પરંતુ એનું ખડ્ગ શિવલિંગ ઉપર વાગ્યું. એટલે તરત શિવ પ્રકટ થયા અને એમના હાથે જ અસુરનો વધ થયો. કથા કહે છે કે તે દિવસથી એ મંદિરમાં જ્યોતિર્લિંગનો વાસ થયો છે.

શિવપુરાણની કોટિરુદ્રસંહિતામાં જો કે એમ જણાવ્યું છે કે ભીમશંકરનું જ્યોતિર્લિંગ કામરૂપ દેશમાં છે તોપણ એ જ પ્રકરણમાં એવો પણ ઉલ્લેખ છે કે સહ્યગિરિમાંથી ભીમા આવી :

> कामरूपाभिधे देशे शङ्करो लोककाम्यया ।
> अवतीर्णः स्वयं साक्षात् कल्याणसुखभाजनम् ॥

અને

> सह्ये च पर्वते सोऽपि मात्रा वासं चकार ह ।

નૈનિતાલના જિલ્લામાં પણ એક સ્થળે ભગવાન ભીમશંકરનું મંદિર છે. કાશીપુર પાસે ઉજ્જનાકાનું ગામ છે. એની પાસે ભીમશંકરનું મોટું શિવાલય છે. લોકો એને જ જ્યોતિર્લિંગ માને છે. શિવપુરાણમાં જો કે

કામરૂપ દેશ કહ્યો છે, પરંતુ ડાકિની પાસેના ભીમશંકર તે જ જ્યોતિર્લિંગ એવી માન્યતા વધારે પ્રચલિત છે. પ્રાચીન સમયમાં નૈનિતાલવાળો આ પ્રદેશ ડાકિની પ્રદેશ કહેવાતો એમ ત્યાંના લોકો હજી કહે છે. પાંડવોમાં બીજા એવા ભીમ હિડમ્બા નામની ડાકિની સાથે પરણ્યા હતા, તેને આ સ્થળની વાત ગણે છે. આ સ્થળે જે મંદિર છે એમાં શિવનું લિંગ ઘણું વિશાળ છે. મહાશિવરાત્રિને દિવસે મોટો મેળો ભરાય છે. મંદિરના પૂર્વ ભાગમાં ભૈરવનાથની જગ્યા છે અને શિવગંગા નામનું તળાવ છે. પશ્ચિમે દેવીનું મંદિર છે.

જ્યોતિર્લિંગ સ્તોત્ર શંકરાચાર્યે રચ્યું છે એમ મનાય છે. એના દસમા શ્લોકમાં ભીમશંકરના જ્યોતિર્લિંગ વિષે આમ જણાવ્યું છે :

यं डाकिनीशाकिनिकासमाजे निषेव्यमाणं पिशिताशनैश्च।
सदैव भीमादिपदप्रसिद्धं तं शङ्करं भक्तहितं नमामि॥



## ૩૫ : અંબરનાથ

**અંબરનાથના** મંદિરના ખંડના ઓતરાદા દ્વાર ઉપરના અગ્રભાગમાં નીચે મુજબનું એક લખાણ કોતરવામાં આવ્યું છેઃ

'શક સંવત ૯૮૨ એટલે કે ઈ. સ. ૧૦૬૦માં શ્રાવણ માસના શુક્લપક્ષની નોમ ને શુક્રવારે મહામંડલેશ્વર મામવાનીરાજદેવ નામના વિખ્યાત રાજવીનો ઉદય થાય છે. આ સહુએ ભેગા મળીને અમ્બરનાથ મંદિર પાસે પટપક્ષી ખાતે અત્યંત પ્રસિદ્ધ એવા મહામંડલેશ્વર ચિત્રરાજના ઇષ્ટદેવનું એક મંદિર બંધાવ્યું હતું. ભાગલે એ મંદિર ફરીથી બંધાવ્યું.'

અંબરનાથનું મંદિર થાણા જિલ્લામાં. કલ્યાણ પાસે આવેલા અંબરનાથ શહેરમાં આવેલું છે. અંબરનાથ એ કારખાનાનું નગર છે. અંબરનાથ અથવા અંબરેશ્વર નામથી પ્રસિદ્ધ એવું ભગવાન શંકરનું મંદિર અહીં અગિયારમી સદીના મધ્ય ભાગમાં બાંધવામાં આવ્યું હતું. આ મંદિર વલધન નદીની શાખાના વામ તટે આવેલું છે અને મનોહર ખીણની અંદર સરસ રીતે ગોઠવાયેલું છે. અંબરનાથનું મંદિર અગિયારમા શતકની અદ્ભુત અને સાચી એવી હિંદુ સ્થાપત્ય કલાના એક નમૂનારૂપ છે. અંબરનાથ દખ્ખણ કે ગુજરાત બેમાંથી એક્કેય સ્થળે નથી આવ્યું; પરંતુ કોંકણમાં આવેલું છે. કોંકણ આ બંનેનું સંગમસ્થાન છે અને અંબરનાથની સ્થાપત્યકલામાં ઉત્તર અને દક્ષિણ ઉભયની અસર મિશ્રિત થયેલી વરતાય છે, એવો જે અભિપ્રાય પ્રવર્તે છે તે બહુ સાચો છે.

અંબરનાથનું મંદિર કલ્યાણની અગ્નિ દિશાએ લગભગ

ચાર માઈલને અંતરે છે અને થાણા જિલ્લામાં મધ્ય રેલવે પર આવેલા અંબર સ્ટેશનની પશ્ચિમે લગભગ એક માઈલ પર આવેલું છે. આ પ્રાચીન મંદિર મુંબઈની શોખીન પ્રજા માટે એક સહેલગાહનું સ્થળ પણ બની રહ્યું છે. મંદિરમાં એક ગર્ભગૃહ છે અને એક મંડપ છે. મંડપની ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમ એ ત્રણ બાજુએ પડશાળ છે. ગર્ભગૃહ પશ્ચિમાભિમુખ છે. મંદિર પાસે પાસે ગોઠવેલાં લાગતાં બે ચોસલાંનું બનેલું છે. મંદિરના ઘૂમટ ખૂણા પરથી સફાઈબંધ કાપેલા છે. આખું ચણતર પથ્થરોનું છે. પથ્થર બહુ મજબૂત રીતે બેસાડેલા છે. એમાં ક્યાંય કોલ વાપરવામાં આવ્યો નથી. મંદિરમાં સર્વત્ર અર્ધા કદની માનવ આકૃતિઓ કોતરવામાં આવી છે. આકૃતિઓની સાથે હાથીઓની નાની નાની આકૃતિઓ શોભાયમાન રીતે અંકિત કરવામાં આવી છે. પૂર્વ તરફ એક બહુ જ સરસ રીતે કોતરેલો અને અલંકૃત એવો મિનારો છે તથા તેની પશ્ચિમે એક સભામંડપ છે જે લગભગ ૩૫ ફૂટ ઊંચો છે. મંડપનું છાપરું ઘૂમટ આકારનું છે. મંડપની ત્રણ બાજુ પડશાળ છે.

મંદિરનું શિખર ઉત્તર ભારતના સ્થાપત્યની ઢબનું છે. એને ચાર આડા અને અલંકૃત એવા પટા છે. મંદિરમાં દશ સ્તંભો છે. મંડપની મધ્યમાં ચાર મુખ્ય સ્તંભો છે. તેનું કોતરકામ અદ્‌ભુત રીતે સુંદર છે. દરેક પડશાળને બે સ્તંભો છે. મંડપની છતમાં જાતજાતની રમણીય ભાત કોતરવામાં આવી છે. મંદિરની બહારની બાજુએ જે મૂર્તિઓ છે તેમાંની મોટા ભાગની શૈવ ધર્મની મૂર્તિઓ છે.

મંદિરમાં મહિષમર્દિનીની એક ત્રિભંગી મૂર્તિ છે

અને તે નૃત્યની મુદ્રામાં ઊભી છે. એક મૂર્તિ કામદેવની છે. તેને આઠ ભુજાઓ છે ( એમાંની ઘણીખરી ભુજાઓ ભાંગેલી છે. ) એક હનુમાનની મૂર્તિ છે. હનુમાન પહાડ ઉપાડીને જતા હોય એવી મૂર્તિ છે.

મંદિરની મધ્યમાં ભગવાન શંકરનું એક સ્વયંભૂ લિંગ છે જેનું કદ બે ફૂટ ચાર ઇંચનું છે અને ભોંયથી ચાર ઇંચ ઊંચું છે. લોકો એને અંબરેશ્વર મહાદેવ ગણીને પૂજે છે. માઘ મહિનામાં મહાશિવરાત્રીને દિવસે અહીં એક મેળો ભરાય છે. એ પ્રસંગે કલ્યાણ અને મુંબઈથી યાત્રીઓ અહીં આવે છે.

મંદિરની આસપાસનો વિસ્તાર આ પ્રમાણે છે: પૂર્વથી પશ્ચિમ એ લગભગ દોઢસો ફૂટ વિસ્તરે છે અને ઉત્તરથી દક્ષિણ ૧૦૫ ફૂટ છે. મંદિરનો પોતાનો વિસ્તાર ૮૯×૭૩ફૂ ફૂટ છે. મંદિર નજીક અગ્નિ દિશાએ એક નાનું સરખું તળાવ છે. મંદિર પોતે પશ્ચિમાભિમુખ છે.

મંદિર બહારથી જોતાં એમ લાગે કે બે ચોસલાં એકબીજાની સાથે મૂકી દીધાં છે; પરંતુ હકીકતમાં બંને ચોસલાં એકમેકને અડીને ગોઠવાયેલાં છે અને જે બાજુઓ એકબીજીને સ્પર્શતી લાગે છે તે સાંકડી કરવામાં આવી છે. એમ ધારવામાં આવે છે કે અસલ મંદિર, ખંડની છે તે જ સપાટીએ હશે; પરંતુ મંદિરનું શિખર પડતાં નીચેની ભોંય તૂટીને નાશ પામી હશે. શિવલિંગ કુદરતી ખડકનું છે. કનિન્સ એ લિંગને મધ્ય પ્રાંતમાં નર્મદા નદીને કાંઠે આવેલા માંધાતા ખાતેના ઓમકારના વિખ્યાત જ્યોતિર્લિંગ સાથે સરખાવે છે. થાંભલાઓ ઉપર જાતજાતની ભાત કોતરવામાં આવી છે. ખાસ કરીને થાંભલાઓના મધ્ય ભાગમાં જે ભાત કોતરવામાં આવી છે તે સહુથી

સરસ છે. મંદિરની છતની અંદર જે તકતીઓ કોતરવામાં આવી છે, તે અગિયારમી સદીનાં કેટલાંક શ્રેષ્ઠ કોતરકામની હરોળમાં સ્થાન પામે એવી છે. મંડોવરની બહારની દીવાલો પર તરેહતરેહની માનવ આકૃતિઓ કોતરવામાં આવી છે. મંદિરની આજુબાજુ એક ચોગાન છે અને ત્યાં એક નાનું સરખું મકાન છે, જે ખંડિયેર હાલતમાં છે. મંદિરનો અડધો મિનારો તૂટી ગયો છે. પશ્ચિમ તરફના પ્રવેશદ્વારની સામે એક નંદી છે—જોકે અસલ નંદી તો નથી.

ઉત્તર દ્વારની ઉપરની બાજુ પર એક આલેખ કોતરેલો છે. એમાં એમ જણાવાયું છે કે શક સંવત ૯૮૨માં એટલે કે ઈ. સ. ૧૦૬૦માં શ્રી અંબરનાથનું મંદિર, વિખ્યાત મહામંડલેશ્વર મામવાની રાજદેવના રાજ્યકાળ દરમ્યાન, જે વેળા બીજા નિર્દિષ્ટ પ્રધાનો સત્તાસ્થાને હતા તે દરમ્યાન બંધાયું હતું અથવા તો ફરીથી બાંધવામાં આવ્યું હતું. આ આલેખ વાંચીને કેટલાક પંડિતો તો એવો મત ધરાવે છે કે, મંદિર ઈ. સ. ૮૬૦માં બંધાયું હોવું જોઈએ; જ્યારે બીજો મત એવો છે કે મંદિર ઈ. સ. ૧૦૬૦માં બંધાયું હોવું જોઈએ અને આ બીજો મત વધારે સ્વીકાર્ય નીવડ્યો છે. એમ પણ માનવામાં આવે છે કે, આ મંદિર એ વર્ષમાં ફરીથી બાંધવામાં આવ્યું ન હતું; પરંતુ એ ઈ. સ. ૧૦૬૦માં પહેલી જ વાર બંધાયું હતું. મામવાની અથવા મુમ્મુની જેમનો આલેખમાં ઉલ્લેખ છે તેઓ ઉત્તર કોંકણના શિલહર મહામંડલેશ્વર હતા. શિલહરો એ કોંકણના સ્થાનિક મંડલેશ્વરો હતા. આઠમી અને નવમી સદી દરમ્યાન તેઓ માલખેટના રાષ્ટ્રકૂટોનું પ્રભુત્વ અથવા વર્ચસ્ સ્વીકારતા હતા. એ પછીથી શિલહર

રાજાઓ ગુજરાતના મહામંડલેશ્વરોની આણ હેઠળ હતા. કઝિન્સ આ સંબંધમાં નોંધે છે કે ઉત્તર કોંકણના શિલહર મહામંડલેશ્વરોનું પાટનગર પુરી ખાતે હતું અને તે બનતા સુધી કોંદિવ્તે ગુફાઓ પાસે આવેલા સાલસેટ ટાપુ પર આવેલું હતું. બીજી રીતે એ કેનેરી ગુફાઓની દક્ષિણે પાંચ-છ માઈલને અંતરે આવેલુ છે. ત્યાં તેમની અગાઉ આવીને વસેલા ફિરંગીઓ અને મુસલમાનો તરફથી લૂંટફાટ થતી હોવા છતાં હજી પણ જમીનની ઉપર તેમ જ અંદર હિંદુકાળના થોડાક અવશેષો છે. શિલહરોના વંશની ત્રણ શાખા છે. એક શાખાનું ઉત્તર કોંકણ પર શાસન હતું. બીજી તે દક્ષિણ કોંકણ પર શાસન કરતી શાખા અને ત્રીજી તે કરાડ જિલ્લા અને કોલ્હાપુર ઉપર અમલ ચલાવતી શાખા.

ઉત્તર કોંકણના શિલહર રાજાઓ સહુ પ્રથમ રાષ્ટ્રકૂટોની અને પછી ચૌલુકયોની આણ હેઠળ હતા. શિલહર રાજાઓ મૂળ વિદ્યાધર જિમૂતવાહનના કુળમાંથી ઊતરી આવ્યા હોવાનું કહેવાય છે. શિલહરો સુવર્ણ ગરુડધ્વજ રાખતા. સુવર્ણ ગરુડધ્વજનું નિશાન તેમના તામ્રદાનપત્ર પર પણ અંકિત થયેલું છે. વિદ્યાધર જિમૂતવાહને તો ગરુડથી નાગની રક્ષા કરવા માટે પોતાનો પ્રાણ સુદ્ધાં આપવાની તત્પરતા દર્શાવી હતી.

શ્રીહર્ષના સંસ્કૃત નાટક 'નાગાનંદ'માં નાગરાજને ઉગારતા જિમૂતવાહનની કથાને ગૂંથી લેવામાં આવી છે. એ નાટકમાં અહિંસાના બુદ્ધપ્રણીત સિદ્ધાંતની પણ સારી એવી પ્રશંસા કરવામાં આવી છે. કેનેરી ગુફામાંના શિલહરોના એક આલેખ ઈ. સ. ૮૪૨ ના સમયનો છે. તેમાં બૌદ્ધ કોમને આપવામાં આવેલા અનુદાનની વાત છે.

ઉત્તર કોંકણના શિલહરોના પાટનગર સંબંધમાં

કઝિન્સ કેટલાક સ્થળોનું અનુમાન કરે છે. તે સ્થળોના નામ આ પ્રમાણે છે થાણા, કલ્યાણ, સુપારા, ચૌલ તથા મંગલપુરી જેવા સ્થળો તથા જૂના જંજિરા રાજ્યમાં આવેલા રાજપુરી અને એલિફન્ટા ટાપુ પર આવેલું ઘારપુરી, પરંતુ કઝિન્સ આ બધા સ્થળોનો ઉત્તર કોંકણના શિલહરોના પાટનગર તરીકે અસ્વીકાર કરે છે તેઓ સાલસેટ ટાપુની મધ્યમાં આવેલા સ્થળોનો તે પાટનગર તરીકે નિર્દેશ કરે છે. એ સ્થળ મગોવ ગામની ઉત્તરે લગભગ એક માઈલ ઉપર આવેલું છે અને ઉત્તરે સાલસેટ ટેકરીઓથી વીંટળાયેલું છે, ત્યાં કેટલીક ગુફાઓ છે આ સ્થળે ચૌદમી અને પંદરમી સદીના હિંદુ મંદિરના કેટલાક અવશેષો હોવાનું જોવામાં આવ્યું છે કઝિન્સનું એમ સૂચવવું છે કે આ સ્થળને ફિરંગીઓએ સાફ કરી નાખેલું હોવું જોઈએ તેમને જૂના મંદિરોના ખંડિયેરમાંથી એવી અખૂટ સામગ્રી મળી હશે, જેમાંથી તેઓ સંખ્યાબંધ દેવળો અને મઠો નિર્માણ કરી શકયા હશે એ દેવળો અને મઠો કાળક્રમે ખંડિયેરમાં પરિણમ્યા હશે અથવા તો લય પામ્યા હશે

આ મંદિરનું સ્થાપત્ય એ દ્રાવિડી ઢબનું નથી, તેમ એ પૂર્ણ અંશે ચૌલુક્ય ઢબનું પણ નથી ડૉ સાંકળિયા જણાવે છે કે, એ મંદિરનું સ્થાપત્ય દેશમાં હસ્તી ધરાવતી રીતિ અને ઉત્તરમાં પ્રવર્તતી રીતિ એ બેની સંવાદમય ગૂંથણીરૂપ છે તેમણે અંબરનાથ મંદિરને ઐહોલ ખાતેના ચૌલુક્ય ઢબના મંદિરોથી અલગ તારવેલું છે ઉત્તર ગુજરાતના ચૌલુક્ય મંદિરોના શિખર અંબરનાથના શિખરના કરતાં જુદાં પડે છે. માળવાના બે મંદિરો જેમાંનું એક નેમાવર ખાતેનું સિદ્ધનાથનું છે અને બીજું ઉન ખાતે આવેલું નીલકંઠેશ્વરનું છે આ બંને મંદિરોની અંબર-

નાથના મંદિર સાથે તુલના કરવામાં આવી છે. તે પ્રમાણે ખજુરાહો ખાતેના કંદાર્ય મહાદેવના મંદિરની પણ અંબરનાથના મંદિરની સાથે સરખામણી કરવામાં આવી છે. ડૉ. સાંકળિયા જણાવે છે કે, નેમાવર ખાતેનું સિદ્ધનાથનું મંદિર જે અંબરનાથના મંદિરના કરતાં એકાદ સદી જેટલું જૂનું છે, તે શિલહરો અને યાદવોને માટે પ્રેરણાદાયી નીવડયું હોવાનો સંભવ છે. યાદવોનાં મંદિરો કોંકણમાં અંબરનાથ ખાતે અને દખ્ખણમાં સિન્નાર, બાલસાણે તથા અન્ય સ્થળોએ હજી પણ રહ્યાં છે.

અગિયારમી સદીનું આ મંદિર એ એક એવું જૂનામાં જૂનું મંદિર છે, જેમાં ભારતના જુદા જુદા ભાગોનાં મંદિરોની સ્થાપત્યકલાનાં મહત્ત્વનાં અંગોનો સંવાદાત્મક સમન્વય સધાયો છે. શિખર આખું ગોળાકાર છે અને તે ઉત્તર ભારતીય ઢબનું છે. આ મંદિરમાં સંખ્યાબંધ મૂર્તિઓ એવી છે, જેનું સૌંદર્ય શિલ્પકલાના નમૂનારૂપ છે.' મંદિર આખું તારક આકારનું છે. એમાં જે શિલ્પવિધાનો છે તેમાં મહિષમર્દિની, ભગવાનશિવની ગજહમૂર્તિ, દુર્ગા, કામદેવ, મોહિની અને બીજી મૂર્તિઓ ખૂબ નયનરમ્ય છે. ઉત્તર તરફના મુખ્ય ગોખલામાં મહાકાલીની મૂર્તિ છે. તેની નીચે બ્રહ્માની મૂર્તિ છે. બ્રહ્માનાં ઘૂંટણો ઉપર સાવિત્રી ઝૂકેલાં છે. દક્ષિણ પરના મધ્યવર્તી ગોખલામાં શિવ તાંડવનૃત્યની મુદ્રામાં આલેખાયા છે.

આમ અંબરનાથના મંદિરને ઉત્તર કોંકણના શિલહર મંદિરના એકમાત્ર ઉત્તમોત્તમ નમૂનારૂપ તરીકે ઘટાવાયું છે, તેમાં પૂર્ણ ઔચિત્ય રહેલું જોઈ શકાય છે.

*

## ૩૬ : સારનાથ

सब्बपापस्य अकरणं कुसलस्य उपसम्पदा ।
सचित्तपरियोदपनं एतं बुद्धान सासनं ॥

'પાપમાત્રમાથી મુક્ત થઈ જવુ, શુભ કર્મોમા પ્રવૃત્તિ રાખવી, અને પોતાના ચિત્તને વિશુદ્ધ રાખવુ—બુદ્ધોનો આ સિદ્ધાત છે'

—ધમ્મપદ, બુદ્ધવગ્ગ ૫

'હે ભિક્ષુઓ, જીવનને ધર્મમાર્ગે રાખવા જે ઇચ્છતા હોય એમણે બે ઉગ્રતાનો ત્યાગ કરવો જોઈએ એવા અતિરેક કેમા થાય છે? એક તો કામના અને ભોગનુ જીવન છે એ તુચ્છ છે, હીન છે, અધ્યાત્મથી ઊલટુ છે, અયોગ્ય ને અસત્ય છે, બીજો અતિરેક દેહને કષ્ટ આપવાનો છે એ પણ નિરાશાનો માર્ગ છે, અયોગ્ય અને અસત્ય છે હે ભિક્ષુઓ, આ બને ઉગ્રતાથી બચીને ચાલે તે બુદ્ધ છે નેત્રને અજવાળે, મનને જ્ઞાન આપે, જે માર્ગથી શાતિ મળે, નિર્વાણ મળે, એવો મધ્યમ માર્ગ જેમણે ખોળ્યો છે તે બુદ્ધ છે, અને હે ભિક્ષુઓ બુદ્ધે કયો મધ્યમ માર્ગ ખોળ્યો છે? સમ્યક જ્ઞાન, સમ્યક સકલ્પ, સમ્યક વાચા, સમ્યક કર્મ, સમ્યક આજીવ, સમ્યક પ્રયત્ન, સમ્યક સ્મૃતિ અને સમ્યક સમાધિ—આ આઠ અગવાળો અષ્ટાગ માર્ગ છે એ જ મધ્યમ માર્ગ છે ને એ જ બુદ્ધે ચલાવ્યો છે'

ઋષિપત્તનના મૃગદાય ઉપવનમા ધર્મચક્રપ્રવર્તનને નામે બુદ્ધ ભગવાને ભિક્ષુઓને ઉપદેશ કર્યો એ એમનો પહેલો ઉપદેશ હતો એ સ્થળ કાશીની ઉત્તરે ગાઝીપુર

જતાં ચાર માઈલ દૂર છે. વારાણસીના પંચગંગા ઘાટથી નીકળીએ અને લાટ–ભૈરવ થઈને જઈએ તો સારનાથ નામનું સ્થળ આવે છે. ત્યાં રેલવેનું સ્ટેશન પણ છે; પરંતુ સારનાથનાં પ્રાચીન બાંધકામો ત્યાંથી એક માઈલ દૂર છે. એ સ્ટેશનથી જવા કરતાં યાત્રીઓ કાશીથી નીકળે તો સારી સગવડ મળે, શહેરમાંથી સીધી બસ જાય છે.

બૌદ્ધ ગ્રંથોમાં સારનાથની જગ્યાને ઋષિપત્તન, ઈશીપત્તન અને મૃગદાવ એવાં નામ આપ્યાં છે. બુદ્ધગયામાં જ્ઞાન પ્રાપ્ત થયા પછી બુદ્ધે વિચાર કર્યો કે, આ જ્ઞાન પહેલાં કોની સમક્ષ ધરવું. પહેલા જે સાંભર્યા તે આલાર કલામ અને રુદ્રક નામના એમના બે જૂના ગુરુઓ હતા; પરંતુ એમને ખબર મળી કે એ બંને વિદ્વાનો મૃત્યુ પામ્યા છે. પછી એમને પાંચ શિષ્યો સાંભર્યા. ઉરુવેલામાં એ પાંચ જણ એમની પાસે આવ્યા હતા અને એમને છોડીને ઈશીપત્તન તરફ ચાલ્યા ગયા હતા. એમની શોધમાં બુદ્ધ ઉરુવેલાથી મૃગદાવ આવ્યા. ત્યાં એમને પાંચ સાધુઓ સાથે મિલાપ થયો અને એમને ધર્મચક્રપ્રવર્તન નામે વિખ્યાત થયેલો સૌથી પહેલો ઉપદેશ આપ્યો. જેમાં બૌદ્ધ ધર્મનાં મૂળ તત્ત્વોનો પાયો રચાયેલો છે. એ ઉપદેશ પામનારા પહેલા પાંચ બ્રાહ્મણો હતા: કૌન્ડિગ અથવા કોણ્ડાણ્ણા (કૌન્ડિન્ય), વપ્પ (વપ્પ), ભદ્રિક (ભદ્દિય), મહાનામન (મહાનામ) અને અશ્વજિત (અસ્સજી).

બૌદ્ધોનાં ત્રણ ચાર મુખ્ય તીર્થધામ છે: પહેલું સ્થાન તે બુદ્ધનું જન્મસ્થાન લુમ્બિનીવન. કપિલવસ્તુથી એ સ્થળ દસેક માઈલ પૂર્વ દિશામાં હતું. હાલ એ

જગ્યાએ રૂમ્મીની દેઈ નામનું ગામ છે. એ ઉપવનમાં એક શાલવૃક્ષ હેઠળ એમનો જન્મ થયેલો. બુદ્ધ જન્મ વિષે બે જુદા મત ચાલે છે: (૧) પ્રો. મેક્સમુલર વગેરે વિદ્વાનો માને છે કે બુદ્ધજન્મ ઈ. સ. પૂર્વે ૫૫૭-માં થયેલો. એ સમયે મગધ દેશમાં શિશુનાગ વંશના રાજા બિંબિસાર રાજ્ય કરતા હતા. બીજો મત લંકામાં બૌદ્ધોના પંચાંગ મુજબ ચાલે છે. એ મતને પ્રો. લાસેન વગેરેનો ટેકો છે. એ મુજબ બુદ્ધ ઈ. પૂર્વે ૬૨૩મા જન્મ પામ્યા અને ઈ. સ. પૂર્વે ૫૪૩મા મૃત્યુ પામ્યા. આ ગણતરી માન્ય રાખીને ઈ. સ. ૧૯૫૭ માં નિર્વાણ પછી ૨૫૦૦ વર્ષ થયાં એમ નક્કી ઠર્યું, ને ભારતે એ પુણ્ય-સ્મૃતિમાં ઉત્સવ કર્યો.

બૌદ્ધોની યાત્રાનું બીજું ધામ તે બુદ્ધગયા. એ સ્થળે બુદ્ધને મહાસમાધિ થઈ અને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું. ત્રીજું સ્થાન તે સારનાથ. એ સ્થળે ધર્મચક્ર પ્રવર્તન શરૂ થયું. અને ચોથું પવિત્ર સ્થળ તે કુશીનારા, ત્યાં (ગોરખપુર જિલ્લામાં કાશિયા નામના ગામ પાસે) બુદ્ધે નિર્વાણ લીધું.

બુદ્ધ ૨૯ વર્ષના હતા ત્યારે એમણે ગૃહત્યાગ કર્યો, ૩૫ વર્ષના હતા ત્યારે એમને જ્ઞાન થયું અને ૮૦ વર્ષનું આયુષ્ય ભોગવી એમણે દેહ છોડ્યો. ૪૫ વર્ષ લગી સતત એ ફરતા રહ્યા અને ભારતના હૃદય ભાગ જેવા મધ્ય મંડળમાં ઉપદેશો કરી બૌદ્ધ સંઘની અને નવી જીવનદૃષ્ટિની પ્રતિષ્ઠા કરતા રહ્યા. સારનાથનું પહેલું પ્રવચન ઈ. સ. પૂર્વે ૫૮૮ મા થયું. આશ્ચર્ય છે કે એ પ્રવચન થયા પછી થોડા જ સમયમાં એ સ્થળની

કોટની અંદર બીજા ઘણા વિહારો અને સ્તૂપો હતા. એ ઉપરાંત બીજાં સ્મારકો પણ હતાં. બુદ્ધ જ્યાં સ્નાન કરતા તે પવિત્ર કુંડ પણ હતો. એથી જરા પશ્ચિમે આગળ જતાં બીજો કુંડ હતો, ત્યાં ભિક્ષુઓનાં કમંડળો ભગવાન પોતે ધોતા હતા. ઉત્તરે ત્રીજું તળાવ હતું એમાં બુદ્ધ પોતાનાં વસ્ત્રો ધોતા હતા. એ તળાવની બાજુમાં એક શિલા છે એના ઉપર બુદ્ધ ભગવાનનાં કાષાય વસ્ત્રોના લિસોટા પડેલા છે. એનાથી આગળ એક સ્તૂપ છે. વળી એથી આગળ બીજો સ્તૂપ છે. અહીં વનનો વિસ્તાર છે. આ વિહારથી અરધો માઈલ દક્ષિણે ત્રણસો ફૂટ ઊંચો ને મોટો એક સ્તૂપ છે. એમાં અપ્રાપ્ય અને અમૂલ્ય વસ્તુઓ છે, અને એના શિખર ઉપર બાણની રચના છે.

જે સ્થળે બુદ્ધે પહેલો ઉપદેશ કર્યો અને પાંચ બ્રાહ્મણોએ એમની પૂજા કરી તે સ્થળ વિષે ફાહ્યાન અને હ્યુએન–ત્સંગ બન્ને યાત્રીઓ સહમત છે. હ્યુએન–ત્સંગે કહ્યું છે કે સમ્રાટ અશોકે બંધાવેલ તે જ સ્તૂપનાં એમણે દર્શન કરેલાં. બૌદ્ધના આઠ પવિત્ર સ્તૂપોમાં એનું સ્થાન છે, બૌદ્ધ ઇતિહાસમાં થયેલા મહત્ત્વપૂર્ણ પ્રસંગની સ્મૃતિ અહીં જળવાઈ હતી.

સારનાથમાંથી અશોક-સ્તંભ મળ્યો. પ્રાચીન ભારતીય સ્થાપત્યકલામાં એનું આગવું સ્થાન છે. એના ઉપરની ચમક અને સુંવાળપ અદ્ભુત છે. કહે છે કે ઈ. સ. પૂર્વેના પહેલા સૈકા પછી આવા પૉલિશનો કસબ આપણે ગુમાવી દીધો છે. આ સ્તંભ ૫૦ ફૂટ ઊંચો અને એક જ શિલામાંથી ઘડ્યો છે.

આ સ્થળે જે અવશેષો છે તેમાં સૌથી પ્રાચીન મૌર્ય કાળના છે. એમાંના કેટલાક સમ્રાટ અશોકને નામે ચડી ગયા છે. અશોકના જમાનાનું સૌથી જાણીતું શિલ્પ તે અશોકસ્તંભનો શિરોભાગ. એમાં ચાર સિંહની ઉપર ધર્મચક્ર ગોઠવેલું હતું. સ્તંભનો એ સિંહભાગ હવે રાષ્ટ્રીય પ્રતીક તરીકે પ્રચલિત છે અને એની ઉપરનું ચક્ર તે રાષ્ટ્રધ્વજમાં અંકિત થયું છે. રાજમુદ્રાના વ્યાપક ઉપયોગને લીધે અશોકસ્તંભની ખ્યાતિ ઘણી ફેલાઈ છે.

અશોકના સમયની બીજી જાણીતી ઇમારત તે ધર્મરાજીકા સ્તૂપ છે. કુશાન રાજ્યના અમલથી તે ઠેઠ બારમા સૈકા લગી આ સ્તૂપનો વારંવાર વિસ્તાર થતો રહ્યો. કુશાન સમયના શિલ્પનો બીજો ઉત્તમ નમૂનો તે બુદ્ધની મોટી પ્રતિમા છે. આ પ્રતિમા ઊભી છે. એની ઉપર કોતરેલું છત્ર હતું. ગુપ્ત સમયના આલેખોવાળી તો ઘણી મૂર્તિઓ છે.

એ શિલાલેખો ઉપરથી જણાયું કે ઈ. સ. ૩૦૦ પછી સારનાથમાં હીનયાન પંથના ભિક્ષુઓનું ચલણ રહ્યું. એમની સર્વાસ્તિવાદની શાખા હતી. એ પહેલાં કોઈ બીજી શાખાનું ચલણ હશે. ચોથા સૈકામાં વસ્તુપુત્રિક સંપ્રદાયની સંમિતિય શાખાનું તેજ રહ્યું. સાતમા સૈકામાં હ્યુએન–ત્સંગ આવ્યો ત્યારે પણ એ શાખાનું શાસન ચાલતું હતું. ત્યારથી તે બારમા સૈકા લગી સારનાથનાં બૌદ્ધ સ્થાપત્યોનો વારંવાર વિસ્તાર થયો ને વારંવાર જીર્ણોદ્ધાર થતો રહ્યો.

પરંતુ એ પછી સારનાથનાં ચૈત્યો, વિહારો–સ્તૂપોની

સંભાળ રાખી શકાઈ નહિ. એમની અવદશા થવા લાગી. એમ પણ કહેવાયું કે, વારાણસીના હિંદુઓએ સારનાથના સ્તૂપો અને મંદિરોનો વિનાશ કરેલો; પરંતુ હવે એ માન્યતા ખોટી ઠરી છે. આર્કિયોલૉજિકલ સર્વે ઑફ ઇન્ડિયા પુસ્તક ૮ મું, પાનું ૧૬ મું)ના હેવાલમાં જનરલ કનિંગહામે નોંધ કરી છે કે, 'આ કાળમાં હિંદુઓ અને બૌદ્ધો વચ્ચે અણબનાવ કે સંઘર્ષ નહોતો. અમુક ઇતિહાસકારો અને પંડિતો બૌદ્ધો અને બ્રાહ્મણો વચ્ચે દ્વેષ અને વેર થયાનો આગ્રહ રાખે છે; પરંતુ જ. કનિંગહામ જણાવે છે કે, સારનાથના અવશેષોમાં રાંધીને તૈયાર કરેલો પરંતુ નહિ ખાઈ શકાયેલો એવો ખાદ્ય પદાર્થ મળ્યો. એ જ બતાવે છે કે સારનાથ ઉપર કોઈ પૂર્વયોજિત આક્રમણ નથી થયું, એ તો અણચિંતવ્યું ને અચાનક જ થયું છે. આવું આક્રમણ કાશીના બ્રાહ્મણો કરે એ વાત માન્યામાં નથી આવતી. બૌદ્ધ વિહારોમાં સેંકડો ભિક્ષુઓ રહેતા. સારનાથના વિહારમાં તો એમની સંખ્યા અવશ્ય વધારે હશે જ. એમના ઉપર હથિયારબંધ હુમલો લાવવો, એને બાળવો ને એનો વિનાશ કરવો એ કામ કોઈ અચાનક ઉશ્કેરાયેલા ટોળાનું ન હોઈ શકે. આટલા મોટા વિહારનો વિનાશ આમ થઈ જ ન શકે, એટલે એ વિનાશનાં કારણોની બીજી તપાસ થવી ઘટે.'

ઇલિયટ નામના વિદ્વાને ભારત ઉપર ગ્રંથ લખ્યો છે. એમાં (પુસ્તક બીજું, પાનું ૧૧૩ મું) જણાવ્યું છે કે, ઈ. સ. ૧૦૩૩ મસુદના સરદાર મહમદ નિયાલ્તગીને કાશી બાળ્યું. ૧૦૧૭ની સાલમાં ગઝનીના મહંમદે કાશીમાં લૂંટ ચલાવી ત્યારે પણ સારનાથનો અમુક ભાગ

ખંડિત બનેલો

આ સ્થળે કનોજના ગહડવાલ વંશના રાજા ગોવિંદ ચંદ્રના રાણી કુમારદેવી( ઈ સ ૧૧૧૪ થી ઈ સ ૧૧૫૪ )એ બારમા સૈકામા ધર્મચક્ર વિહાર નામનો એક વિશાળ વિહાર બંધાવ્યો સમય વીત્યો એમા આ સ્થળ વિષે હિંદુઓ તેમ જ જૈનોને પૂજ્યભાવ થયો, એ લોકો પણ ત્યા યાત્રાએ આવતા થયા અને એમણે પણ ત્યા સ્તૂપો ને મંદિરો બંધાવ્યા મૂર્તિઓ પધરાવી ને ઇમારતો બાંધી ઈ સ ૧૧૯૪મા કુતુબુદ્દીને સેંકડો પવિત્ર સ્થળો તોડી નાખ્યા, એમા કાશી અને સારનાથ પણ હોમાયા કાશીનો તો પાછળથી ઉદ્ધાર કરનારા નીકળ્યા, પરંતુ સારનાથને જે ચોટ લાગી તેમાથી એ ફરી ઊભુ થઈ શકયુ નહિ એથી બૌદ્ધ ધર્મ ઉપરથી શ્રદ્ધા વહી ગઈ ભારતમાથી બૌદ્ધ ધર્મની જડ ઊખડી ગઈ એ પછી સારનાથનો જીર્ણોદ્ધાર કરાવનાર કોઈ ન નીકળ્યુ એના અવશેષો ઉપર માટી ફરી વળી

ઈ સ ના પ્રારંભકાળમા બૌદ્ધધર્મમા જે ગ્રહણ કરવા યોગ્ય ઉત્તમ ભાગ હતો તેનો હિંદુઓએ સ્વીકાર કરી લીધો હતો નીતિ, તર્ક, ન્યાય, ધર્મ, સંસ્કારિતા અને તત્ત્વ વિચારનો બૌદ્ધોએ વિકાસ કર્યો હતો તે હિંદુઓએ અપનાવી લીધો છેલ્લા સવાસો વર્ષમા ભારત સરકારના પુરાતત્ત્વવિદોએ બૌદ્ધ અવશેષો શોધવા માટે ઘણા પ્રયત્નો કર્યા ખાસ કરીને સ્વામી વિવેકાનંદની પ્રેરણાથી ભારતમા આવીને વસેલા ભગિની નિવેદિતાએ શ્રી રવીન્દ્રનાથ ટાગોર અને સર જગદીશચંદ્ર બોઝ જેવી વિશિષ્ટ વ્યક્તિઓનુ

ધ્યાન ખેંચ્યું. એ સ્થળોએ એમને લઈ જઈ, પ્રાચીન ભારતનાં શિલ્પ–સ્થાપત્યનાં દર્શન કરાવ્યાં, લેખો લખ્યા સરકારને જાગ્રત કરી, ત્યારે એ તરફ પ્રજાનું ધ્યાન ગયું. એ દૃષ્ટિ આવી ત્યારે સારનાથનો આધુનિક જીર્ણોદ્ધાર શક્ય બન્યો.

કહે છે કે સારનાથ એ સારંગનાથનું ટૂંકું રૂપ છે. સારંગ એટલે મૃગ. સારંગનાથ નામના બોધિસત્વ પહેલાં થઈ ગયેલા. એ મૃગપતિ હતા. એમના ઉપરથી આ સ્થળ સારનાથ કહેવાયું. એક બીજો અર્થ પણ નીકળે છે. સારંગ એ શિવનું નામ છે. સારનાથના બૌદ્ધ અવશેષોથી અર્ધા માઈલ છેટે સારંગનાથ મહાદેવનું મંદિર ઊભું છે!

બનારસના રાજા ચૈતસિંહના દીવાન જગતસિંહ હતા. કાશીના જગતગંજમાં એમની ઘણી દુકાનો હતી. ઈ. સ. ૧૭૯૪ માં જણાયું કે જગતગંજના બાંધકામ માટે જે પથ્થરોની જરૂર હતી તે સારનાથનાં ખંડેરોમાંથી લાવવામાં આવતા હતા. એ કાળે અંગ્રેજોની ફોજમાં ભરતી થઈને આવેલા એક પુરાતત્ત્વના રસિક અભ્યાસીની નજર આ તરફ વળી. એણે કંઈક નોંધો કરી હશે કે પત્રવ્યવહાર કર્યો હશે. એ પછી ૧૮૧૫ માં કર્નલ મૅકેન્ઝીએ થોડું ખોદકામ શરૂ કરાવ્યું અને ત્યાંથી મળેલી કેટલીક બૌદ્ધ મૂર્તિઓ બંગાળાની એશિયાટિક સોસાયટીને સોંપી. ઈ. સ. ૧૮૩૫ માં જનરલ કનિંગહામે ખોદકામ વધાર્યું. એમણે પણ કેટલીક મૂર્તિઓ કલકત્તાના સંગ્રહસ્થાનમાં ભેટ કરી. એ પ્રતિમાઓ અખંડ હતી. જે પ્રતિમાઓ ને શિલ્પો સારનાથમાં રહી ગયાં તેમાંથી કેટલાંયનો ઉપયોગ વારણા નદીનો

પુલ બંધાવ્યો ત્યારે અને બીજો એક પુલ બંધાવ્યો ત્યારે થયો. ગાડેગાડા ભરીને શિલ્પના ઉત્તમ નમૂના વહી ગયા. એમ છતાં હજી વગી સારનાથમાં જે પ્રાચીન અવશેષો બચવા પામ્યા છે, તે ઉપરથી સારનાથની ભવ્યતાનો ખ્યાલ જરૂર આવે છે ને એ સ્થળની પવિત્રતાની હવા સર્જાય છે.

ઈ. સ. ૧૯૦૪ પછી ભારત સરકારના આર્કિયોલૉજિકલ સર્વે ખાતા તરફથી પદ્ધતિસરનું ખોદકામ શરૂ થયું જણાય. એમના પ્રયત્નને લીધે સ્તૂપો અને વિહારોનું આ મહાનગર પાછું પ્રકાશમાં આવ્યું.

આ સ્થળનું નામ ઋષિપત્તન અથવા મૃગદાવ મહાવન્તુ કેવી રીતે પડયું એ વિષે સંસ્કૃતમાં લખાયેલા એક બૌદ્ધ ગ્રંથમાં નીચે મુજબ જણાવ્યું છે: 'એક સમયે બનારસથી દોઢ યોજન દૂર એક ગાઢ વનની અંદર ૫૦૦ પ્રત્યક બુદ્ધ અથવા ઋષિઓ રહેતા હતા. એ સૌ સદેહે આકાશમાં પહોંચ્યા અને નિર્વાણ પામ્યા. ત્યાર પછી એમના ક્ષણભંગુર દેહ પૃથ્વી ઉપર પાછા પડ્યા. એ અવશેષો વનમાં પડ્યા તેથી એ વન ઋષિપત્તન કહેવાયું.'

ફાહ્યાન લખે છે કે આ વનમાં એક પ્રત્યક બુદ્ધનો નિવાસ હતો. ગૌતમ બુદ્ધનું આગમન થવાનું છે એમ જાણીને એમનું પરિનિર્વાણ થયું. મહાવસ્તુ, નિગ્રોધમિગા જાતક નામના બૌદ્ધ ગ્રંથમાં મૃગદાવના નામ વિષે એક કથા જણાવી છે. વારાણસી પાસેના વનમાં બુદ્ધ એમના પૂર્વ જન્મમાં મૃગપતિ હતા. વારાણસીના રાજાને મૃગયાનો શોખ હતો. એ રાજા વનના ઘણા મૃગોને મારી નાખતો તેથી મૃગરાજે એમની સાથે સંધિ કરી કે તમારા ભોજન

માટે અમે રોજ એક મૃગ આપીશું. કયા મૃગે કયારે જવું તેનો નિર્ણય મૃગરાજ કરશે. આ પ્રસ્તાવ રાજાએ મંજૂર રાખ્યો. જતે દિવસે એક હરણીનો વારો આવ્યો ત્યારે એ સગર્ભા હતી. હરિણી સાથે એના ગર્ભનો પણ નાશ થાય તે મૃગરાજમાં રહેલા બોધિસત્ત્વથી ના સહેવાયું, એટલે એ પોતે જ વધ થવા માટે તૈયાર થયા. આ બીનાની રાજાને ખબર પડી. બોધિસત્ત્વની આવી અપાર કરુણા જોઈને એ મુગ્ધ બન્યા ને મૃગયા બંધ કરી દીધી.

સારનાથમાં એક ચોખંડી સ્તૂપ છે, ઈંટોની ઇમારત છે. એના ઉપર અષ્ટકોણવાળું શિખર છે. કહે છે કે જે સ્થળે ગૌતમ બુદ્ધ પહેલા પાંચ શિષ્યોને મળ્યા હતા તે જ સ્થળે આ સ્તૂપ બાંધ્યો છે. એના ઉપર અષ્ટકોણ શિખર બંધાવનાર હુમાયૂ બાદશાહના એક ગુલામ છે. આ સ્થળે બાદશાહ આવ્યા હશે ત્યારે એમણે પણ બુદ્ધની કથા સાંભળી હશે. ત્યાં શિલાલેખ કોતરેલો છે. અરબી પદ્યમાં એની રચના છે. એમાં જણાવ્યું છે કે બાદશાહ જનાબ આશિયાની હુમાયૂં, સાત જહાંના શાહ એક દિવસ પધાર્યા અને તખ્ત ઉપર બેઠા. એથી આ સ્થળ ઊગતા આફ્તાબની માફક રોશન થયું. આથી અકબરના મહેલમાં જન્મેલા ખાકસાર ગુલાબ ગોવર્ધનના દિલમાં ભાવ થયો કે આ સ્થળે આસમાનના જેવો ભવ્ય ઘૂમટ બંધાવવો અને આ પવિત્ર સ્થળે આ મુલાકાતની સ્મૃતિ જાળવવી. એથી ૯૯૬ની સાલમાં આ સુંદર ઇમારતની રચના કરવામાં આવી છે.'

બાબુ જગતસિંહના કારીગરો ઈ. સ. ૧૭૯૪માં ધર્મરાજિકાના સ્તૂપમાંથી શિલાઓ ઉપાડી ગયા. એમાં

ચોખંડી સ્તૂપના આરસનો લેખ પણ ઉપાડી ગયા; પરંતુ એનો ગોખ કલકત્તાના સંગ્રહસ્થાનમાં જળવાયો છે. બાબુ જગતસિંહના મકાનમાંથી મેજર કીટોએ એક પદ્મપીઠની શિલા મેળવી, અને એના ઉપર કોતરેલો લેખ ઉકેલ્યો. ઈ. સ. ૧૯૦૭માં સર જ્હૉન માર્શલે વધારે ખોદકામ ચાલુ રાખ્યું ત્યારે જણાયું કે જુદા જુદા સમયે અહીં મરામત કે જીર્ણોદ્ધારનું કામ અવશ્ય થયું છે. સ્તૂપની મૂળ રચના અશોકે કરેલી. કુસાન રાજાઓના સમયમાં એનો વિસ્તાર થયો. પાંચમી કે છઠ્ઠી સદીમાં વળી એનો વિસ્તાર થયો, નવાં બાંધકામ થયાં. એમ સાતમી સદીમાં થયું, નવમી સદીમાં થયું, ને દશમી સદીમાં થયું. ૧૨મી સદીમાં આ સ્થળથી થોડે ઉત્તરે ધર્મચક્ર વિહાર નામની ઇમારત રાણી કુમારદેવીએ બંધાવી છે.

ધર્મરાજિકા સ્તૂપથી વીસ ગજ છેટે એક મંદિરનું ખંડિયેર છે. હ્યુએન-ત્સંગે જે વર્ણન કર્યું છે તે ઉપરથી એ જ મૂળગંધકુટિ વિહાર છે–બસો ફૂટ ઊંચી ને સુવર્ણ આમ્રફળવાળી ઇમારત તે જ આ. પશ્ચિમે અશોકસ્તંભના ભગ્નાવશેષો પડ્યા છે. એના શિરોભાગે આવેલી સિંહ-મુદ્રા અને એની ઉપર રાખેલા ધર્મચક્રના ખંડ સારનાથના સંગ્રહસ્થાનમાં જાળવી રાખ્યા છે. હ્યુએન-ત્સંગે આ સ્તંભ સિત્તેર ફૂટ ઊંચો હોવાનું જણાવ્યું છે. રેતિયા પથ્થરની એક જ છાટમાંથી આખો સ્તંભ તૈયાર કર્યો છે.

ત્યાં એક જૈન મંદિર છે, એની ઈશાન દિશામાં ધમેખ સ્તૂપ છે. એ સ્તૂપ સાવ નળાકાર છે, તળમાં ૯૩ ફૂટનો વ્યાસ છે, ૧૪૩ ફૂટ ઊંચો છે, એના પથ્થરોના દરેક સ્તરમાં લોહપટ્ટીઓનું જડતર છે. આ સ્તૂપનાં આક

આગળ પડતાં મુખ છે, ઘણા ગોખ છે, એમાં ભૂમિતિની આકૃતિઓ અને ફૂલવેલની શોભાનાં કોતરકામ કરેલાં હતાં. એ બધી શોભા ઘણી સુંદર છે અને ગુપ્ત સામ્રાજ્યના સમયમાં વિકાસ પામેલી કલાનો સારો નમૂનો છે. ધર્મેખ એટલે ધર્મેક્ષ અથવા ધર્મનું દર્શન; પહેલા પાંચ શિષ્યોને મૃગદાવમાં જે ઉપદેશ કરેલો તેનું દર્શન. જનરલ કનિંગહામે આ સ્તૂપના મધ્યમાં પાયા લગી તપાસ કરી. એમને તો બુદ્ધના અવશેષનું કોઈ સ્થાન ખોળવું હતું તેને બદલે એમને એક શિલાલેખ મળ્યો. એમાં છઠ્ઠી–સાતમી સદીમાં જે લિપિ વપરાતી તે લિપિમાં વિખ્યાત બૌદ્ધ સિદ્ધાંતો લખેલા હતા. આ શિલાલેખ ભારતીય સંગ્રહસ્થાનમાં જાળવ્યો છે. સંભવ છે કે આ સ્તૂપમાં એ લેખ પાછળથી મુકાયો હોય. જે સ્થળે બુદ્ધ-પાંચ શિષ્યોને મળ્યા ત્યાં ચોખંડી સ્તૂપ છે, અને જ્યાંથી ધર્મચક્ર પ્રવર્તન શરૂ કર્યું ત્યાં ધમેખ સ્તૂપ છે. ધમેખ સ્તૂપનું મૂળ બાંધકામ સમ્રાટ અશોકે કરેલું. એ સ્તૂપની ઉત્તરે એકબીજા સ્તૂપના અવશેષો છે. એ સ્થળે બુદ્ધે જણાવેલું કે હવે એમના પછી મૈત્રેય બુદ્ધ અવતરશે.

સારનાથમાં બુદ્ધનું નવું મંદિર બંધાયું છે. આખી દુનિયામાંથી બૌદ્ધો ત્યાં આવે છે ને પૂજા કરે છે. એક પવિત્ર તીર્થસ્થળ તરીકે સારનાથની પ્રાચીન કીર્તિનો ફરીથી ઉદય થયો છે. ઈ. સ. ૧૯૫૬ના મે માસની ૨૪ મી તારીખે બુદ્ધના મહાપરિનિર્વાણની ૨૫૦૦મી સંવત્સરી ભારતે ઊજવી. એ જયંતી સારનાથમાં ઊજવાઈ તેમ બુદ્ધગયા, સાંચી, નાલંદા, મુંબઈ, મદ્રાસ, કલકત્તા, દિલ્હી, લખનૌ, ભોપાલ વગેરે સ્થળોએ પણ ઊજવાઈ. એ જયંતી ભારતે ઊજવી.

તેમ સિલોન, બર્મા, ચીન, જાપાન, તિબેટ, લાઓસ, કંબોડિયા, સિક્કિમ, ભૂતાન, ઇન્ડોનેશિયા એમ ઘણે ઠેકાણે દમામથી ને મોટા પાયા ઉપર ઊજવાઈ.

સારનાથમાં મૌર્યકાળના, કુશાન સમયના અને ગુપ્ત વખતના કળાકૌશલ્યના ઉમદા નમૂના મળ્યા છે. એમાં પણ ગુપ્ત સમયની બૌદ્ધમૂર્તિઓ તો અતિશય સુંદર ને ભાવપૂર્ણ છે. પથ્થરની માનવ આકૃતિમાં આવા ભાવ બીજા કોઈ દેશના કલાકારે ઉતાર્યા નથી.


ધર્મચક્રમુદ્રા : બુદ્ધ, સારનાથ

રાજા જેમ ચક્રવર્તી થાય એમ બુદ્ધ ધર્મચક્રવર્તી થયા. એમની અનેક મૂર્તિઓમાં એક મૂર્તિ ધર્મચક્રની મુદ્રાવાળી છે. એમાં બુદ્ધ પલાઠી વાળી ને બેઠા છે. એમની આસપાસ પંચ ભદ્રવગ્ગિયો છે–પાચ સાધુઓ બેઠા છે. બુદ્ધના આસન સામે ચક્ર રાખ્યુ છે. એની બંને બાજુએ બે હરણ બેઠેલાં છે. એ દર્શાવે છે કે મૃગદાવમા ભગવાન બુદ્ધે આ જગતને પહેલો ઉપદેશ કર્યો ને ધર્મનું ચક્ર ગતિમાન કર્યું.

બુદ્ધે ૮૦ વર્ષનું લાબું આયુષ્ય ભોગવ્યુ. મૃત્યુના થોડા સમય પહેલાં એ રાજગૃહથી નીકળી ઉત્તરે વળ્યા.

પાટલિપુત્ર ત્યારે બંધાતું હતું.
ભવિષ્ય એમણે ભાખ્યું. ત્યાંથી
શિષ્યસમુદાયને વિદાય કરી એકાં
એ બેલુવા પહોંચ્યા.

બેલુવામાં બુદ્ધ માંદા પડ્યા.
સાંભર્યા અને ઉપદેશ દેવાની ઇ
એમણે રોકયો, જીવન ટકાવી રાખ્યુ
લઈ ને એમણે ભિક્ષુવર્ય આનંદને ઉ

આનંદને એમણે કહ્યું :

'હે આનંદ, બુદ્ધ એમ નથી
મારું શાસન હોય; એમ પણ નથી
વશ હોય. આનંદ, સંઘ વિષે બુ
હોઈ શકે? હું હવે અશક્ત થયો,
જીવનયાત્રા પૂરી થઈ. મને એંશી વર્ષ
તમે તમારા દીપક થઈ ને રહેજો. તમે જ
બનીને રહેજો. બીજો આશ્રય ખોળશો
છે તે જ તમારો દીપ બની રહો, એ જ
આપો. બીજો કોઈ સહારો લેશો નહિ.
વિદાય પછી હે આનંદ, જે કોઈ પોતે
થશે, જે કોઈ પોતે પોતાનો આશ્રય લેશે
નહિ લે, જે કોઈ સત્યને જ પોતાનો
એમાં જ આશ્રય લેશે અને બીજામાં નહિ
જ મારો સાચો શિષ્ય ગણાશે. હે આનંદ,
ધર્મમાર્ગમાં વિચરે છે. 'अत्तद्दीपा विहरथ।'

*

# વિવિધ વિષયનાં વાંચવા લાયક પુસ્તકો

મહાભારત-૭ ગ્રંથો ૬૪-૦૦
શાંતિપર્વ-( મહાભારત ભાગ ૬ ઠ્ઠો ) ... ૧૦-૦૦
શ્રીહરિવંશ અથવા ઉત્તર મહાભારત ... ૧૦-૦૦
મહાભારતસાર ... ૪-૦૦
વિષ્ણુપુરાણ ... ૫-૦૦
શ્રીમદ્ ભાગવત (બે ભાગ) ૧૨-૫૦
શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ ... ૪-૦૦
એકાદશ સ્કંધ-એકનાથી ૬-૦૦
એકાદશ સ્કંધ ( શ્રીમદ્ ભાગવતનો ) ... ૨-૫૦
શ્રીમાર્કંડેયપુરાણ ... ૬-૫૦
ભગવતી (દેવી) ભાગવત ૮-૫૦
વાલ્મીકિ રામાયણ ૧૨-૫૦
તુલસીકૃત રામાયણ ૧૨-૫૦

*

ઈશ ને કેન ઉપનિષદ ૧-૨૫
( શાંકરભાષ્ય સાથે )
કઠોપનિષદ ,, ,, ૧-૨૫
પ્રશ્નોપનિષદ ,, ,, ૧-૦૦
મુંડકોપનિષદ-શાંકરભાષ્ય ૧-૦૦
ઐતરેય ઉપનિષદ-શાંકરભાષ્ય ૦-૭૫
તૈત્તિરીય ઉપનિષદ ,, ૧-૫૦
છાંદોગ્ય ઉપનિષદ ,, ૫-૦૦
બૃહદારણ્યક ઉપનિષદ ,, ૮-૦૦
શ્વેતાશ્વતર ઉપનિષદ ,, ૧-૫૦
સો ઉપનિષદો ... ૫-૦૦
ઉપનિષદ-નવનીત ... ૨-૫૦
મહાવાક્યરત્નાવલી ... ૧-૦૦

*

ઉપદેશસાહસ્રી ... ૪-૦૦
શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્ર ૧-૫૦
વિવેકચૂડામણિ ... ૧-૦૦
મણિરત્નમાળા ... ૧-૫૦
સૌંદર્યલહરી ... ૦-૪૦
સ્તોત્રસંગ્રહ ... ૧-૫૦
મોહમુદ્ગર-દશ રત્નો ૧-૦૦
શતશ્લોકી-ચાર રત્નો ૦-૭૫
આત્મા-અનાત્માવિવેક ૦-૩૫
પ્રબોધસુધાકર-તત્ત્વબોધ ૦-૫૦
હસ્તામલકસ્તોત્ર અને વાક્યસુધા ... ૦-૧૫
પ્રશ્નોત્તરમાળા ને જીવન્મુક્ત-આનંદલહરી ... ૦-૧૯

*

| | | | |
|---|---|---|---|
| યોગવાસિષ્ઠ મહારામાયણ (બે ગ્રંથોમાં) | ૧૫–૦૦ | યોગાભ્યાસ અને આસનવિધિ ... | ૦–૬૦ |
| વૈદિક–વિનય (ત્રણ ભાગ) | ૭–૫૦ | સનત્સુજાતનો ઉપદેશ અર્થાત્ મૃત્યુનું રહસ્ય... | ૦–૭૫ |
| અધ્યાત્મ વાર્તાલાપ | ૪–૦૦ | કપિલ અને દેવહૂતિ | ૦–૬૨ |
| વૃત્તિપ્રભાકર ... | ૫–૦૦ | ષટ્પદી (વેદાંતપ્રક્રિયા) | ૦–૩૫ |
| વેદાંતસિદ્ધાંતમુક્તાવલી | ૨–૦૦ | વિચારસૂર્યોદય ... | ૦–૨૫ |
| શ્રીપંચદશી–વિદ્યારણ્ય કૃત | ૫–૦૦ | બળવાન બનો! ... | ૦–૭૫ |
| પંચદશી ... | ૨–૦૦ | ત્રીજી આંખ ... | ૧–૦૦ |
| યુક્તિપ્રકાશ ... | ૧–૫૦ | જ્ઞાનનાં ઝરણાં ... | ૦–૨૫ |
| બ્રહ્મસિદ્ધાંતમાલા ... | ૪–૦૦ | વિચારમાળા | ૦–૫૦ |
| તત્ત્વાનુસંધાન ... | ૪–૦૦ | લઘુયોગવાસિષ્ઠસાર ... | ૦–૫૦ |
| પંચીકરણ ... | ૨–૦૦ | મોક્ષનો માર્ગ ... | ૦–૫૦ |
| પાતંજલ યોગસૂત્ર... | ૧–૫૦ | દૃગ્દૃશ્યવિવેક ... | ૦–૧૨ |
| આત્મરામાયણ ... | ૧–૫૦ | અંતર–નિરીક્ષણ ... | ૧–૦૦ |
| શ્રીવેદાંતમાર્ગદર્શિની | ૨–૦૦ | જ્ઞાન અને કર્મ ... | ૦–૨૫ |
| વેદાંતશબ્દકોશ ... | ૦–૫૦ | નારદનાં ભક્તિસૂત્રો | ૦–૧૯ |
| હઠયોગપ્રદીપિકા ... | ૧–૫૦ | શાંડિલ્ય ભક્તિસૂત્ર ... | ૦–૩૭ |
| જીવન્મુક્તિવિવેક ... | ૧–૫૦ | | |
| જ્ઞાનવાણી ... | ૨–૦૦ | | |

*

| | | | |
|---|---|---|---|
| અષ્ટાધ્યાયી રુદ્રી ... | ૧–૫૦ | ગંગામાતા ... | ૦–૫૦ |
| શ્રીવિષ્ણુસહસ્રનામ... | ૦–૪૦ | સંધ્યાપદ્ધતિ ... | ૦–૫૦ |
| ૭૫ અને નામસ્મરણ | ૧–૨૫ | શ્રીચંડીપાઠ ... | ૧–૫૦ |
| ભીષ્મસ્તવરાજ ... | ૦–૧૫ | નિત્યપાઠ ... | ૧–૦૦ |
| હરિપાઠ ... | ૦–૧૫ | શિવમહિમ્નઃ સ્તોત્ર | ૦–૭૫ |
| કંઠાભૂષણમ્ ... | ૦–૨૫ | નારાયણકવચ ... | ૦–૬૦ |
| | | હનુમાનચાલીસા ... | ૦–૧૫ |

*

| | | | |
|---|---|---|---|
| નતરાજ .. | ૧૫-૦૦ | વિદુરનીતિ ... | ૧-૦૦ |
| સુભાષિતરત્નભાંડાગાર | ૧૨-૦૦ | સુભાષિત નીતિમંજરી | ૧-૫૦ |
| સ્વાધ્યાયસુધા ... | ૪-૦૦ | ચારુચર્યા ... | ૦-૨૫ |
| મનુસ્મૃતિ ... | ૫-૦૦ | નીતિશતક ... | ૦-૪૦ |
| ધર્માલાપ-વાર્તાલાપ બે ગ્રંથો | ૫-૦૦ | યક્ષ અને યુધિષ્ઠિર | ૦-૬૦ |
| બાલવિલાસ ... | ૧-૫૦ | વૈરાગ્યશતક ... | ૦-૪૦ |
| વાટના દીવડા ... | ૧-૫૦ | વિજ્ઞાનશતક ... | ૦-૫૦ |
| હિંદુધર્મની બાળપોથી | ૦-૬૨ | નવસંહિતા ... | ૦-૩૭ |
| ધર્મદર્શન ... | ૧-૦૦ | વ્યવહારમાળા ... | ૦-૫૦ |
| હિંદુધર્મ (એક પુસ્તકરૂપે) | ૧-૨૫ | સત્સંગમાળા ... | ૦-૪૦ |
| હિંદુધર્મ અને સદાચાર | ૦-૨૫ | સંતોષસુરતરુ ... | ૦-૩૦ |
| હિંદુધર્મ ... | ૦-૨૫ | સૂક્તાવલિ ... | ૦-૪૦ |
| હિંદુધર્મના પાયા ... | ૦-૨૫ | | |

*

| | | | |
|---|---|---|---|
| ષોડશ ગ્રંથો ... | ૧-૫૦ | શિક્ષાપત્રી .. | ૦-૨૫ |
| ધમ્મપદ-ધર્મના પદો | ૧-૨૫ | જપજી ... | ૦-૬૨ |
| સમાધિશતક .. | ૦-૪૦ | ગોરખનાથ ... | ૦-૩૭ |

*

| | | | |
|---|---|---|---|
| ભગવદ્ગીતા-શાંકરભાષ્ય | ૪-૦૦ | જ્ઞાનસંગીતા-બાળબોધમાં | ૧-૨૫ |
| ભગવદ્ગીતા-નીલકંઠી | ૩-૦૦ | જ્ઞાનસંગીતા-ગુજરાતીમાં | ૧-૨૫ |
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા | ૬-૦૦ | પંચરત્નગીતા-કાચું પૂંઠું | ૧-૫૦ |
| ભગવદ્ગીતા (મોટા અક્ષરોમાં) .. | ૧-૨૫ | ગીતામાં જીવનની કળા | ૩-૦૦ |
| ભગવદ્ગીતા-બાળબોધમાં | ૦-૫૦ | શ્રી રામગીતા ... | ૧-૭૫ |
| ભગવદ્ગીતા-ગુજરાતીમાં | ૦-૫૦ | ઉત્તરગીતા ... | ૦-૩૭ |
| | | ગીતાસંકલન ... | ૦-૧૯ |

*

| | |
|---|---|
| શ્રીરામકૃષ્ણકથામૃત | ૬–૦૦ |
| હરિરેવ જગત્ ... | ૨–૫૦ |
| ઉપદેશસારસંગ્રહ ... | ૧–૫૦ |
| સંતગુરુનો પરિચય | ૨–૦૦ |
| સંતોની અનુભવ-વાણી | ૨–૦૦ |
| સદ્બોધસરિતા ... | ૧–૫૦ |
| સંતની વાતો ... | ૧–૫૦ |
| મેનાવતી–ગોપીચંદ તથા ભર્તૃહરિ–વિક્રમ | ૦–૨૫ |
| જેસલ–તોરલ તથા જાલંધર–ગોપીચંદ | ૦- |
| મદાલસા અને અલર્ક | ૦- |
| શ્રીરામકૃષ્ણ ઉપદેશ | ૦- |
| વિવેકાનંદનાં વચનામૃતો | ૦- |
| પરવાળાં ... | ૦- |
| ગીતાંજલિ ... | ૦- |
| પુરોગામી ... | ૦- |
| પ્રવાસી ... | ૦–૩ |

*

| | |
|---|---|
| અર્થતંત્રની આંટીઘૂંટી | ૧–૦૦ |
| આપણે ફરી ન વિચારીએ ? | ૨–૦૦ |
| આત્મનિરીક્ષણ અને સંકલ્પ ... | ૧–૦૦ |
| સંસારનાં સુખ ... | ૨–૦૦ |
| સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર ... | ૩–૫૦ |
| સાહિત્ય પ્રવેશિકા ... | ૨–૫૦ |
| ગ્રામરચના ... | ૨–૦૦ |
| વ્યક્તિ–ચિત્રો ... | ૧–૫ |
| શુભસંગ્રહ–ભાગ ૨ જો | ૩–૦ |
| ,, –ભાગ ૯ મો | ૩–૦ |
| પલટાતા રંગ ... | ૧–૫ |
| સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો ... | ૧–૨૫ |
| વ્યાયામ અને સૂર્યનમસ્કાર | ૦–૭૫ |
| ભારતીય શિલ્પકળા | ૦–૩૭ |
| હિંદુસ્થાની સંગીત | ૦–૫૦ |

*

| | |
|---|---|
| શ્રીસુબોધકથાસાગર | ૨–૫૦ |
| શ્રીસુબોધરત્નાકર ... | ૧–૫૦ |
| બોધક વાર્તાઓ ... | ૧–૫૦ |
| દૃષ્ટાંતશતક ... | ૧–૨૫ |